# 'દુર્રેલાસાની'

હઝરત મૌલાના શાહ
મુહમ્મદ હિદાયતઅલી (રહ.)

# دُرِّ ثانی

અનુવાદક
અબ્દુલકાદિર ફાતીવાલા

Ahmedabad

# અહસનુત્તકવીમ

- ફરિશ્તા દેખાતા કેમ નથી ?! તેઓની વાતો સંભળાતી કેમ નથી ?!
- એક વખતે અનેક કબરોમાં હુઝૂર સલ. કેવી રીતે હાજર રહી શકે ?!
- બાળેલાં મુર્દાને ફરિશ્તા પ્રશ્નો કેવી રીતે પૂછતાં હશે ? !
- મરેલાંને જીવતા કરવા કરતાં પણ વધારે મોટી ખૂબી કઈ છે ?!
- ઓલિયા અને યોગીઓ-સાધકો વચ્ચે તફાવત કયો ?!

આવા અનેક વસવસાઓના સચોટ જવાબો આપતી કિતાબ.
ગુજરાતીમાં હવે સ્ટોકમાં નથી. ઉર્દૂમાં જૂજ નકલો છે.
મૂલ્ય રૂ. ૧૫, ટ. ખ. રૂ. ૧ + ૪-૫૦ રજિ.ના અલગ

## અભિપ્રાયો

- 'માશાઅલ્લાહ મજકૂર કિતાબમાં ઇલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે.'

—હઝરત મુફ્તી અહમદ અશરફ રાંદેરી સાહબ

- 'આ એક અજીબ અને બેમિસાલ કિતાબ છે.'

—હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ રહ.

- '(આ કિતાબનો) અનુવાદ પઢશે (તેઓ) ઇન્શાઅલ્લાહ ગુમરાહીથી બચશે.'

—હઝરત મુફ્તી અહમદ બેમાત સાહબ

- 'આ કિતાબ દરેકે વસાવવા તથા મનન કરવા યોગ્ય છે.'

—હઝરત મુફ્તી ઇસ્માઈલ કછોલ્વી સાહબ

# કુતૂહુલ હર્મૈન

- હુઝૂર (સલ.)થી આપણે દૂર શા માટે છીએ?
- કા'બા શરીફ તરફ સજ્દો શા માટે છે?
- ખ્વાબ, કશ્ફ અને જાગૃતાવસ્થાના દર્શનમાં શું ફેર છે?
- અંબિયા (અલ.)ની ખબરો ખરી શા માટે છે?
- હાજીએ ખાસ ધ્યાનમાં રાખવાની વાતો કઈ છે?

આવી અતિસૂક્ષ્મ વાતોની સરળ સમજૂતી આપતી કિતાબ. હજ્જ પ્રવાસ વેળા લેખક પર ખુદા અને હબીબે ખુદા (સલ.) તરફથી થયેલી ઈનાયત વર્ષાનું એમાં અદભુત વર્ણન છે. એ વાંચીને આપના હૈયામાં મુહબ્બતે ખુદા અને ઈશ્કે રસૂલ (સલ.)નો ધોધ વહેશે અને ઈમાન તાજું થઈ જશે. મૂલ્ય રૂ. ૭, ટપાલ ખર્ચ ૧-૦૦ + ૪-૫૦ રજિ.ના અલગ

## અભિપ્રાયો

- 'કિતાબ નિહાયત મુબારક અને પુરનૂર છે'.
  —શેખુલ હદીસ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ
- 'કિતાબ અજીબો ગરીબ વાકેઆત અને ઈલ્હામી ફુયૂઝાતથી ભરપૂર છે.'
  —શેખુલ હદીસ હઝરત મૌ. અહમદુલ્લાહ સાહબ (રહ.)
- 'કિતાબમાં વર્ણવેલાં ખ્વાબો ઘણી જ ઉચ્ચ કોટીના છે.'
  —હઝરત મૌ. મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહબ
- 'આવી કિતાબો પઢવાથી ઈમાન તાજું થાય છે અને રસૂલુલ્લાહ (સલ.)થી પ્રેમ વધે છે.'
  —હઝરત મૌ. મુફતી અબ્દુલગની કાવીવાળા સાહબ(રહ.)

[પુસ્તક વેચાણ કેન્દ્રોની યાદી માટે જુઓ પા. ૪૧૯]

# અન્તિમ નબી

લેખક : હઝરત મૌ. સૈયદ મનાઝિર અહસન ગીલાની
અનુવાદક : અહમદ યૂસુફ ખાનાણી 'અખ્તર' એલ. એલ. બી.

વિશ્વના સીરત સાહિત્યની અનુપમ અને અનન્ય કૃતિ. ઈશ્કે રસૂલ (સલ.)થી છલોછલ હૈયામાંથી વહેલી અનોખી સરવાણી.

## અભિપ્રાયો

- 'મેં મારી આખી ઉંમરમાં સીરતે નબવી વિશે 'રહમતુલ્લીલ આલમીન' અને 'અન્નબીય્યુલ ખાતિમ' (અન્તિમ નબી (સલ.))ના કરતાં વધારે અસરકારક કિતાબ નથી વાંચી. (આ) કિતાબ અજબ અલબેલા અંદાઝમાં લખવામાં આવી છે.' —હઝરત મૌ. સૈ. અબૂલ હસન અલી નદવી
- 'આટલી ભવ્યતા અને સંક્ષેપ સહિત સીરત પર આટલી જામેઅ અને ઉમદા કિતાબ મારી નજરથી નથી ગુજરી.' —હઝરત મૌ. અબૂલ કલામ આઝાદ
- 'અન્નબીયુલ ખાતિમ' (અન્તિમ નબી)ના અવલોકનથી સીરતે નબવી (સલ.)ના કેટલાયે નવા પેહલૂઓ સામે આવ્યા.' —અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની
- 'ગાગરમાં સાગર'ની કહેવત આથી વધારે દુનિયાની બીજી કોઈ કિતાબ પર ભાગ્યે જ બંધબેસતી થઈ શકે છે.' —હઝરત મૌ. મુહમ્મદ મંઝૂર નુઅમાની

મૂલ્ય રૂ. ૧૫, ટપાલ ખર્ચ રૂ. ૧ + ૪-૫૦ રજિ.ના અલગ
આ કિતાબ માત્ર નીચેના સરનામે મળશે

જ. ઇસ્માઇલભાઇ બંદી, 'અમીન ટ્રાવેલ સર્વિસ'
મોટા ઘાંચીવાડ, ગુજરાતી શાળાની સામે, **વલસાડ** ૩૯૬૦૦૧

هو الحليم

# 'દુર્રેલાસાની'

## ભાગ પહેલો

□

ઇમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની
રહમતુલ્લાહિ અલૈહના

## મુબારક પત્રોના સાર અને સમજૂતી

□

ફારસીમાંથી ઉર્દૂમાં સાર અને સમજૂતી લખનાર
હઝરત મૌલાના અલહાજ
**શાહ મુહમ્મદ હિદાયતઅલી**
નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (રહ.)

□

• ગુજરાતી અનુવાદ •
**અબ્દુલકાદિર ફાતીવાલા**

પ્રકાશક :
**'જમેઆ હિદાયત' પ્રકાશન અને પ્રસારણ વિભાગ**
પો. બો. નં. ૨, જયપુર (રાજસ્થાન) ૩૦૨ ૦૦૧
ફોન : ૬૧૨૪૭ (ઘર), ૪૪૨૭૮ (જમેઆ), ૬૯૯૩૫ (ઓફિસ)

વ્યવસ્થા અને મુખ્ય વેચાણ કેન્દ્ર :
**'અંજુમને હિદાયત'**
C/o 'સત્કાર કાપડ કેન્દ્ર' (ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ)
ઝાંપા બજાર, પો. ઓ. સામે, સુરત ૩૯૫ ૦૦૩
[બીજા વેચાણ કેન્દ્રોની યાદી માટે જુઓ પા. ૪૧૬]

પ્રથમ આવૃત્તિ : પ્રત ૧૧૧૧
પૃષ્ઠ સંખ્યા : ૮ + ૪૧૬ = ૪૨૪

પ્રકાશન વર્ષ :
જમાદીલ અવ્વલ, હિ. સ. ૧૪૦૮
જાન્યુઆરી, ઈ. સ. ૧૯૮૮

સલાહ અને સહકાર :
અ. હમીદભાઈ ઝરીવાલા
નોવેલ્ટી પ્રિન્ટિંગ વર્ક્સ,
સલાબતપુરા, મેઈન રોડ,
સુરત ૩૯૫ ૦૦૨

મુદ્રક :
મોહન પરીખ
સુરુચિ છાપશાળા, સુરુચિ વસાહત
બારડોલી ૩૯૪ ૬૦૧

# અનુક્રમ

દીની તાલીમ સાથે ટેકનિકલ તાલીમ માટેનું અનોખું વિદ્યાલય

# જામેઆ હિદાયત

રામગઢ રોડ, જયપુર-દિલ્હી નેશનલ હાઈવે નં. ૮,
બંધ ગેઈટ બહાર, મુ. માનપુર સરવા પોસ્ટ : જયસિંગપુર ખોર,
જયપુર (રાજસ્થાન) પીન ૩૦૩૧૧૮

## પ્રવેશ લાયકાત

### ઉચ્ચ અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ પાંચ વર્ષનો છે; અને ગ્રેજ્યુએટની સમકક્ષ છે. એમાં દાખલ થવા માટે કોઈ જાણીતા મદ્રેસામાં તાલીમ મેળવેલી હોવી જોઈએ. દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી ૧૫ વર્ષ અને વધારેમાં વધારે ૧૭ વર્ષ હોવી જોઈએ. નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે.

૧ ફિકહમાં 'નૂરુલ ઈઝાહ'ની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'અલ કિરાતુલ રાશિદહ' ભાગ-૩ સુધી.
૩ નહવમાં 'હિદાયતુન્નહવ' સુધી

### ઉચ્ચ અભ્યાસનું બીજું વર્ષ

એમાં નીચે જણાવેલી કિતાબોની કસોટી લઈને દાખલ કરવામાં આવશે. દાખલ થતી વખતે ઉમર ઓછામાં ઓછી ૧૬ વર્ષ અને વધારેમાં વધારે ૧૮ વર્ષ હોવી જોઈએ.

૧ ફિકહમાં કુદૂરીની કક્ષા સુધી.
૨ અદબે અરબીમાં 'મન્સૂરાત'ની કક્ષા સુધી.
૩ નહવમાં 'કતરૂન્નિદા'ની કક્ષા સુધી.
૪ અંગ્રેજી દસમા ધોરણની કક્ષા સુધી.

### પૂર્વ તૈયારીના અભ્યાસનું પ્રથમ વર્ષ

આ કોર્સ માધ્યમિક શાળાઓમાંથી આવનારા વિદ્યાર્થીઓને

'જામેઆ હિદાયત'ના ઉચ્ચ અભ્યાસક્રમમાં દાખલ થવાને લાયક બનાવવા માટે છે. એમાં દાખલ થવા માટે:

૧ માધ્યમિક શાળાનું ધો. ૮ પાસ કરેલું હોવું જોઈએ.

૨ ધોરણ આઠની કક્ષા સુધીનું ઉર્દૂનું જ્ઞાન હોવું જોઈએ.

૩ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.

૪ દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી ૧૩ વર્ષ અને વધારેમાં વધારે ૧૫ વર્ષ હોવી જોઈએ.

૫ કસોટી લઈને પછી દાખલ કરવામાં આવશે.

## હિફ્ઝ અને કિરાઅત

એમાં દાખલ થવા માટે:

૧ કુરઆને કરીમ ઓછામાં ઓછું નાઝરા (ઉચ્ચાર શુદ્ધિ સાથે) પઢેલો હોવો જોઈએ.

૨ કસોટી લઈને દાખલ કરવામાં આવશે.

૩ દાખલ થતી વખતે ઉંમર ઓછામાં ઓછી આઠ વર્ષ અને વધારેમાં વધારે પંદર વર્ષ હોવી જોઈએ.

## સૂચના

૧ 'જામેઆ'માં માત્ર છોકરાઓને જ દાખલ કરવામાં આવે છે.

૨ 'જામેઆ'નું શિક્ષણ-વર્ષ શવ્વાલ માસથી શરૂ થાય છે.

૩ 'જામેઆ'ના છાપેલા ફોર્મમાં અને નક્કી કરેલી તારીખ સુધીમાં કરેલી અરજીઓ જ સ્વીકાર્ય છે.

૪ શિક્ષણ સાથે રહેવા અને જમવાની પણ સંપૂર્ણ વ્યવસ્થા છે.

૫ પ્રવેશ માટે શાબાનમાં નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો.

**રજિસ્ટ્રાર, 'જામેઆ હિદાયત'**
પો. બો. નં. ૨ **જયપુર** ૩૦૨ ૦૦૧ (રાજસ્થાન)

# આમુખ

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (દા. બ.)**

□

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ના પૌત્ર, ખલીફા, જાનશીન, પ્રખર આલિમ અને આરિફ તેમજ દીની અને ટેકિનકલ તાલીમના સુમેળવાળી અનોખી અને અદ્યતન અરબી–ફારસી યુનિવર્સિટી 'જામેઆ હિદાયત' જયપુરના સ્થાપક

□

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

نَحْمَدُهٗ وَنُصَلِّيْ عَلٰى رَسُوْلِهِ الْكَرِيْمِ

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની અલૈહિર્રહમતની મહાન ઝાત તથા આપની લખેલી કે સંપાદિત કરેલી કિતાબો, ખાસ કરીને આપના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો) કોઈ પરિચયના મોહતાજ નથી.

આપની મુબારક હયાતીમાં અને વફાત બાદ પણ ખલ્કે ખુદા, ખાસ કરીને ઉલ્મા અને સુલ્હાના માટે હરેક દૌરમાં એના પર કંઈ ન કંઈ લખાતું રહ્યું છે અને હકાએક તથા મઆરિફ પણ એમાં બયાન થતાં રહ્યાં છે. તુલ્બાએ હક એનાથી લાભ ઉઠાવતા રહ્યાં છે અને ઈન્શા અલ્લાહ કયામત સુધી એ સિલસિલો ચાલુ રહેશે.

મારા મખ્દૂમ અને મુહતરમ મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની સાહબ (ઝાદ શર્ફહૂ)એ પણ 'તજલ્લિયાતે રબ્બાની'માં 'તકરીબ વ તઆરુફ' શીર્ષક નીચે આ હકીકત ને જાહેર ફરમાવી છે, જે કાબિલે લિહાઝ છે,

'બેશક સમગ્ર ઈસ્લામી અને ઈસ્લાહી સાહિત્યમાં ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મકતૂબાતને એ લિહાઝથી ખાસ ઈમ્તિયાઝ હાસિલ છે.'

વળી આગળ લખે છે કે,

'એમાં એહસાન અને તસવ્વુફ, તા'મિરે બાતિન, હક અને બાતિલમાં ઈમ્તિયાઝ,[1] જિહાદ ફી સબીલિલ્લાહ અને ઈકામતે દીન,[2] તથા તરવીજે શરીઅત,[3] અહયાએ સુન્નત[4] અને ઈમ્હાએ બિદઅત[5] ની તરગીબ અને તલ્કીન[6] તથા ઉમ્મતે મુસ્લિમાની આમ રહનુમાઈ[7]નો તે સામાન મૌજૂદ છે જેના પડઘાએ છેલ્લી ત્રણ–ચાર સદીઓમાં ઉમ્મતે મુસ્તફવીય્યહના હકમાં મીરે કારવાંનું કામ કર્યું છે અને ઈન્શાઅલ્લાહ આવનારી સદીઓમાં પણ ઉમ્મતને એનાથી હિદાયત અને રહનુમાઈ મળતાં રહેશે.'



મકતૂબાત વિષે મુહતરમ મૌલાના નસીમ અહમદ ફરીદી અમરોહવીનો પ્રતિભાવ આ પ્રમાણે છે :

'મકતૂબાત શરીફમાં
એક કૈફ અને સુરૂર છે;
એક જોશ અને ખરોશ છે;
એક વજદ અંગેઝ રવાની છે;



૧ ઈમ્તિયાઝ : ભેદ, તફાવત, ફરક
૨ ઈકામતે દીન : દીનનું સ્થાયિત્વ, દીનની મજબૂતી
૩ તરવીજે શરીઅત : શરીઅતનો પ્રચાર અને પ્રસાર
૪ અહયાએ સુન્નત : સુન્નતને જીવંત કરવું
૫ ઈમ્હાએ બિદઅત : બિદઅતને મિટાવવું
૬ તરગીબ અને તલ્કીન : પ્રોત્સાહન અને પ્રેરણા
૭ રહનુમાઈ : માર્ગદર્શન

વાત ઘણી સાદાઈથી અને અસરકારક શૈલીમાં લખવામાં આવી છે.'

'તજલ્લિયાતે રબ્બાની'માં ડૉક્ટર શેખ મુહમ્મદ અકરમે પણ હઝરત મુજદ્દિદ અલ્ફે સાનીના મકતૂબાત વિષે પોતાના વિચારો આ પ્રમાણે દર્શાવ્યા છે :

'હિન્દુસ્તાનમાં તસવ્વુફની અલ્પ કિતાબોને તે લોકપ્રિયતા અને સ્થાન પ્રાપ્ત થયાં છે જે મકતૂબાતે ઈમામે રબ્બાનીને પ્રાપ્ત થયાં છે. હઝરત સરહિંદીની જિંદગીમાં જ તેની નકલો હિન્દુસ્તાન અને હિન્દુસ્તાનની બહાર બીજા દેશોમાં પ્રસરી ચૂકી હતી; અને આજે પણ એની મકબૂલિય્યતમાં કોઈ કમી નથી થઈ.'

વળી આગળ લખે છે કે :

'મકતૂબાતની મકબૂલિય્યતનું મોટું કારણ એના વિષયોની ખૂબી, વૈવિધ્ય, અને સાહબે મકતૂબાતની ઈલ્મીય્યત અને રૂહાની ફઝીલત છે; તો એ ઉપરાંત હઝરત મુજદ્દિદ (રહ.)-ની લેખન શૈલીનો પણ એની અસરમાં ઘણો પ્રભાવ છે. આ મકતૂબાતથી જાહેર થાય છે કે શેખ મુજદ્દિદ (રહ.) ઘણી ઉચ્ચ કક્ષાના અહલે કલમ (લેખક) હતા.'

□

મૌલાના અબ્દુલ માજિદ દર્યાબાદી પણ લખે છે કે :

'તસવ્વુફે ઈસ્લામના ખજાનામાં સૌથી વધારે અસર મારા પર બે જ કિતાબોની થઈ છે. પ્રથમ ક્રમે મસ્નવીએ મૌલાના રૂમ (રહ.)છે જેણે નાસ્તિકતા અને બેદીનીથી ખેંચીને મને ઈસ્લામની રાહ બતાવી. આ સંક્ષેપ પછી વિસ્તારની જરૂરત હતી એટલે કે ઈસ્લામમાં એ'તિકાદ અને આમાલમાં ચોક્કસ માર્ગ કયો ગ્રહણ કરવામાં આવે, તે બાબતમાં શમ્એ હિદાયતનું કામ મકતૂબાતે જ કર્યું'.'

□

મૌલાના નસીમ અહમદ ફરીદી અમરોહવીએ 'તજલ્લિય્યાતે રબ્બાની'ની પ્રસ્તાવનામાં 'હઝરત મુજદ્દિદ (રહ.) કે મકતૂબાત કે તરાજુમ' શીર્ષક હેઠળ એ પણ લખ્યું છે કે :

> 'દુર્રેલાસાની–ટૂંકસાર : મકતૂબાતે ઈમામે રબ્બાની, સંપાદક : મૌલાના મુહમ્મદ હિદાયત અલી નકશબંદી, મુજદ્દિદી (રહ.) હિંદના ભાગલા પછી મારા અવલોકનમાં આવી. મને આ શૈલી ગમી ગઈ અને મેં એ જ શૈલીમાં સૌથી પ્રથમ મકતૂબાતે ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના ત્રણે ભાગો પર કામ કર્યું.'

□

આ મકતૂબાતના સંપાદનો પણ જુદા જુદા સમયે થયા. પ્રથમ ભાગ સૌથી પહેલા મૌલાના યાર મુહમ્મદ જદીદ તાલ્કાની (રહ.)એ હિ. સ. ૧૦૨૫માં સંપાદિત કર્યો.

બીજો ભાગ ખ્વાજા અબ્દુલ હય હિસારી (રહ.)એ હિ. સ. ૧૦૨૮માં સંપાદિત કર્યો.

એ જ પ્રમાણે ત્રીજો ભાગ ખ્વાજા મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.)એ હિ. સ. ૧૦૩૩ માં સંપાદિત કર્યો.

['ઝુબ્દતુલ મકામાત']

□

આ તમામ મકતૂબાતે મુજદ્દિદીય્યહ (રહ.)માં એક ખાસ કૈફિયત અને સુરૂર અને અનવાર મેહસૂસ થાય છે. તુલ્બાએ હક, સાહબે નિસ્બત અને સાહબે કૈફ એનો અંદાજો લગાવી શકે છે.

મારા મહાન દાદા હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ અલૈહિર્રહમત ઈરશાદ ફરમાવ્યા કરતા હતા કે,

> 'મકતૂબાતે હઝરત મુજદ્દિદ અલૈહિર્રહમતનું અવલોકન કરતાં કરતાં હું પોતાના સીના પર મૂકતો હતો તો એના અનવાર મારા કલ્બમાં અને સીનામાં મેહસૂસ કરતો હતો પરંતુ જ્યારે અવલોકન પછી પોતાના સિરહાને મૂકી

> દેતા હતા ત્યારે એના ઝિક્રનો અવાજ પોતાના કાનોથી સાંભળતા હતા.'

આ જ મા'રેફત આપ 'મકામાતે મઝહરી' અને 'મા'મૂલાતે મઝહરી' વિશે પણ બયાન ફરમાવ્યા કરતા હતા.

કેટલીયે વખત આ બાબત મેહસૂસ થઈ છે અને જોવામાં આવી છે કે મકતૂબાતે મુજદ્દિદીય્યહના ટૂંક સારની હસ્તપ્રતનું જ્યારે જ્યારે અવલોકન કરતા હતા તો એક ખાસ પ્રકારની કૈફિયત જોવામાં આવતી હતી અને એ જ હાલત મસ્નવીએ મૌલાના રૂમના અવલોકન વખતે પણ મેહસૂસ થતી હતી.

મકતૂબાતે હઝરત મુજદ્દિદ (રહ.)ના અવલોકન વખતે જે સુરૂર અને ફૈઝાન મેહસૂસ થાય છે તે ઘણી ઓછી કૃતિઓ અને સંપાદનોમાં મેહસૂસ થાય છે.

એનું કારણ, હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.), એ ઈરશાદ ફરમાવ્યા કરતા હતા કે,

> 'ઝાત અને સિફાતે હક તઆલાના જે હકાએક અને મઆરિફ બયાન કરું છું તે હાલતે સુકરમાં બયાન કરું છું. એ પૈકી લખેલા ઘણાં હાલાત એવા હોય છે જે ખલ્કે ખુદાની હિદાયત અને ફાયદા માટે બયાન કરવામાં આવે છે.'

મકતૂબાતે મુજદ્દિદીય્યહ (રહ.)નો મોટો ભાગ એ જ હકાએક અને મઆરિફથી ભરેલો છે.

એની સાથે જ આ હકીકતને પણ જાહેર ફરમાવ્યા કરતા હતા કે,

> 'જે ઉલૂમ અને મઆરિફ મારી ઝાત સાથે સંબંધ ધરાવે છે તેને બયાન કરી શકાતા નથી અને કોઈ રીતે પણ, સંકેત કે ઈશારાથી પણ, એને જાહેર કરી શકાતા નથી.'

'દુરે'લાસાની' ભાગ-૧માં પત્ર ૨૬૭ જે મિર્ઝા હિસામુદ્દીનના નામે લખેલો છે, તેનો ટૂંકસાર નીચે પ્રમાણે છે. એમાં ઉપર

દર્શાવેલી મા'રેફતનો ખ્યાલ આવે છે,

'જે ઉલૂમ અને મઆરિફ ફકીર પર વારિદ થાય છે તેમાંથી મોટા ભાગના લખવામાં આવે છે કે જેથી અલ્લાહની મખ્લૂક ફાયદો ઊઠાવે.

જે ઉલૂમ ખાસ મારી ઝાતથી સંબંધ ધરાવે છે તેનો થોડોક ભાગ પણ જાહેર કરી નથી શકતો બલ્કે સંકેત અને ઈશારાથી પણ એમાં કંઈ બોલી નથી શકતો, બલ્કે મારા પ્રિય ફરઝંદો, જેઓ ફકીરના મઆરિફના મજમુઆ છે અને સુલૂક તેમજ જઝબહના મકામાતના નુસ્ખા છે તેઓ સમક્ષ પણ આ અસરાર[1] અને દકાઈક[2]ને કહી નથી શકતો. એને છુપાવી રાખવાની કોશિશ કરું છું.

જો કે ફકીર જાણે છે કે પ્રિય ફરઝંદો અસરારના જાણકારો છે અને ખતા તથા ગલતીથી મેહફૂઝ છે. પરંતુ શું કરું કે એ અસરાર ઝબાન પર લાવી જ નથી શકતો.

આ દૌલત જેને ફકીર છુપાવવા ચાહે છે (તે) હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના ચિરાગે નુબુવ્વતથી રોશન થયેલ છે.'

□

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહો અન્હો ફરમાવે છે કે:

'મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમથી બે ઈલ્મ પહોંચ્યા છે. એક આ ઈલ્મ છે જેને મેં બયાન કર્યો છે; બીજો તે ઈલ્મ છે કે જો તેને તમારી સામે બયાન કરું તો તમે મારું ગળું રહેંસી નાંખો!'

'આ બીજો ઈલ્મ, "ઇલ્મે અસરાર" છે. એને સમજવા માટે કોઈની સમજશક્તિ પૂરતી નથી.'

□

- ૧ અસરાર : ભેદ, રહસ્ય, મર્મ
  ૨ દકાઈક : સૂક્ષ્મ વાતો

અને 'હઝરાતુલ કુદસ'માં શેખ બદરુદ્દીન (રહ.) પણ એ જ મઆરિફ અને હકાએકને જાહેર ફરમાવતા લખે છે કે:

> 'મબ્દએ ફૈયાઝથી બાતિન શરીફે આં જનાબ પર જે કંઈ મઆરિફ અને અસરાર વારિદ થતાં હતાં તેના કેટલાક પ્રકારો છે. એક પ્રકાર એવો છે કે આં જનાબ કુદ્દેસ સિર્રુહુ ક્યારેય એને ઝબાને ફૈઝે તર્જુમાન પર ન લાવ્યા અને સંકેત કે ઈશારાથી પણ જાહેર ન કર્યા.'

□

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની અલૈહિર્રહમતના મકતૂબાતના અનુવાદો, સારાંશો વિવિધ રીતે ઉર્દૂમાં થતાં રહ્યાં અને તેના વિષે પ્રસ્તાવનાઓ અને અવલોકનો પણ લખાતા રહ્યા છે જે દરેક રીતે ધ્યાન આપવા યોગ્ય છે.

પરંતુ મારા મહાન દાદા હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલૈહિર્રહમતે જે ખાસ અંદાજથી મકતૂબાતે મુજદ્દિદીય્યહ (રહ.)નો સારાંશ 'દુરેંલાસાની'ના નામથી ઉર્દૂમાં લખ્યો છે, તે ઉર્દૂ ભાષામાં એક બહુમૂલ્ય અને 'લાસાની' (અજોડ) ઈઝાફો છે.

'દુરેંલાસાની'નો પહેલો ભાગ, પહેલી વખત હઝરત મૌસૂફ અલૈહિર્રહમતની દેખરેખ હેઠળ, આપની મુબારક હયાતીમાં મઆરિફ પ્રેસ, આઝમગઢમાં, અત્યંત કાળજીપૂર્વક, હિ. સ. ૧૩૫૭ મુતાબિક ઈ. સ. ૧૯૩૫માં છપાયો.

'દુરેંલાસાની'નો બીજો અને ત્રીજો ભાગ મૌલાના સૈયદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ અલૈહિર્રહમત અને કાનપુરના કાઝીએ શહર મૌલાના કાઝી અતહર હુસૈન સાહબની દેખરેખ હેઠળ નિઝામી પ્રેસ, કાનપુરમાં હિ. સ. ૧૩૬૫ મુતાબિક ઈ. સ. ૧૯૪૩માં મુદ્રણના ઝવેરાતથી આભૂષિત થયો. હાજી શરીફુલ હસન સાહબ કાનપુરીએ એની છપાઈમાં અસામાન્ય હિસ્સો લીધો.

વળી હઝરત મૌલાના શાહ સૈયદ હકીમ મહમુદઅલી સાહબ અલૈહિર્રહમતની સરપરસ્તી અને નિગરાનીમાં હિ. સ. ૧૩૮૩ મુતાબિક ઈ. સ. ૧૯૬૧માં કરાંચી (પાકિસ્તાન)માં 'દુર્રેલાસાની' ના ત્રણે ભાગો મુદ્રણના ઝવેરાતથી આભૂષિત થયા.

એજ પ્રમાણે ચોથી વખતે 'મકતબા નબવીય્યહ', લાહોર (પાકિસ્તાન)એ હિ. સ. ૧૩૯૭ મુતાબિક ઈ. સ. ૧૯૭૬માં 'દુર્રેલાસાની'ના છપાઈના ફરાઈઝને અંજામ આપીને ઘણી મોટી કમીને પૂરી કરી.

□

મોટા ભાગના અહબાબનો આગ્રહ હતો કે જેવી રીતે મુહતરમ અબ્દુલ કાદિરભાઈ ફાતીવાલાએ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલૈહિર્રહમતની મકબૂલ અને મશહૂર કિતાબો 'મેઅયારુસ્સુલૂક', 'અહસનુત્તકવીમ' અને 'કુતૂહુલ હમૈન'નો ગુજરાતી ભાષામાં અનુવાદ કરીને પોતાની ઈલ્મી અને સાહિત્યિક સલાહિય્યતોનો સુબૂત આપ્યો છે અને એમના અનુવાદોને ગુજરાતી સાહિત્યના જાણકારો અને નિષ્ણાતોએ, પોતાના અને પરાયાએ, પસંદગીની નજરથી નિહાળ્યા છે.

વળી મૌલાના હકીમ સૈયદ અબ્દુલહય હસની (રહ.)[1]ની કિતાબ 'યાદે ઐયામ'નો એમણે કરેલો અનુવાદ પણ અસામાન્ય મકબૂલિય્યત અને શોહરતનો સબબ બન્યો છે.

અઝીઝે મુહતરમ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાની કૉલેજ (શાળા)ની મસરૂફિય્યાત અને જવાબદારીઓને જોતાં તો દિલ ચાહતું ન હતું કે તેમના પર 'દુર્રેલાસાની'ના અનુવાદનો બોજ નાખવામાં આવે.

● ૧ 'નદવતુલ ઉલમા', લખનવના માજી કુલપતિ, 'નુઝહતુલ ખવાતિર' વગેરે મહાન ગ્રંથોના લેખક તેમજ હઝરત મૌલાના અબુલ હસન અલી નદવી સાહબ (દા. બ.)ના વાલિદ.

પરંતુ શું થાય કે તેમનાથી વધારે મુનાસિબ, ભા સલાહિય્યત અને મુખ્લિસ કોઈ બીજો નજર નથી આવતો.

પેલી તરફ મૌલાના સૈયદ અબૂલ હસનઅલી મિયાં (ઝાદ ફૈઝહૂ) ની કિતાબ 'દસ્તૂરે હયાત'ના ગુજરાતી અનુવાદની ખિદમત પણ અઝીઝ મૌસૂફે કબૂલ કરી લીધી છે અને આ તરફ અઝીઝ મૌસૂફે 'દુરે'લાસાની'નો ગુજરાતીમાં અનુવાદ કરીને ન માત્ર પોતાની નેક સલાહિય્યતોનો સુબૂત આપ્યો છે બલ્કે ગુજરાતી ભાષા જાણનારાઓને પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની અલૈહિર'હમતના બા ફૈઝ મકતૂબાતના સારાંશનો લાભ લેવાનો મોકો આપ્યો છે.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે અઝીઝ મૌસૂફ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાને આ અહસન ખિદમાતના બદલામાં પોતાની રઝા અને ખુશ્નૂદી અતા ફરમાવે; અને ફૈઝાને મુજદ્દિદીય્યહ (રહ.)થી ફૈઝયાબ પણ ફરમાવે.

આમીન બ હકકે તાહા વ યાસીન

મુંબઈ, ખાદિમુલ ફુકરા,
જાન્યુઆરી, ૧૯૮૮ મુહમ્મદ અબ્દુર'હીમ
જમાદીલ અવ્વલ, ૧૪૦૮ મુજદ્દિદી, જયપુરી

[મૂળ ઉર્દૂ લખાણનો ગુજરાતી અનુવાદ]

**ઘરનું સરનામું**

હિદાયત મસ્જિદ, હાલ્કાન સ્ટ્રીટ, ખેઝરેકા રાસ્તા,
ઇંદિરા બજાર, દુકાન નં. ૮૮ અને ૮૯ વચ્ચેનો માર્ગ
પો. ઓ. નં. ૨, જયપુર (રાજસ્થાન) પિન ૩૦૨ ૦૦૧
ફોન : ૬૧૨૪૭ (ઘર), ૬૯૯૩૫ (ઓફિસ), ૪૪૨૭૯ (જામેઆ)

# અનુવાદકનું નિવેદન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

نَحْمَدُهٗ وَنُصَلِّیْ عَلٰی رَسُوْلِهِ الْكَرِيْمِ

'મેઅયારુસ્સુલૂક,' 'અહસનુત્તકવીમ,' 'ફુતૂહુલ' હમૈ'ન' અને 'યાદે ઐયામ' પછી હવે પાંચમી કિતાબ 'દુરે'લાસાની' (અજોડ-મોતીઓ)નો ગુજરાતી અનુવાદ વાચકોની સેવામાં રજૂ કરતાં હૈયું હરખાય છે.

અલ્લાહ તઆલાએ જેવી રીતે પક્ષીઓ અને મચ્છરો જેવાં તુચ્છ પ્રાણીઓને સબળ બનાવીને મોટાં મોટાં કામો તેઓથી કરાવ્યા છે તેવી જ રીતે તેણે પોતાના આ એક નીચ અને નાલાયક બંદાને પણ આ અનુવાદો માટે એક ઝરીયો બનાવ્યો છે જે માત્ર તેના ફઝલો કરમ, હુઝૂર નબીયે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સદકા અને તુફૈલ તથા બુઝુર્ગોના મુબારક વસીલાનું, ખાસ કરીને મારા પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહમુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી, જયપુરી (દા.બ.)ની નઝરે કરમ, દુઆ, હિમ્મત અને બરકતનું આ પરિણામ છે!

**અગર બર રૂયદ અઝ તન સદ ઝબાનમ,**
**ચૂ સૌસન શુકે લુત્ફશ કે તવાનમ.**

(મારા શરીરને સો મુખ મળી જાય તો પણ કમળની જેમ એ એહસાનોનો શુક્ર મારાથી કયાં અદા થઈ શકે એમ છે?!)

□

'દુરેૅલાસાની' માં તસવ્વુફની કેટલીક સૂક્ષ્મ અને મુશ્કેલ વાતોનું વિવરણ અને સમજૂતી 'આગાહી' શીર્ષક નીચે હઝરત મૌલાના શાહમુહમ્મદ હિદાયત અલી (રહ.)એ લખેલાં છે. વાચકોની સુગમતા માટે મેં ફૂટનોટસ ઉમેરી છે.

વળી હઝરત મુજદ્દિદ આલ્ફેસાની(રહ.)એ જે શખ્સોને પત્રો લખેલાં છે તેઓના નામોની યાદી ગુજરાતી મૂળાક્ષરોના ક્રમ પ્રમાણે તૈયાર કરીને પરિશિષ્ટ-૧માં આપી છે તથા તેઓના વ્યક્તિત્વનો ખ્યાલ આવે તે માટે તેઓનો ટૂંકો પરિચય પરિશિષ્ટ-૨માં આપ્યો છે.

આ તમામ કિતાબો વારંવાર વાંચવા અને મનન કરવા યોગ્ય તથા પેઢી દર પેઢી ઉપયોગી છે એટલે 'દુરેૅલાસાની'ને આકર્ષક બનાવવા માટે એને બેરંગમાં છપાવી છે ઉપરાંત પાકું બાઈન્ડિંગ કરાવી, મનોહર મુખપૃષ્ઠ તૈયાર કરાવી તેના ઉપર પારદર્શક પ્લાસ્ટિક કવર પણ ચઢાવ્યું છે; જે વાચકોને ગમશે એવી આશા છે.

અનુવાદનું કાળજીપૂર્વક અવલોકન કરી એની ઈસ્લાહ કરી આપવા બદલ મારા પીરભાઈઓ મુહતરમ મૌલવી ઈબ્રાહીમભાઈ કુટવાલા નવસારવી, નદવી સાહબનો તથા મુહતરમ હાફિઝ, કારી, મૌલવી મુહમ્મદયૂસુફભાઈ પટેલ, સુરતી, નદવી સાહબનો હું ખૂબ જ આભારી છું.

આજની કારમી મોંઘવારીના કાળમાં આવી દળદાર કિતાબો છપાવવા માટે ઘણી મોટી રકમની જરૂર પડે છે. આ પ્રકાશન સુરતના એક સખી અને મુખ્લિસ પરિવારની ઉદાર સહાયથી જ શક્ય બન્યું છે. તેઓ પોતાનું નામ પણ જાહેર કરવા ચાહતા નથી એ જ તેમના ખુલૂસનો બોલતો પુરાવો છે. અલ્લાહ તઆલા એમને બંને જહાનમાં એનો બેહતરીન બદલો અતા ફરમાવે. આમીન.

મુહતરમ અબ્દુલહમીદભાઈ જરીવાલા સાહબ, મુહતરમ ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ સાહબ તથા મુહતરમ કારી મુહમ્મદ ઈદ્રિસ સાહબ લખનવીના સાથ અને સહકાર મને મારા કાર્યમાં હંમેશા બળ આપતા રહ્યા છે જે બદલ તેઓનો હું આભારી છું.

મારા તમામ અનુવાદોને ખૂબ જ ઉષ્માપૂર્ણ આવકાર આપી તેના વિસ્તૃત અને વિદ્વત્તાપૂર્ણ અવલોકનો, સમીક્ષાઓ, પરિચયો, અભિપ્રાયો લખી, છાપી, બહોળી પ્રસિદ્ધિ આપી મને પ્રોત્સાહિત કરવા બદલ ગુજરાતના લોકપ્રિય અખબારો, સામયિકો, તંત્રીઓ, સંપાદકો, પત્રકારો, સાહિત્યકારો, સાક્ષરો, સંશોધકો, આરિફો, આલિમો તથા સુજ્ઞ વાચકોનો હું અત્યંત આભારી છું. 'દુર્રે લાસાની' ને પણ સૌનો એવો જ આવકાર મળશે એવી આશા અને અપેક્ષા છે.

કિતાબનું ઊડીને આંખે વળગે એવું ઉત્કૃષ્ટ અને આકર્ષક મુદ્રણ કરવા બદલ 'સુરુચિ છાપશાળા,' બારડોલીના સૌમ્ય અને કુશળ કસબીઓ, કાર્યકરો તથા વ્યવસ્થાપકોનો પણ હું ઋણી છું.

અનુવાદમાં રહી ગયેલી ખામીઓ કે ક્ષતિ તરફ મારું ધ્યાન દોરવા તથા અન્ય કંઈ સૂચનો હોય તો તે લખી જણાવવા તેમ જ પોતાની દુઆઓમાં આ નાચીઝને પણ યાદ રાખવા સુજ્ઞ વાચકોને મારી ખાસ નમ્રતાપૂર્વક ગુજારીશ છે.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيعُ الْعَلِيمُ

હે અમારા પરવરદિગાર ! અમારા અમલોને કબૂલ ફરમાવ !

બેશક, તું સાંભળનાર અને જાણનાર છે.

મોટા ઘાંચીવાડ, અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,

વલસાડ ૩૯૬ ००૧ અબ્દુલકાદિર ફાતીવાલા

# અનુવાદ વિશે અભિપ્રાય

## મુહતરમ હાફિઝ કારી મૌલવી
## મુહમ્મદ યૂસુફ પટેલ સુરતી નદવી સાહબ

ઉસ્તાદ : 'જામેઆ હિદાયત', જયપુર

□

'દુર્રે'લાસાની'ના ભાષાંતર વિશે મુખ્તસર તોર પર એટલું અર્ઝ કરીશ કે—

(હસ્તપ્રત) જોઈને, વાંચીને એવું લાગે છે કે શું આનાથી બેહતર તરજુમો પણ થઈ શકે છે?!

ખરેખર, મૂળ ઉર્દૂના મકાસિદ અને મઆનીને ખૂબ સારા અંદાઝમાં ગુજરાતી લિબાસ પહેરાવવામાં આવ્યો છે.

ખુદા તઆલા ઔર મઝીદ નવાઝે.

**જયપુર**
તા. ૨૯-૪-૧૯૮૨

દુઆઓની દરખાસ્ત
**મુહમ્મદ યુસુફ નદવી**

# કિતાબ વાંચવા પહેલાં આટલું સુધારી લો

| પાનું | લીટી | ખોટું | ખરું |
|---|---|---|---|
| ૩૮ | ૨૧ | અલહિત્તહિય્યતો | અલેહિત્તહિય્યતો |
| ૩૯ | ૨૦ | એઝામ | ઈઝામ |
| ૪૬ | ૧૨ | ચહરા | ચહેરા |
| ૪૮ | ૭ | સફી | સૂફી |
| ૫૪ | ૨૦ | માસમિયહમાં | માસૂમિયહમાં |
| ૬૧ | ૨ | ૧૮૩નો | ૧૮૩ના |
| ૬૪ | ૧૮, ૧૯ | મારા મારા | મારા |
| ૯૧ | ફૂટનોટ-૧ | અકલે મઆદ | અકલે મઆશ |
| ૯૧ | ફૂટનોટ-૨ | અકલે મઆશ | અકલે મઆદ |
| ૧૦૫ | ૫ | કારણે | કારણો |
| ૧૩૦ | ૧૮ | રસૂલ્લુલ્લાહ | રસૂલુલ્લાહ |
| ૧૬૮ | છેલ્લી | ફુઝલ | ફુઝૂલ |
| ૧૮૧ | ૧૬ | હકકીતે | હકીકતે |
| ૧૮૨ | ફૂટનોટ-૧ | બાઝીયદ | બાયઝીદ |
| ૧૮૩ | ૧૨ | નબવ્વતનું | નબુવ્વતનું |
| ૧૯૯ | ૨ | નામના | નામાના |
| ૨૦૨ | ૨૦ | શુહૂદે હટ | શુહૂદે હક |
| ૨૩૩ | ૫ | અનિવાર્યત | અનિવાર્યતા |
| ૨૫૯ | ૭ | અ ાપી | આપી |
| ૩૬૫ | ક્રમાંક ૬૬ | (શખ) | (શેખ) |

# પત્રોની વિષય સૂચિ

# મકામાતે હિદાયત

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ની તથા
એમના જાનશીનની જીવન ઝરમર

અબ્દુલકાદિર ફાતીવાલા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

એક મુસ્લિમ ગુજરાતી કવિની પંક્તિઓ પ્રમાણે:

વાત આરંભું છું લઈને એનું નામ,
જેની બરકતથી ન અટકે કોઈ કામ;
છે દયાળુ ને કૃપાળુ એ ખુદા,
એના પૈગમ્બર ઉપર લાખો સલામ.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.) મારા દાદા પીર છે એટલે ટૂંકાણુ માટે આપનો ઉલ્લેખ 'દાદા હઝરત સાહબ' (રહ.) તરીકે કરીશ અને આપના પ્રિય પૌત્ર, ખલીફાએ આઝમ અને જાનશીન તેમ જ મારા પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા. બ.)નો ઉલ્લેખ 'હઝરત સાહબ' (દા. બ.) તરીકે કરીશ.

દાદા હઝરત સાહબનો મુબારક જન્મ ૨૧મી ઑક્ટોબર, ૧૮૫૩ના રોજ રામપૂર (યુ. પી.)માં થયો હતો. આપના વાલિદ

જનાબ યૂસુફ ખાન સાહબના સાત પુત્રો અને ત્રણ પુત્રીઓ મળી દસ સંતાનો પૈકી આપ સૌથી નાના હતા. આપના વાલિદ ઘોડાના શાહ સોદાગર હતા. ઈ. સ. ૧૮૫૬ના ડિસેમ્બર માસમાં ધંધાર્થે જૂનાગઢના નવાબ સાહબ પાસે આવ્યા હતા ત્યારે સખત બીમાર પડ્યા અને ઈન્તેકાલ પામ્યા. જૂનાગઢના શાહી કબ્રસ્તાનમાં તેમને દફન કરવામાં આવ્યા.

## ઉચ્ચ દીની તાલીમ

દાદા હઝરત સાહબ (રહ.)એ પ્રાથમિક અને માધ્યમિક કક્ષા સુધીની દીની તાલીમ રામપૂરમાં જ હાંસિલ કરી, અને ઉચ્ચ દીની તાલીમ ભોપાલમાં હાંસિલ કરી. ભોપાલ ત્યારે દીની તાલીમ માટેનું મહાન મરકઝ ગણાતું હતું. ભારતભરના તથા ભારત બહારના પણ મહાન આલિમો અને બુઝુર્ગો ત્યાં તાલીમ આપતા હતા. પોતાની ઉચ્ચ સલાહિયતો, ઈલ્મનો શોખ, મહેનત અને ઉચ્ચ કક્ષાના શિક્ષણકારોના કારણે માત્ર વીસ-બાવીસ વરસની યુવાન વયે તો દાદા હઝરત સાહબ (રહ.) પ્રખર આલિમ બની ગયા. ઉર્દૂ, ફારસી અને અરબી, ત્રણે ભાષાઓ પર આપે પ્રભુત્વ પ્રાપ્ત કર્યું. આપના હસ્તાક્ષરો પણ મોતીના દાણા જેવા અતિ સુંદર હતા.

## શારીરિક શિક્ષણ

દાદા હઝરત (રહ.)એ માત્ર માનસિક તાલીમથી સંતોષ ન માનતા શારીરિક શિક્ષણ પ્રત્યે પણ પૂરતું લક્ષ આપ્યું. આપે લશ્કરના કોઈ સૈનિકને છાજે એવી શારીરિક કેળવણી અને શસ્ત્રોની તાલીમ પણ મેળવી. આપ ખૂબ જ કુશળ તરવૈયા પણ હતા.

આપનો ઊંચો, પડછંદ, કસરતો વડે કસાયેલો કદાવર બાંધો, ખૂબ જ ગોરો વાન અને અત્યંત રૂપાળો ચહેરો સેંકડોમાંથી અલગ તરી આવતા. ચાલવામાં ઝડપ એટલી હતી કે સાથે રહેવા માટે બીજાઓએ તો દોડવું જ પડે!

## મુરશિદે કામિલ

દાદા હઝરત સાહબ (રહ.)નાં મોટાં બહેન જયપુરમાં રહેતાં હતાં. આપના બનેવી જયપુરના મહારાજાના સલાહકારમંડળમાં હતા. એટલે ભોપાલમાં ઉચ્ચ દીની તાલીમ પરિપૂર્ણ કરીને આપ પણ જયપુર તશરીફ લાવ્યા અને જયપુરમાં તે કાળના મહાન બુઝુર્ગ હઝરત મુહમ્મદ અલી શેરખાન સાહબ (રહ.)ની ખિદમત શરીફમાં હાજર થઈને આપથી બૈઅત થવા.

'મેઅયારુસ્સુલૂક'માં પાનાં ૪૬૮થી ૪૭૩ પર દાદા હઝરતે પોતે પોતાના મહાન પીરો મુરશિદના હાલાત વર્ણવેલાં છે જે વાંચવાથી આપના અતિ ઉચ્ચ મરતબાનો ખ્યાલ આવે છે. અહીં એટલું જ કહેવું પૂરતું થશે કે હઝરત મુહમ્મદ અલી શેરખાન સાહબ (રહ.) 'ઔલિયાએ ખિદમત'માંથી હતાં. અને ઔલિયાએ ખિદમત તે છે કે જેમને અલ્લાહ તઆલા તરફથી સૃષ્ટિની વ્યવસ્થાનું કામ સોંપવામાં આવે છે! (જુઓ 'મેઅયારુસ્સુલૂક' બીજી આવૃત્તિ પા. ૪૭૬)

## ખિદમત અને રિયાઝત

દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાના કામિલ પીરની સતત અઢાર વરસ સુધી એકધારી નિષ્ઠા અને ખુલૂસથી સેવા કરી. વળી આપના ઈન્તેકાલ બાદ સતત ચાલીસ વરસ સુધી આપના મઝારે મુબારક પર હાજર થઈને ફૈઝ હાંસિલ કર્યો. દાદા હઝરત સાહબ (રહ.) ફરમાવે છે,

'એક વખતે હું કેટલાયે દિવસો સુધી હાજર ન થયો તો કબર શરીફમાંથી બુલંદ અવાજે ફરમાવ્યું કે,

"તું કેટલાયે દિવસોથી આવ્યો કેમ નથી?!"

□

દાદા હઝરત સાહબ (રહ.)ની રિયાઝત અને યાદે ઈલાહી વિશે મારા હઝરત સાહબ (દા.બ.) ફરમાવે છે કે,

'મારા દાદા સાહબ અલૈહિર્રહમત ઘણી વેળા મુજ ખાદિમને સંબોધીને ફરમાવતા કે,

"હે અબ્દુર્રહિમ! મારો એક સમયગાળો એવો પણ પસાર થયો છે, જ્યારે હું ઈશાના વુઝૂથી ફજરની નમાજ અદા કરતો હતો. મુઅઝ્ઝિન જ્યારે અઝાન આપતો ત્યારે મને એવી આરઝૂ થતી કે કાશ! અઝાન ન થતે અને હું આ જ પ્રમાણે અલ્લાહનું નામ લેવામાં મશગૂલ રહેતે! એક જ બેઠકમાં જ્ઞીસ કલાક સુધી હું અલ્લાહના ઝિક્રમાં મશગૂલ રહેતો હતો. એ વેળા ન ખાવાનો એહસાસ થતો હતો કે ન કુદરતી હાજતોનો એહસાસ થતો હતો!"

## બુઝુર્ગોની તવજ્જોહ

'દુર્રે લાસાની' ભાગ-૧, પત્ર-૨૧૦ની આગાહીમાં દાદા હઝરત સાહબ (રહ.) ફરમાવે છે કે,

'એક વખતે થોડા અરસામાં, ખ્વાબની હાલતમાં મેં જોયું કે હઝરત મિર્ઝા જાનેજાનાં શહીદ (રહ.)એ મારા બંને હાથો પોતાના મુબારક હાથોમાં પકડીને સાત દિવસ અને (સાત) રાત સુધી સતત મને તવજ્જોહ આપી. સૂરજ સાત દિવસ સુધી બરાબર (એના) નક્કી સમયે, બાર-બાર કલાક પછી, ઊગતો-આથમતો રહ્યો. હકીકતે હાલને અલ્લાહ જ ખૂબ જાણે છે.'

ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.) તેમ જ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) તેમ જ બીજા મહાન ઔલિયાએ કિરામ (રહ.)ની પણ આપ પર ખુસુસી તવજ્જોહ હતી.

## આપના મરતબાનો અંદાજો

મારા હઝરત સાહબ (દા.બ.) ફરમાવે છે કે,

'ફુતૂહુલ હમૈન' (કિતાબ) છપાઈ ગયા પછી એક દિવસે હઝરત અલૈહિર્રહમતે નિહાયત મુહબ્બતથી ફરમાવ્યું કે,

'અબ્દુર્રહીમ! આ કિતાબમાં ભૂલથી બે બનાવો એવા લખાઈ ગયા છે કે જો કોઈ તાલિબે હક, તસવ્વુફની ઈસ્તિલાહોથી જાણકાર હોય અથવા આરિફોની સુહબત તેને મળેલી હોય તો તે આ બંને બનાવોથી મારા મરતબાનો અંદાજો લગાવી શકે છે. એક બનાવ, 'ઈત્તિસાલે રૂહાની'નો છે અને બીજો બનાવ 'ઝિમ્નિય્યતે કુબ્રા'નો છે." '

## ઈત્તિસાલે રૂહાની

દાદા હઝરત સાહબ (રહ.) 'ફુતૂહુલ હરમૈન'માં લખે છે કે,

'એક દિવસે મેં ખ્વાબમાં જોયું કે મારો ઈન્તેકાલ થઈ ગયો છે અને મારી કબર પર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ તેમ જ (કાદિરીય્યહ તરીકાના ઈમામ) મેહબૂબે સુબ્હાની શેખ અબ્દુલકાદિર જીલાની અલૈહિર્રહમત (ફાતેહાના માટે) તશરીફ લાવ્યા. એ જ વેળા મારી કબર ખૂલી ગઈ અને મારું શરીર અધું' કરતાં વધારે કબરની બહાર આવી ગયું અને હું કબરમાં નબીયે કરીમ અલૈહિત્તહિય્યતો વત્તસ્લીમની તરફ ધ્યાનિત થઈને બેઠો. તે વેળા આપે એવો કરમ ફરમાવ્યો કે મારો ચહેરો નબીયે કરીમ અલૈહિત્તહિય્યતો વત્તસ્લીમના જેવો થઈ ગયો. (થોડી વાર પછી મારો ચહેરો ફરી પાછો અસલી હાલતમાં આવી ગયો.)'

મારા હઝરત સાહબ (દા.બ.) ફરમાવે છે કે,

'એને જ તસવ્વુફની ઈસ્તિલાહમાં 'ઈત્તિસાલે રૂહાની' કહે છે. નબીયે કરીમ અલૈહિત્તહિય્યતો વત્તસ્લીમ જોડે "ઈત્તિસાલે રૂહાની" ધરાવનાર અકાબિરીન હરેક ઝમાનામાં હોતા નથી. કયારેક હોય છે અને કયારેક નથી હોતા. જ્યારે પણ હોય છે ત્યારે ખલ્કે ખુદાના માટે બાઅસે રેહમત હોય છે.'

## ઝિમ્નિય્યતે કુબ્રા

દાદા હઝરત સાહબ (રહ.) 'ફુતૂહુલ હરમૈન'માં લખે છે કે,

'એક દિવસે મેં ખ્વાબમાં જોયું કે નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ તશરીફ ફરમાવેલ છે અને આપનું મુબારક જિસ્મ બે ભાગમાં તકસીમ થઈ ગયું અને આપના મુબારક જિસ્મના એ બંને હિસ્સાએ મારા જિસ્મને પોતામાં સમાવી લીધું! થોડી વાર પછી જોઉ છું કે હું અલગ છું અને હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામ અલગ તશરીફ ફરમાવેલ છે.'

મારા હઝરત સાહબ (દા.બ.) ફરમાવે છે કે,

'આ કૈફિયતને તસવ્વુફની ઈસ્તિલાહમાં "ફિક્નિય્યતે કુબ્રા" કહેવામાં આવે છે. આ નિસ્બત અને શાનવાળા અકાબિરીન પણ હરેક ઝમાનામાં જોવામાં આવતા નથી.'

## જેમના મુરીદ આવા હોય!

હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ (રહ.) નામના એક બુઝુર્ગ દાદા હઝરત સાહબ (રહ.)ના ખાદિમ અને ખલીફા હતા. મારા હઝરત સાહબ (દા.બ.) ફરમાવે છે કે,

'દાદા સાહબ અલૈહિર્રહમતે મુજ ખાદિમથી ફરમાવ્યું હતું કે,

"હે અબ્દુર્રહિમ! એક દિવસે હું બાબા અબ્દુસ્સમદ ખાન સાહબના હુજરા પર ગયો અને મેં બારણું ખોલ્યું તો શું નિહાળું છું કે જે બિસ્તર પર બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ આરામ ફરમાવી રહ્યા છે તેજ બિસ્તર પર તેમની બાજુમાં જ હઝરત નબીયે કરીમ અલૈહિત્તહિય્યતો વત્તસ્લીમ પણ આરામ ફરમાવી રહ્યા છે અને બાબા અબ્દુસ્સમદ ખાન સાહબનું શિર હઝરત નબીયે કરીમ અલૈહિત્તહિય્યતો વત્તસ્લીમના દસ્તે મુબારક પર મૂકેલું છે!"

મારા હઝરત સાહબ (દા. બ.) ફરમાવે છે કે,

'એ "મકામે મુહમ્મદી" (સલ.) છે. જેમના ખાદિમ "મકામે મુહમ્મદી" (સલ.) જેવા અત્યંત ઉચ્ચ મકામના ફૈઝાનથી મુશર્રફ

હોય, તેમના શૈખે કામિલના તરક્કીએ દરજાતનો અંદાઝો કોઈ શું લગાવી શકે!'

## સેંકડો વખત હુઝૂર (સલ.)ની ઝિયારત

દાદા હઝરત સાહબ (રહ.) પર અલ્લાહ તઆલાની અને હુઝૂર પુરનૂર (સલ.)ની અપાર મહેરબાની, કરમ અને ઈનાયત હતી. આપ હિ. સ. ૧૩૬૫ (ઈ. સ. ૧૯૪૫)માં હજ્જ અદા કરવા માટે તશરીફ લઈ ગયા હતા ત્યારે પોણા બે મહિના મક્કાએ મુઅઝઝમામાં હાજર રહ્યા પછી લગભગ સાડાત્રણ મહિના રોઝએ અક્દસ અને હરમે નબવીમાં હાજરીની સઆદત હાંસિલ કરી. એ મુબારક પ્રવાસમાં દરબારે ખુદા અને દરબારે રિસાલત પનાહ (સલ.)માં આપ (રહ.)ને કેવા કેવા અદ્‌ભુત ઈન્આમો અને ઈકરામોથી નવાઝવામાં આવ્યા હતા તેનું રસિક બયાન આપે પોતાની કિતાબ 'ફુતૂહુલ હરમૈન ફી મુબશ્શિરાતે રસૂલિસ્સકલૈન'માં કરેલું છે જે વાંચવાથી ઈમાન તાજું થાય છે, દિલમાં ઈશ્કે નબી (સલ.)નો ધોધ વહે છે અને આંખો આંસુભીની થઈ જાય છે. મજકૂર કિતાબમાં આપ (રહ.) લખે છે કે,

'હું હજજના માટે મક્કાએ મુઅઝઝમામાં અને મદીનએ મુનવ્વરામાં હાજર થયો એનાથી પહેલાં હિન્દુસ્તાનમાં ખુદાના ફઝલથી અને નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના કરમથી અને પીરાને એઝામ (રહ.)ના સદકાથી મને લગભગ એકસો ચાલીસ વખત હુઝૂર (સલ.)ની ઝિયારત થઈ ચૂકી હતી.

'હુઝૂર (સલ.)ના કરમથી સાડાત્રણ મહિના રોઝાએ પાક પર હાજર રહ્યો (ત્યારે) લગભગ દરરોજ હુઝૂર અલૈહિસ્સલામ મને પોતાની ઝિયારતથી મુશર્રફ ફરમાવતા રહ્યા. કયારેક જ કોઈ દિવસ એવો વિત્યો હશે કે પોતાની બદનસીબીથી મેહરૂમ રહ્યો હોઈશ.'

## ફરિશ્તાઓનું દર્શન

દાદા હઝરત સાહબ (રહ.) ઈન્તેકાલથી પહેલાં અંતિમ દોરા

પર નીકળ્યા હતા ત્યારે એક રાત્રે સુરતમાં સગરામપુરાની હિદાયત મસ્જિદમાં ઈશાની નમાઝ બાદ ઝિક્રની મજલિસ દરમિયાન મુરાકિબાના અંત શિર ઉઠાવીને આપે ફરમાવ્યું હતું કે,

'હે અઝીઝો! આવીજ રીતે હમેશાં ખુદાના ઝિક્રમાં લીન અને તલ્લીન રહ્યા કરો! અત્યારે હું મારી આંખોથી નિહાળું છું કે ફરિશ્તાઓ તમને પોતાની હારોના હલ્કહ (વર્તુળ)માં ઘેરી વળ્યા છે!'

## કલામે હક તઆલા સાંભળ્યો

'દુર્રે સાસાની ભાગ-૩, પત્ર-૯૨ની આગાહીમાં દાદા હઝરત સાહબ (રહ.) લખે છે કે,

'એક વખત મેં (હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહ.ના મુબારક પત્રોનો) સાર અને સમજૂતી લખનાર હકીર (મુહમ્મદ હિદાયત અલી)એ પણ કલામે હક તઆલા સાંભળ્યો છે; (પરંતુ) એની કેફિયત કોઈ પણ રીતે વર્ણવી શકાતી નથી!'

## કબરના હાલાત પણ દેખાતા

દાદા હઝરત સાહબ (રહ.)ને 'કશ્ફે કુબૂર' (કબરના હાલાત જોવા જાણવાની દિવ્ય શક્તિ) પણ અલ્લાહ તઆલાએ આપી હતી. 'મેઅયારુસ્સુલૂક'માં પાના ૪૭૯ પર આપ લખે છે કે,

'હું કેટલીયે વાર હઝરત સાહબની કબર શરીફ પર હાજર થયો છું તો મેં મુરાકિબાની હાલતમાં જોયું કે હઝરત સાહબની કબર શરીફ જન્નતના બાગોમાંથી એક બાગ છે અને હઝરત ખાતિમુન્નબીય્યીન સલ્અમ પણ ત્યાં તશરીફ રાખે છે.'

## પાર ગમન શક્તિ

પ્રકાશનાં કિરણો જેવી રીતે કાચની આરપાર નીકળી જાય છે તેવી રીતે કોઈ પણ ભૌતિક ચીઝની આરપાર ચાલ્યા જવાની દિવ્ય શક્તિ અલ્લાહ તઆલાએ દાદા હઝરત સાહબ (રહ.)ને આપી હતી. મારા હઝરત સાહબ (દા.બ.) ફરમાવે છે કે,

'મારાં દાદી અમ્મા મને ફરમાવતાં હતાં કે તમારા દાદા સાહબે એક દિવસે મને ફરમાવ્યું કે જેવી રીતે હઝરત કાટાન સાહબ (રહ.)ને અલ્લાહ તઆલાએ ચીઝોની પાર ચાલ્યા જવાની શક્તિ આપી હતી તેવી શક્તિ મને પણ આપી છે. તમારે અનુભવ કરવો હોય તો જુઓ! હું મકાનની બહાર ચાલ્યો જાઉં છું. તમે અંદરથી બારીબારણાં બધું બંધ કરીને, સાંકળ ચઢાવીને પછી મને અવાજ આપજો, હું (બારીબારણાં ખોલવા વગર તેની આરપાર થઈને) તરત જ તમારી સામે હાજર થઈ જઈશ! અને ખરેખર, મારા આશ્ચર્ય વચ્ચે, આપે મને ત્રણ વખત એ રીતે કરી બતાવ્યું!'

## જેમના મિત્ર આવા મહાન હોય!

દાદા હઝરત સાહબ (રહ.) પોતાની કિતાબ 'અહસનુત્તકવીમ'માં ફરમાવે છે:

'મારા એક માનનીય બુઝુર્ગ મને કોઈ કોઈ વખત ફરમાવતા કે તેમના જન્મથી અગાઉ તેઓ કેટલીયે વખત રૂહના સ્વરૂપમાં, સિફાતો સહિત હઝરત સૈયદ ઈમામ અલી શાહ સાહબ (રહ.)ના ઝિક્રના હલ્કહમાં હાજર થતા હતા. વળી હઝરત સૈયદ સાહબ (રહ.)ની શિકલ અને સૂરત કેવી હતી અને મસ્જિદમાં હલ્કહની જગા કેવી હતી તે પણ ફરમાવતા હતા જોકે તેઓ હઝરત સૈયદ સાહબ (રહ.)ના (ગામ) મકાન શરીફમાં કદાપિ ગયા નથી અને વળી એ બુઝુર્ગના જન્મ પહેલાં તો હઝરત સૈયદ સાહબ (રહ.) ઈન્તેકાલ ફરમાવી ચૂકયા હતા![1]

'વળી જે બુઝુર્ગે મને (ઉપરની હકીકત બતાવી હતી) તેમની બુઝુર્ગીનો સબળ પુરાવો એ છે કે જ્યારે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની ઝિયારત મને ખ્વાબમાં થઈ ત્યારે મેં અર્ઝ કરી કે,

● ૧ હઝરત સૈયદ ઈમામ અલી:શાહ સાહબ (રહ.)ના હાલાત માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' (બીજી આવૃત્તિ) પા. ૪૨૧.

'હુઝૂર (સલ.)! મને પોતાની સાથે મદીના મુનવ્વરા લઈ ચાલો! હું ત્યાં જ (આપ સલ.ની ખિદમતમાં) હાજર રહીશ!

'તો હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો:

'તું હિન્દુસ્તાનમાં (જ) રહે અને ફલાણા શખ્સની ખિદમતમાં જતો રહે!'

□

'મને એનાથી પહેલાં એટલી ખબર હતી કે એ બુઝુર્ગને હુઝૂર (સલ.)ની ઝિયારત જાહેરી આંખો વડે જાગતામાં થયા કરે છે અને હુઝૂર (સલ.)ની એમના પર ખૂબ જ મહેરબાની છે.'

□

'કેટલીક વેળા સામાન્ય મુર્દાઓ અને અલ્લાહના મકબૂલ બંદાઓ (પોતાની) કબરોમાંથી મોટા અવાજે કહ્યા કરતા કે:

'નબી (સલ.)નો પ્યારો આવે છે!'

□

દાદા હઝરત સાહબ (રહ.)એ, 'અહસનુત્તકવીમ'માં ઉપર પ્રમાણે જેમની મહાન સિફતો બયાન ફરમાવી છે તે મહાન બુઝુર્ગ કોણ તે જાણો છો? તેઓ દાદા હઝરત સાહબ (રહ.)ના પીરભાઈ અને પરમ મિત્ર હઝરત ફૈઝ મુહમ્મદ ખાનસાહબ (રહ.) છે પરંતુ 'હઝરત કપ્તાન સાહબ' (રહ.)ના નામે વધારે જાણીતા છે. એક તરફ આપ સાહબે દિલ, સાહબે કશ્ફ, આશિકે રસૂલ, નબી (સલ.)ના પ્યારા, વલીયે કામિલ હતા તો બીજી તરફ આપ એક શૂરવીર સિપાહી પણ હતા અને જયપુર રાજ્યના લશ્કરમાં 'કેપ્ટન'ના ઉચ્ચ હોદ્દા પર હતા.

આગળના પ્રસંગમાં ઉલ્લેખ આવી ગયો છે તેમ અલ્લાહ તઆલાએ આપને પણ ચીઝોની પાર ચાલ્યા જવાની દિવ્ય શક્તિ આપી હતી જેનો અનુભવ આપે એક વેળા જયપુરના મહારાજા માધોસિંહને પણ કરાવ્યો હતો. મહારાજા માધોસિંહ આપને

ખૂબ જ આદર કરતા હતા. અને આપની સલાહ લીધા વિના કોઈ કામ કરતા ન હતા. આવા મહાન હતા દાદા હઝરત સાહબ (રહ.)ના પીરભાઈ અને પરમ મિત્ર! આપનો મઝારે મુબારક જયપુરમાં ઘાટ દરવાજા રોડ પર, 'અંકૂર' થિયેટરના કંપાઉંડમાં છે. જેમના મિત્ર આવા મહાન હોય તેમના વિશે કોઈ શું લખે!

## સૌથી મોટી કરામત

દાદા હઝરત સાહબ (રહ.)ની સૌથી મોટી કરામત એ હતી કે આપ શરીઅત અને સુન્નતના ચુસ્ત પાબંદ હતા. મારા હઝરત સાહબ (દા.બ.) ફરમાવે છે કે,

'મારાં દાદી અમ્મા મને ફરમાવ્યાં કરતાં હતાં કે જ્યારથી તમારા દાદા જોડે મારી શાદી થઈ છે ત્યારથી તમારા દાદાની તહજ્જુદની એક પણ નમાઝ કઝા થયેલી મેં જોઈ નથી!'

જો તહજ્જુદની નમાઝ વિશે આપ (રહ.) આટલા ચુસ્ત અને ચીવટવાળા હોય તો શરીઅતની અન્ય બાબતોના આપ કેટલા આગ્રહી હશે! આપ પોતે પોતાની એક નઝમમાં ફરમાવે છે કે:

જો કરે દઅવયે વિલાયત હો શરીઅત કે ખિલાફ,
જાનલો કાઝિબ હય વહ બસ ઈસ સિવા કુછ ભી નહિ.
મત બના સૂરત ફકીરોંકી ન હો મશહૂર તૂ
મુત્તબએ ખૈરૂલ બશર (સલ.) હો બસ ઈસ સિવા કુછ ભી નહિ.

### અવકાફ

દાદા હઝરત સાહબ (રહ.)ને દીની દર્સગાહો અને ઈલાહી ઈબાદતગાહો બાંધવામાં ખાસ રસ હતો. આપે અથાગ મહેનત અને લાખો રૂપિયાનો ખર્ચ કરીને જયપુરમાં નિર્માણ કરેલા અવકાફ પૈકી કેટલાક નીચે પ્રમાણે છે:

૧ મસ્જિદે હૈઝુમ ફરોશાન

૨ મદ્રસએ તાલીમુલ ઈસ્લામ

૩ ઉપરોક્ત બંને અવકાફના નિભાવ માટે મિર્ઝા ઈસ્માઈલ રોડ પર બાંધેલી બે માળની વિશાળ અને ભવ્ય ઇમારત

૪ હિદાયત મસ્જિદ

૫ મદ્રસએ તજવીદુલ કુરઆન

૬ મહેમાનખાનુ

૭ હિદાયત બાગ

આ અવકાફની વિશિષ્ટતાઓ પૈકી એક એ છે કે એના બાંધકામમાં ફરિશ્તાઓ પણ ભાગ લેતા હતા. દાદા હઝરત સાહબ (રહ.) પોતાના એક ખાદિમ ઈદુમિયાંને ઘણીવાર ફરમાવતા કે,

'ઈદુમિયાં ! હું મારી આંખોથી જોઉં છું કે કડિયાઓ જે કામ અધૂરું મૂકી જાય છે તેને ફરિશ્તાઓ પોતાના હાથો વડે પૂરું કરે છે!'

બીજી વિશિષ્ટતા એ છે કે દાદા હઝરત સાહબ (રહ.) એ મજકૂર સદકએ જારીયા અને વક્ફ મિલ્કતોમાં ઘણી વેળા હુઝૂર (સલ.)ની ઝિયારત કરેલી છે જેમાંથી કેટલાક પ્રસંગો આપે 'ફુતૂહુલ હમૈ'ન'માં પણ લખેલાં છે. આપની ખિદમતો મકબૂલ અને મુસતજાબ હોવા વિશે એનાથી વિશેષ પુરાવો શું હોઈ શકે!

## પરોપકાર અને જેલવાસ

એક મુસલમાન ભાઈને અઢી હજાર રૂપિયાની સખત જરૂરત હતી. અઢી હજાર રૂપિયા તે વખતે ઘણી મોટી રકમ ગણાતી હતી. ઘણી કોશિશ છતાં તે ભાઈથી નાણાંની વ્યવસ્થા થઈ શકી નહિ એટલે ખૂબ જ પરેશાન હતા.

દાદા હઝરત સાહબ (રહ.)માં પરોપકાર વૃત્તિ ભારે હતી. કોઈને પણ પરેશાન જોઈને પોતે પરેશાન થઈ જતા. અમુક ચોક્કસ મુદતમાં નાણાં અચૂક પરત કરવાની શરતે, પોતાની

અંગત જામીનગીરીથી હઝરતે પેલા મુસ્લિમ ભાઈને એક શખ્સ પાસે નાણાં કરજે અપાવ્યા.

મુદ્દત વિત્યા છતાં, પેલા ભાઈએ નાણાં પરત ન કર્યાં. લેણદારે કોર્ટમાં હઝરત સામે દાવો નોંધાવ્યો. કોર્ટ હુકમનામું કરી આપ્યું. હઝરતની આર્થિક પરિસ્થિતિ ઠીક ન હતી એટલે આપ લેણદારને નાણાં ચૂકવી ન શક્યા. લેણદારે હઝરત વિરુદ્ધ કોર્ટમાં દરખાસ્ત કરી એટલે કોર્ટ આપને બે મહિનાની જેલની સજા કરી.

જેલવાસના સમયનો પણ હઝરતે સદ્ ઉપયોગ કર્યો અને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત શરીફના (પત્રોના) ત્રણે ભાગોનો ફારસીમાંથી ઉર્દૂમાં આપે ખુલાસો લખ્યો. જેલમાંથી મુક્ત થયા પછી એ ખુલાસો આપે 'દુર્રે લાસાની' નામથી ત્રણ ભાગમાં પ્રગટ કર્યો.



## આપનાં નેક બીવી સાહિબા

દાદા હઝરત સાહબની શાદી ચોવીસ વરસની ઉંમરે જયપુરના પોસ્ટ માસ્ટર સૈયદ અહમદ અલી સાહબની સુસંસ્કારી પુત્રી સાથે થઈ હતી. આપનાં બીવી સાહિબા ખૂબ જ નેક, પરહેઝગાર, મુત્તકી, સાલિહા, સાબિરા અને ખિદમતગુઝાર ખાતૂન હતાં. દાદા હઝરત સાહબ (રહ.) જ્યારે આખી રાત મુરાકિબ થઈને બેસી રહેતા હતા ત્યારે ઉનાળામાં આપ આખી આખી રાત હાથ વડે પંખો નાખતા બેસી રહેતા હતા જેના કારણે હાથમાં આંટણ પણ પડી ગયા હતા. દાદા હઝરત સાહબ (રહ.)ને પણ આપના પ્રત્યે અપાર પ્રેમભાવ હતો અને આપના કલ્બની તરફ હમેશાં મુતવજ્જેહ રહેતા હતા. આ ખાલિસ ખિદમત અને આ તવજ્જોહ રંગ લાવી. અલ્લાહ તઆલાએ આપને પણ વિલાયતથી મુશર્રફ ફરમાવ્યા!

૧૭ રબીઉલ આખર, ૧૩૭૧ (અંગ્રેજી તારીખ ૧૫, જાન્યુઆરી ૧૯૫૨)ના રોજ દાદી અમ્માનો જયપુરમાં ઈન્તેકાલ થયો ત્યારે મારા હઝરત સાહબ (દા. બ.) જયપુરમાં હાજર ન હતા એટલે આપના અંતિમ દીદાર કરી શક્યા ન હતા. ઈન્તેકાલના પાંચ-છ મહિના પછી ભારે વરસાદના કારણે આપની કબર ધોવાઈને ખુલી ગઈ. મારા હઝરત સાહબ (દા. બ.) ફરમાવે છે કે,

'મને આ બાબતની જાણ થતાં જ હું તત્કાળ ત્યાં પહોંચી ગયો. લાશ સ્પષ્ટ જોઈ શકાતી હતી. કફન જેવું ને તેવું અકબંધ હતું તેના પર ડાઘ સુદ્ધાં પડ્યો ન હતો! કબરમાંથી અનુપમ, અનોખી ખુશ્બૂ રેલાતી હતી. દાદી અમ્માનો ચહેરો અને એક બાજુ ખુલી ગયા હતા. દાદી અમ્મા જાણે ગાઢ નિદ્રામાં પોઢેલાં હતાં. ચહરા પરની ચામડી જીવતા માણસના જેટલી જ મુલાયમ હતી. વાળમાં ગુસલ પછીની ભીનાશ હજી તેવી જ હતી. વાળમાં મહેંદીનો રંગ પણ હજુ તેવો જ હતો!

'મેં દાદી અમ્માના કપાળે ચુંબન કર્યું'. આટલા લાંબા સમયે પણ અલ્લાહ તઆલાએ મારી દાદી અમ્માની આખરી ઝિયારત કરાવી તે બદલ શુક્ર અદા કર્યો. લાશને કબરમાં ફરીથી સારી રીતે દફન કરી પાણીનું વહેણ બદલાવી ને કબરમાં ફરીથી નુકસાન ન થાય એવી પાકી વ્યવસ્થા કરી.'

□

દાદી અમ્મા (રહ.)ના મઝારે મુબારકની તખ્તી પર આપના પુત્ર મૌલાના મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ રચિત નીચે પ્રમાણે તારીખનો 'કત્આ' લખેલો છે:

ખુદાકા ફઝલ સરદારે દો આલમકી ઈનાયત થી,
કે સારી ઝિન્દગી હર હાલમેં વકફે ઈબાદત થી.
મગર સરતાજ હી જબ હો ગયે અલ્લાહકો પ્યારે,
તો ફિર યહ આખરી, મહૂ'મ શૌહરકી ઈતાઅત થી.

કે વહ ભી ચલ બસી નક્શે કદમ પે અપને શોહરકે,
તકાઝા થા યહી દિલકા યહી શાને રફાક્ત થી.
યહી સમજા હૂં મૈં તો ઉનકી હર હર બાતસે 'ફાઈઝ'
કે ઉનકી ઝિન્દગી ઔર મૌત સબ નઝરે'હિદાયત' થા.

## આપના સંતાનો

આપને ચાર પુત્રો અને પાંચ પુત્રીઓ મળી નવ સંતાનો થયાં. ચાર પુત્રોનાં નામો નીચે પ્રમાણે છે :

૧ હકીમ મુહમ્મદ અલ્તાફ અલી ખાન સાહબ
૨ હકીમ મુહમ્મદ શૌકત અલી ખાન સાહબ
૩ મૌલવી મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ
૪ જનાબ મુહમ્મદ અબ્દુલ કૈયૂમ 'નાતિક' સાહબ

દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાનાં તમામ સંતાનોને ઉચ્ચ તાલીમ અને તર્બિયત આપી હતી. આપના બે પુત્રો (નં. ૩ અને ૪) હજુ હયાત છે. આપના સૌથી મોટા પુત્ર અને મારા હઝરત સાહબના વાલિદ જનાબ હકીમ અલ્તાફ અલી ખાન સાહબનો તા. ૫-૩-૧૯૮૬ બુધવારના રોજ લગભગ એકસો દસ વરસની ઉમરે ઈન્તેકાલ થયો. ઈન્નાલિલ્લાહે...

## આપના ખલીફાઓ

દાદા હઝરત સાહબ (રહ.)ના અનેક ખલીફાઓ પૈકી કેટલાક બુઝુર્ગોના નામો નીચે પ્રમાણે છે :

૧ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા.બ.)
૨ હઝરત મૌલાના સૈયદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.)
૩ હઝરત મુન્શી ખૈરુલ્લાહ સાહબ (દા. બ.)
૪ હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ (રહ.) (શેખાવાટી જયપુર)

૫ હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.) (નરહદ શરીફ, શેખાવાટી, જયપુર)

૬ હઝરત હાફિઝ મૌલવી ગુલામરસૂલ સાહબ (રહ.) (સુરત)

૭ હઝરત રઝા હુસૈન સાહબ (રહ.) (વલસાડ)

૮ હઝરત માસૂમઅલી શાહ સાહબ (રહ.) (જયપુર)

૯ હઝરત સૈયદ મેહમૂદ અલી સાહબ દહેલ્વી (રહ.) (કરાંચી)

૧૦ હઝરત સૂફી અબ્દુર્રહીમ સાહબ (રહ.) (નંદરબાર)

૧૧ મૌલવી શરીફ હસન સાહબ (રહ.) (કાનપૂર)

□

હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ (રહ.) 'મકામે મુહમ્મદી' (સલ.)ના ફૈઝાનથી મુશર્રફ હોવાના પ્રસંગનો ઉલ્લેખ આગળ આવી ગયો છે જેનાથી દાદા હઝરત સાહબ (રહ.)ના ખલીફાઓના અતિ ઉચ્ચ મરતબાઓનો ખ્યાલ આવે છે. એ તમામ બુઝુર્ગોના વિગતે હાલાત લખવાની ઇચ્છાને સ્થળ સંકોચના કારણે રોકવી પડે છે. ઉપર આપેલી યાદીમાંના પ્રથમ ત્રણ બુઝુર્ગો વિશે ખૂબ જ ટૂંકાણમાં થોડી વાતો લખું છું.

## હઝરત મુન્શી બૈતુલ્લાહ સાહબ (દા. બ.)

આપ ઉત્તર પ્રદેશના ફૈઝાબાદના મૂળ વતની હતા પરંતુ વરસોથી સુરત આવીને વસેલા છે અને હવે સુરતને જ પોતાનું વતન બનાવી લીધું છે. સુરતની ઉર્દૂ શાળામાં આપે વરસો સુધી શિક્ષણ કાર્ય કર્યું છે. સુરતમાં આપ દાદા હઝરત સાહબ (રહ.)ના સંપર્કમાં આવ્યા અને બૈઅત થયા. ભારે મુઝાહિદા અને રિયાઝતો તેમ જ દાદા હઝરત સાહબ (રહ.)ની નઝરે કરમથી ઉચ્ચ બાતિની તરક્કીઓ હાંસિલ કરીને દાદા હઝરત સાહબ (રહ.)ની ખિલાફતથી મુશર્રફ થયા. આપથી સિલસિલાનો ફેલાવો ઘણો થયો છે. ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ ઉપરાંત ભારતના

અન્ય પ્રદેશોમાં પણ આપના હઝારો મુરીદો મોજૂદ છે. આપ અમલિયાતમાં પણ ખૂબ મશહૂર હતા.

દાદા હઝરત સાહબ (રહ.) જોડે તેમ જ મારા હઝરત સાહબ (દા.બ.) જોડે ગુજરાતના પ્રવાસમાં હમેશાં સાથે રહેતા હતા પરંતુ છેલ્લાં કેટલાંક વરસોથી આપ ગંભીર બીમાર છે અને પથારીવશ છે. આપનો જન્મ હિ.સ. ૧૩૨૩માં થયો હતો એટલે હાલમાં આપની ઉમર પણ લગભગ ચોર્યાસી વરસની થઈ છે અને કમજોરી એટલી વધારે છે કે હવે ઘરની બહાર પણ નીકળી શકતા નથી. બે-ત્રણ મોટા ઓપરેશનો પણ થઈ ગયા. ખૂબ આબિદ, ઝાહિદ, મુત્તકી અને પરહેઝગાર બુઝુર્ગ છે. અલ્લાહ તઆલા આપને શિફાએ કામિલા, આજિલા અતા ફરમાવે. આમીન.

□

## હઝરત મૌલાના સૈયદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.)

આપ મોજે ભરોટિયા, તાલુકા ડોમરીયાગંજ, જિલ્લા બસ્તી (યુ.પી.)ના વતની હતા. ખૂબ જ ઉચ્ચ અને સંસ્કારી સૈયદ ખાનદાનના નબીરા હતા. જિન્નાત પણ આપના ખાનદાનની ઈજ્જત કરતા હતા. આપે પોતે પોતાના બાળપણનો એક પ્રસંગ મને કહ્યો હતો તેનો સારાંશ આ પ્રમાણે છે:

હઝરત જ્યારે બાળક હતા ત્યારે આપના ગામમાં એક શખ્સને જિન્ન પ્રવેશ્યો હતો. તે ખૂબ જ જલાલી હતો. અનેક ઈલાજો અને અમલો કરવા છતાં જતો ન હતો. તે શખ્સને ગામના પાદરે દોરડા વડે ઝાડ સાથે બાંધી રાખતા હતા.

એક દિવસે રમતા રમતા હઝરત તે તરફ જઈ પહોંચ્યા. સંજોગવશાત્ તે વખતે ત્યાં બીજું કોઈ હાજર ન હતું; એટલે બાળસહજ વૃત્તિથી આપને ટીખળ કરવાનું મન થયું. આપે પગમાંથી પગરખું કાઢીને પેલા શખ્સને માર્યું.

આ કૃત્યથી એકદમ ગુસ્સે થઈને જિન્ને એટલું ભારે જોર કર્યું કે દોરડું તૂટી ગયું. બંધનમાંથી મુક્ત થતાં જ તે શખ્સ વીજળીવેગે હઝરતની સામે ઊભો થઈ ગયો અને ગુસ્સામાં કહ્યું,

'બચ્ચા! તું બુઝુર્ગોના ખાનદાનમાંથી છે એટલે જવા દઉં છું નહિતર તારા કૃત્યની મજા અત્યારે જ તને ચખાડી દેત!

વળી તમારા ઉચ્ચ ખાનદાનના સન્માન ખાતર આ શખ્સને છોડીને હું અત્યારે જ અહીંથી ચાલ્યો જાઉં છું. અસ્સલામો અલયકુમ!'

અને તરત પેલો શખ્સ સારો થઈ ગયો!

□

આપે ઉચ્ચ દીની તાલીમ કાનપૂરના દારૂલ ઉલૂમમાં મેળવીને પછી ત્યાં જ લગભગ પાંચ વરસ સુધી દર્સ-તદરીસમાં તથા અગિયાર વરસ ફતાવા નવીસીમાં ખિદમત આપી. એ દરમિયાન દાદા હઝરત સાહબ (રહ.)ના કાનપૂરના દોરા દરમિયાન આપના સંપર્કમાં આવ્યા અને બૈઅત થયા. ઉચ્ચ બાતિની સલાહિય્યતો, સાચી તલબ, યાદે ઈલાહીમાં મહેનત અને ઈસ્તેકામત તેમ જ મુરશિદે કામિલની તવજ્જોહના કારણે અલ્લાહ તઆલાએ પોતાના ફઝલથી આપને ઉચ્ચ મકામોથી મુશર્રફ ફરમાવ્યા અને દાદા હઝરત સાહબ (રહ.)એ આપને ખિલાફત અર્પણ કરી. આપથી સિલસિલાનો ફેલાવો ઘણો થયો છે. ભારતભરમાં આપના હજારો મુરીદો મોજૂદ છે.

દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલ બાદ આપ (રહ.) સૌ પ્રથમ એકલા હરસોલ (ગુજરાત)ના દોરા પર તશરીફ લઈ ગયા ત્યારે આપનું મન ખૂબ જ મૂંઝવણ અનુભવતું હતું પરંતુ સવારે ઈશરાકની નમાઝ પઢીને આપે સલામ ફેરવી તો આપે દાદા હઝરત સાહબ (રહ.)ને પોતાની પાસે બેઠેલા જોયા. આ જોઈને આપની તમામ મૂંઝવણ દૂર થઈ ગઈ. દાદા હઝરત સાહબ

(રહ.)ની આપ પર કેટલી નઝરે કરમ હતી તેનો આનાથી વિશેષ પુરાવો શું હોઈ શકે!

મારા હઝરત સાહબ (દા.બ.) જોડે પ્રવાસમાં મોટા ભાગે આપ સાથે રહેતા હતા એટલે સુરત, વલસાડ, મુંબઈના દૌરા દરમિયાન આપની મુબારક ખિદમતમાં હાજર રહેવાનો ઘણાં વરસો સુધી મને મોકો મળતો રહ્યો હતો. આપને મળતી વેળા મારા પર એવો હેત વરસાવતા, કે હું મારા પ્રેમાળ દાદા સાહેબને મળતો હોઉં એવો મને ભાસ થતો.

આપ અત્યંત વિનમ્ર અને મૃદુ સ્વભાવના હતા. આપને ગુસ્સે થતા મેં ક્યારેય જોયા નથી. પોતાનો બુલંદ મરતબો કોઈ રીતે જાહેર ન થઈ જાય એની આપ ખાસ તકેદારી રાખતા. વાઅઝમાં અને વાતચીતમાં હેતુપૂર્વક ભાષા એવી સીધી, સાદી, આમજનો જેવી વાપરતા કે આપ પ્રખર આલિમ અને આરિફ હોવાનો કોઈને અણસાર પણ ન આવે. લગભગ એંસી વરસની ઉંમરે પણ, યુવાનને શરમાવે એવાં ચેતન અને સ્ફૂર્તિ આપના બદનમાં હતા. આ ઉંમરે પણ એટલા ઝડપથી ચાલતા કે બીજાને દોડવું પડે. આ ઉંમરે પણ અરધી રાતથી લઈ સવારે ઈશરાકની નમાઝ સુધી સતત મુરાકિબ થઈને બેસતા. ખૂબ જ આબિદ, ઝાહિદ, શરીઅત અને સુન્નતના પાબંદ અને બુલંદશાનવાળા બુઝુર્ગ હતા.

કેટલોક સમય પેટના કેન્સરની માંદગી ભોગવી, જુમેરાત તારીખ ૨૯ મી માર્ચ, ૧૯૮૪ના રોજ, મળસ્કે ચાર વાગે, તહજ્જુદના સમયે, કાનપુરમાં આપનો ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલૈહે રાજેઉન.

કાનપુરથી જયપુર લાવીને, જુમ્આના દિવસે, જુમ્આની નમાઝ પહેલા આપને આપના પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)ની પાસે દફન કરવામાં આવ્યા.

ઇન્તેકાલના એક દિવસ પહેલાં આપે હઝરત મૌલાના શાહ અબ્દુર્રહીમ સાહેબ (દા. બ.)ને ફરમાવ્યું હતું કે,

'મને હઝરત સાહેબ (હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહેબ રહ.) જયપુર બોલાવે છે!'

□

આપ (રહ.)ના નવાસા, મુહતરમ મૌલવી ખુરશીદ અહમદ સાહેબ નદવી સલ્લમહૂ હવે આપના જાનશીન છે.

□

## 'મારા પછી મારો અબ્દુર્રહીમ છે'

દાદા હઝરત સાહેબ (રહ.) પોતાના પ્રિય પૌત્ર મુહમ્મદ અબ્દુર-રહીમ બિન હકીમ અલ્તાફ અલીખાન સાહેબ (દા. બ.)ની ઉચ્ચ બાતિની શક્તિઓને તેમ જ પોતાના જાનશીન બનવા માટેની એમની યોગ્યતાને પોતાના નૂરે ફિરાસત વડે જાણી ગયા હતા એટલે આપે એમની અત્યંત કાળજીથી તાલીમ અને તર્બિયત ફરમાવી. આપનો જન્મ ઈ.સ. ૧૯૧૯માં થયો હતો. પ્રાથમિક દીની તાલીમ જયપુરમાં પૂરી કર્યા પછી ઉચ્ચ દીની તાલીમ માટે લખનવના મશહૂર 'દારુલ ઉલૂમ ફિરંગી મહલ'માં આપને દાખલ કર્યા. ત્યાં આપે ઉચ્ચ કક્ષાના આલિમો પાસે તાલીમ મેળવી. વળી દાદા હઝરત સાહેબ (રહ.)ની ખાસ સૂચના પ્રમાણે લખનવના તે વેળાના એક ઉચ્ચ કક્ષાના બુઝુર્ગ હઝરત મુસ્તાકઅલીખાન સાહેબ (રહ.)ની ખિદમત શરીફમાં પણ આપ હાજરી આપતા રહેતા હતા.

મારા હઝરત સાહેબ (દા. બ.) ફરમાવે છે કે,

'એક દિવસે હું હઝરત મુસ્તાકઅલીખાન સાહેબ (રહ.)ની ખિદમતમાં હાજર થયો તો આપે વાતના કંઈપણ પૂર્વાપર સંબંધ વિના અચાનક ફરમાવ્યું,

"તમારી છે અને તમને મળશે."

'તે વખતે આ વાક્યનો અર્થ મને સમજાયો ન હતો પરંતુ પાછળથી સમજાયો.'

□

આલિમની સનદ મેળવ્યા પછી મારા હઝરત સાહબ (દા. બ.)નો વિચાર હજુ આગળ તફસીરનો ઉચ્ચ અભ્યાસ કરવાનો હતો અને તે માટે દાદા હઝરત સાહબ (રહ.)થી પરવાનગી માંગી. દાદા હઝરત સાહબ (રહ.)ને પોતાની જિંદગીના હવે ગણતરીનાં વરસો બાકી હોવાનો કદાચ ઈલ્હામ થઈ ગયો હતો એટલે આપે ખૂબ જ વહાલથી ફરમાવ્યું,

'અબ્દુર્રહીમ ! તમારી હવે મને પોતાને જરૂર છે.'

અને ખરેખર એના લગભગ ત્રણ વરસ પછી આપનો ઈન્તેકાલ થયો. એ ત્રણ વરસ દાદા હઝરત સાહબ (રહ.)એ મારા હઝરત સાહબ (દા. બ.)ની બાતિની તર્બિયત તરફ તમામ લક્ષ કેન્દ્રિત કર્યું. એ ત્રણ વરસ દરમિયાન આપને સતત પોતાની સાથે પડછાયાની જેમ રાખ્યા. પ્રવાસમાં પણ હમેશાં સાથે જ રાખતા. એમાં બાતિની તર્બિયતની સાથે સાથે, પોતાના મુરીદો અને અઝીઝો સાથે પોતાના ભાવિ જાનશીનનો પરિચય કરાવવાનો હેતુ પણ કદાચ હતો.

દાદા હઝરત સાહબ (રહ.)ની ખુસૂસી તવજ્જોહ અને ભારે પ્રેમભાવ, મારા હઝરત સાહબ (દા. બ.)ના ભારે મુજાહિદા અને રિયાઝત તેમ જ ફઝલે ઈલાહીના કારણે મારા હઝરત સાહબ (દા. બ.)એ વરસોનો મુશ્કેલ માર્ગ મહિનાઓમાં પાર કરી લીધો.

દાદા હઝરત સાહબ (રહ.)ની નવાઝિશના માત્ર બે બનાવો અહીં નમૂના પૂરતા લખું છું. મારા હઝરત સાહબ (દા. બ.) ફરમાવે છે કે,

'એક દિવસે મેં ખ્વાબમાં મારા દાદા સાહબ અલૈહિર્રહમતને માત્ર લૂંગી પહેરેલા નિહાળ્યા. આપનું ઉપરનું અરધું બદને

મુબારક ખૂલ્લું હતું. હું એક નાના (ધાવણા) બાળક જેવો હતો અને આપે મને પોતાના બંને હાથોમાં ઊંચકીને સુવાડ્યો હતો અને (જેવી રીતે બાળકને ધવડાવતી વેળા માતાની છાતી બાળકના મોઢામાં હોય છે તેવી રીતે) દાદા સાહબ અલૈહિર્રહમતની છાતી મારા મોઢામાં હતી !'

એને તસવ્વુફની પરિભાષામાં 'ઝિમ્નિય્યતે સુગરા' કહે છે.

□

બીજો એક બનાવ મારા હઝરત સાહબ (દા. બ.)એ આ પ્રમાણે ફરમાવેલો છે :

'ગોધરા (ગુજરાત)ના પ્રવાસ દરમિયાન એક દિવસે મામૂલ પ્રમાણે મારા દાદા સાહબ અલૈહિર્રહમતની જોડે પાછલી રાતે નદી કિનારે હું ટહેલતો હતો. પુલ ઓળંગતી વેળા જ્યારે અમે મધ્યમાં પહોંચ્યા ત્યારે અચાનક દાદા સાહબ અલૈહિર્રહમતે થોભી જઈને ફરમાવ્યું,

"અબ્દુર્રહીમ! એક વખતે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) પણ આ જ પ્રમાણે, આ જ સમયે રાવી નદીના કિનારે ટહેલતા હતા ત્યારે મુહબ્બતે પિદરી (પિતૃપ્રેમ)એ જોશ માર્યો અને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ને એક પળમાં મન્સબે કૈયૂમિય્યતથી મુશર્રફ ફરમાવી દીધા અને પછી ફરમાવ્યું કે,

"વિલાયતે માસુમિયહમાં ફકીરનો ગુઝર એક મુસાફિર સમાન છે !' "

મારા હઝરત સાહબ (દા. બ.) ફરમાવે છે કે,

'દાદા સાહબ અલૈહિર્રહમતે જ્યારે આ પ્રમાણે ફરમાવ્યું હતું ત્યારે મારી કૈફિયત પણ અજીબ થઈ ગઈ હતી !'

□

મારા હઝરત સાહબ (દા. બ.)ની ઉચ્ચ બાતિની તરક્કીઓથી દાદા હઝરત સાહબ (રહ.)ને સંતોષ થયો અને ઈન્તેકાલથી લગભગ એક વરસ પહેલાં, હરસોલમાં આપના એક ખાસ અઝીઝ મુહતરમ સાલેહખાન બેલીમ, બેરાણુવાલા સાહેબે, જાનશીની વિશે પૂછેલા પ્રશ્નના જવાબમાં મુહતરમ હાજી મહમદભાઈ ચાંદજી, મુહતરમ ઈબ્રાહીમભાઈ હરસોલવાલા તથા અન્ય અઝીઝોની હાજરીમાં ફરમાવ્યું કે,

'મારા પછી મારો અબ્દુર્રહીમ છે.'

## દાદા હઝરત સાહબ (રહ.)ના મુરીદો

સમગ્ર ભારતમાં અને ભારત બહાર પાકિસ્તાન, દક્ષિણ આફ્રિકા અને હિજાઝ વગેરેમાં પણ દાદા હઝરત સાહબ (રહ.)ના હઝારો મુરીદો હતા જેમાંથી આજે પણ ઘણા હજુ હયાત છે. પોતાના મુરીદોની તર્બિયતના માટે દાદા હઝરત સાહબ (રહ.) મોટા ભાગે પ્રવાસમાં રહેતા હતા. દરેક જગાએ અનુકૂળતા પ્રમાણે કેટલાક દિવસો રોકાઈને પોતાના મુરીદોને વાઅઝ અને નસીહત ફરમાવતા હતા તેમજ પોતાની સુહબત અને બાતિની તવજ્જોહ વડે તેમની તર્બિયત ફરમાવતા હતા. આપના ઈરશાદાત અને મલફૂઝાત બેહદ જામેઅ અને અસરકારક હતા. આપની તકરીર અત્યંત દિલનશીન, રૂહ પરવર અને ઈમાન અફરોઝ હતી. હકના હઝારો તાલિબો આપની ઝાતે ગિરામીથી ફૈઝ હાંસિલ કરતા હતા. વલસાડમાં આપ કેટલીક વેળા એક-દોઢ મહિનો થોભતા હતા.

## શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડી

ગુજરાતમાં અને ખાસ કરીને વલસાડમાં દાદા હઝરત સાહબ (રહ.)ને સૌ પ્રથમ તેડી લાવનાર મર્હુમ શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડી હતા. શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડી તે વખતે વલસાડના નવાબ સમાન ગણાતા હતા; અને તન મન ધનથી

દાદા હઝરત સાહબ (રહ.) પર ફીદા હતા. તે જમાનામાં એક કડિયાની એક દિવસની મજૂરી માત્ર બે આના (બાર પૈસા) હતી ત્યારે આવા સોંઘવારીના જમાનામાં શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડીએ દાદા હઝરત સાહબ (રહ.)ને આપના મુબારક વહદેના બાંધકામ માટે લગભગ એંસી હજાર રૂપિયા આપ્યા હોવાનો અંદાજ છે. હુઝૂરે અકદસ (સલ.)થી આપને એવો ઈશ્ક હતો કે આપ (સલ.)નું નામે મુબારક સાંભળતાં જ, જાણે નળની ચકલી ખોલી દીધી હોય તેમ આંખોમાંથી અશ્રુઓનો ધોધ વહેવા માંડતો હતો. બુઝુર્ગોની ખિદમત અને હુઝૂર (સલ.) પ્રત્યેના ઈશ્કના કારણે ઈન્તેકાલ બાદ આપને કેટલો ઊંચો મરતબો મળેલો છે તે વિશે મારા હઝરત સાહબ (દા. બ.) ફરમાવે છે કે :

'દાદા સાહબ અલૈહિર'હમતે એક દિવસે ખ્વાબમાં જોયું કે હુઝૂરે અકદસ (સલ.)ના રોઝએ અનવરની પાસે એક અતિ ખૂબસુરત, નકશીકામવાળો મઝાર છે અને તેની પાસે (હઝરત મિર્ઝા જાનેજાનાં શહીદ રહ.ના ખલીફા હઝરત ગુલામ અલી શાહ સાહબ દહેલ્વી (રહ.) ઊભા છે.

'હઝરત ગુલામ અલી શાહ સાહબ દહેલ્વી (રહ.)એ દાદા સાહબ અલૈહિર'હમતને પૂછ્યું,

"તમને ખબર છે કે આ મઝાર કોનો છે?!"
દાદા સાહબ અલૈહિર'હમતે ફરમાવ્યું,

"હઝરત! આપ જ ફરમાવો કે એ મઝાર કોનો છે?"
હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલ્વી (રહ.)એ ફરમાવ્યું,

"એ શેઠ ફકીરભાઈ, વલસાડીનો મઝાર છે!"
વળી આપે ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાએ નબીયે કરીમ (સલ.)ને એ કુદરત અતા

ફરમાવેલી છે કે આપ (સલ.) ચાહે ત્યાંથી પોતાના ચાહનારાઓને પોતાની પાસે બોલાવી લે છે!'

□

શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડીનો ઈન્તેકાલ ૧૦, શવ્વાલ, હિ. સ. ૧૩૪૯ મુતાબિક ૧૨મી માર્ચ, ઈ. સ. ૧૯૩૦ના રોજ વલસાડમાં થયો હતો અને આપનો મઝારે મુબારક વલસાડમાં મોટા તાઈવાડના કબ્રસ્તાનમાં, દાદા હઝરત સાહબ (રહ.)ના ખલીફા રઝા હુસૈન સાહબ (રહ.)ના મઝારે મુબારક નજીક છે પરંતુ આપનું અસલ સ્થાન ક્યાં છે તે ઉપરના બનાવથી માલુમ પડે છે. વળી આપના ઈન્તેકાલને પચાસ કરતાં પણ વધારે વરસો વિતી ગયાં હોવા છતાં આપને હજુ આજે પણ રૂહાની રીતે દાદા હઝરત સાહબ (રહ.)ની તમામ ચીઝોથી કેટલો લગાવ છે તેનો પુરાવો એ છે કે ઈ. સ. ૧૯૭૬માં 'મેઅયારુસ્સુલૂક'ના ગુજરાતી અનુવાદની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઈ ત્યારે આપે વલસાડના એક મોઅતેબર શખ્સને ખ્વાબમાં આવીને ફરમાવ્યું કે,

'આજે હું ખૂબ જ ખુશ છું!'

## હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ સૂરતી (રહ.)

આપે મૌલવી મુહમ્મદ હુસૈન સાહબ પાસે તાલીમ મેળવી હતી. ત્યાર પછી આપ સુરતમાં સલાબતપુરાની તાડવાલી મસ્જિદમાં ઈમામત કરતા હતા. રમઝાન શરીફમા તરાવીહ પઢાવવા માટે આપ વલસાડ પધારતા હતા. વલસાડમાં દાદા હઝરત સાહબ (રહ.) સાથે આપ સંપર્કમાં આવ્યા અને બૈઅત થઈને, ઉચ્ચ મકામો હાસિલ કરીને, દાદા હઝરત સાહબ (રહ.)ની ખિલાફતથી પણ મુશર્રફ થયા.

દાદા હઝરત સાહબ (રહ.)એ સુરતની હિદાયત મસ્જિદમાં આપને ખિલાફત આપી હતી અને પોતાના દસ્તે મુબારક વડે દસ્તારબંદી કરી હતી તે પછી હાજરજનોને ફરમાવ્યું હતુ કે,

'મૌલવી સાહબને પણ મારી જેમ જ સમજતાં.'

□

દાદા હઝરત સાહબ (રહ.)ને સૌ પ્રથમ મૌલવી સાહબ (રહ.) વલસાડથી સુરત તેડી લઈ ગયા. તે પછી સુરતમાં અને આસપાસના વિસ્તારોમાં આપના સિલસિલાનો ફેલાવો થયો.

સુરતમાં દાદા હઝરત સાહબ (રહ.)નો ઉતારો શરૂઆતમાં હરરાયની મસ્જિદમાં રહેતો હતો. તે પછી સગરામપુરા, મૌલવી સ્ટ્રીટમાં, ખોજટાવાડની મસ્જિદમાં ઉતરવા લાગ્યા. એ મસ્જિદનું નામ હવે 'હિદાયત મસ્જિદ' છે અને હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ પણ ત્યાં જ ઉતરે છે.

□

સુરતના નિવાસ દરમિયાન દાદા હઝરત સાહબ (રહ.) મૌલવી સાહબ (રહ.)ના જ મહેમાન રહેતા હતા. બીજાની દાવત સ્વીકારતા પહેલાં આપની પરવાનગી લેવામાં આવતી હતી.

મૌલવી સાહબ (રહ.)નો સ્વભાવ ખૂબ જ સીધો સાદો હતો. આપના ત્રણ પુત્રોમાંથી જનાબ અબ્દુલ ગફુર સાહબ અને હાફિઝ ગુલામ મુહીુદ્દીન સાહબ હજુ હયાત છે.

ગુલામ મુહીુદ્દીન સાહબ હાફિઝ થયા પછી અઢી વરસ સુધી તાલીમ માટે જયપુર રહ્યા હતા અને ત્યાર પછી નદવતુલ ઉલમા લખનવમાં તાલીમ મેળવવા માટે દાખલ થયા હતા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા. બ.) પણ તે વેળા લખનવમાં ફિરંગી મહલમાં તાલીમ મેળવતા હતા.

□

મૌલવી સાહબ (રહ.)ને દાદા હઝરત સાહબ (રહ.)થી ભારે મુહબ્બત હતી. દાદા હઝરત સાહબ (રહ.)ને જેલની સજા થયાના સમાચાર જાણીને આપ ખૂબ રડ્યા હતા. તે વખતે મૌલવી સાહબ

(રહ.) પાસે રોકડ નાણું ન હતા એટલે પોતાની બીવીના ઘરેણાં વેચીને, દાદા હઝરત સાહબ (રહ.)નું કર્ઝ ચૂકવવા માટે નાણાં મોકલ્યા હતા!

ખિલાફત મળ્યાના લગભગ દસ વરસ બાદ, દાદા હઝરત સાહબ (રહ.)ની હયાતીમાં ૨૦, શવ્વાલ, ૧૩૬૪ હિજરી સનમાં જુમ્આના દિવસે આપનો ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહે વઈન્ના ઈલૈહે રાજેઉન.

આપ (રહ.)નો મઝારે મુબારક સુરતમાં, સગરામપુરાની હિદાયત મસ્જિદના સહનમાં, આપ (રહ.)ના ઉસ્તાદ મૌલવી મુહમ્મદ હુસૈન સાહબના મઝારની લગોલગ છે; જેમાં સિરહાને, આરસની તખ્તી પર આ પ્રમાણે તારીખનો કત્આ લખેલો છે:

બીસ શવ્વાલકો ખુદા કે ઘર,
રૂહ જુમ્આકે દિન હુઈ મંકબૂલ;
હિજરી તેરાસો ઔર ચૌસઠ મેં,
ચલ દિયે મૌલવી ગુલામ રસૂલ.

□

## દાદા હઝરત સાહબનો ઈન્તેકાલ

દાદા હઝરત સાહબનો ઈન્તેકાલ ૧૭, જમાદીઉલ આખિર હિ. સ. ૧૩૭૦ મુતાબિક ૨૬ મી જૂન ૧૯૫૧ના રોજ બપોરે જયપુરમાં લગભગ ૧૦૦ વરસની ઉંમરે થયો અને તે જ દિવસે રાત્રે મગરિબની નમાઝ બાદ, દરવાઝા ઘાટ બહાર, શાહજીના કબ્રસ્તાનમાં, આપના પીરો મુરશિદના ચરણોમાં દફન કરવામાં આવ્યા. આપના મઝારે મુબારકની તખ્તી પર આપના પુત્ર મૌલવી મુહમ્મદ અબ્દુલ હય 'ફાઇઝ' સાહબ રચિત નીચે પ્રમાણે તારીખનો કત્આ લખવામાં આવેલો છે:

ઈલ્મે બાતિનકા ખઝાના લૂટ ગયા,
આહ! વહ મૌલાકા ઈન્આમ ઊઠ ગયા;

હાતિફે ગૈબીને 'ફાઈઝ'ને કહા,
હસરતા! એક કુત્બે ઈસ્લામ ઊઠ ગયા.

### ઈન્તેકાલ પછીની એક કરામત

દાદા હઝરત સાહબ (રહ.)ના એક ખાસ ખાદિમ મુહતરમ મહમદભાઈ કડક, વલસાડી ફરમાવે છે કે,

હઝરતના ઈન્તેકાલને કેટલાક મહિના વિત્યા બાદ હું જયપુર ગયો. એક દિવસે રાત્રે માળ ઉપર મહેમાનખાનામાં સૂતા હતા ત્યારે અરધી રાતે મને ગુસલની હાજત થઈ. જયપુરની હાડકાંને ઠિજાવી દે એવી સખત ઠંડી હતી. હવે શું કરવું? ચિંતાએ મનને ઘેરી લીધું. ચાલ, નીચે તો જાઉં. અલ્લાહ તઆલા કોઈ ઈન્તેઝામ ફરમાવશે. એવું વિચારી હું ઊઠયો. નીચે જવા દાદરના પગથિયાં ઉતરવા માંડયો. એકાએક મેં જોયું કે નીચે દાદરના છેલ્લા પગથિયાં પાસે હઝરત સાહબ ઊભા છે અને મને સંબોધીને ફરમાવે છે,

'મહમદભાઈ! આવો! ગુસલખાનામાં ગરમ પાણી, સાબૂ, ટુવાલ, વગેરે મૂકેલું છે. તમે ગુસલ કરી લો!'

'ગુસલની ચિંતા મારા મગજ પર એવી સવાર હતી કે હું તે વેળા બીજું કંઈ વિચાર્યા વિના ગુસલખાનામાં ઝડપથી ચાલ્યો ગયો. ત્યાં ખરેખર ગરમ પાણી, સાબૂ, વગેરે બધું જ તૈયાર મૂકેલું હતું. ગુસલ કરતી વેળા એકદમ મારું મગજ ખુલી ગયું કે, હઝરત સાહબનો તો ઈન્તેકાલ થઈ ગયેલો છે! આપ અહીં કયાંથી?! ઝડપથી ગુસલ પતાવીને હઝરત સાહબની મુલાકાત માટે હું બહાર આવ્યો તો ત્યાં કોઈ મોજૂદ ન હતું!'

### જાનશીની અને નિસ્બતે ખાસ્સહ

મારા હઝરત સાહબ (દા. બ.)ની જાનશીની વિશે લખવા પહેલાં, તસવ્વુફની કેટલીક બાબતોને સમજવા માટે, શેખુલ

હદીસ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ (રહ.)ની 'આપ બીતી' (આત્મકથા) ભાગ-૪ પાના ૧૮૧થી ૧૮૩નો કેટલોક અંશ અત્રે ઉતારું છું. હઝરત શેખુલ હદીસ સાહબ (રહ.) લખે છે કે:

'વિસાલના બે-ત્રણ દિવસ પહેલાં (ચચાજાન હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ રહ. એ) આ સિયહકારથી કહ્યું કે,

'મારા આદમીઓમાંથી કેટલાક લોકો સાહબે નિસ્બત છે... મારા પછી એમાંથી કોઈ એકને મૌલાના (અબ્દુલકાદિર) રાયપૂરીના મશ્વેરાથી બૈઅતના માટે તજવીઝ કરી દો.'

મારી રાય હાફિઝ મકબૂલ હસન સાહબ વિશે હતી કારણ કે તેમને ઘણી આગળથી ખિલાફત મળી હતી... પરંતુ હઝરત અકદસ રાયપૂરી (કુ.સિ.)ની રાયે આલી અઝીઝમ મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ (રહ.) વિશે હતી. મેં હાફિઝ મકબૂલને તરજીહ (અગ્રતા) આપવાનું કારણ દર્શાવ્યું અને એ પણ કહ્યું કે અઝીઝ યૂસુફે ઝિક્ર-અઝકાર વધારે નથી કર્યાં. હઝરત (રાયપૂરી)એ ફરમાવ્યું,

'તમારા લોકોની (હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ રહ.ના કુટુંબીજનોની) શરૂઆત ત્યાંથી થાય છે જ્યાં અમારા જેવાઓનો અંત હોય છે... એમને ઝિક્ર-અઝકારની જરૂરત નથી.'

મેં ચચાજાન (નૂ.મ.)ને પૂરી વાત અરજ કરી તો આપે પણ હઝરત અકદસ રાયપૂરીની વાતને સમર્થન આપ્યું.

હઝરત શેખુલ હદીસ સાહબ (રહ.) આગળ લખે છે,

'મશાઈખને ત્યાં એક નિસ્બતે ખાસ્સહ હોય છે જે શેખના ઈન્તેકાલ વખતે કોઈ એકની તરફ, જે શેખથી વધારે નિસ્બતે ઈત્તિહાદિયા ધરાવતો હોય તેની તરફ, મુન્તકિલ (સ્થળાંતરિત) થયા કરે છે.'

હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ (રહ.)ના ઈન્તેકાલ બાદ

આપના એક ખલીફા એમ કહેતા હતા કે હઝરતની નિસ્બત મારી તરફ મુન્તકિલ થઈ છે, બીજા એક ખલીફા એમ કહેતા હતા કે મારી તરફ મુન્તકિલ થઈ છે. હઝરત રાયપૂરી (રહ.)નો ખ્યાલ હતો કે હઝરત શેખુલ હદીસ સાહબ (રહ.)ની તરફ મુન્તકિલ થઈ છે. પરંતુ જ્યારે આપે (હઝરત રાયપૂરી રહ. એ) હઝરત મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ (રહ.)ને જોયા ત્યારે જોતાં જ આપને પૂરો યકીન થઈ ગયો કે એ નિસ્બતે ખાસ્સહ હઝરત મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ (રહ.)માં જ મુન્તકિલ થઈ ગઈ છે. હઝરત શેખુલ હદીસ સાહબ (રહ.) લખે છે કે,

'ઈન્તેકાલ વખતે બલ્કે નઝાઅ શરૂ થવાના વખતે ચચાજાન (નૂ. મ.)એ અઝીઝ મૌલાના યૂસુફ સાહબને બોલાવ્યા...અને ફરમાવ્યું કે,

'આવ, યૂસુફ! મને વળગી જા! હું તો જાઉં છું!'

તેઓ ચચાજાનના સીના પર ઢળી પડ્યા અને બંદાના ખ્યાલમાં તે જ વખતે નિસ્બતે ઈલ્કાઈનો ઈલ્કા થયો હતો. અલ્લાહ બેહતર જાણે.'

□

મારા દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલ વખતે મારા હઝરત સાહબ (દા.બ.)ની ઉંમર માત્ર બત્રીસ વરસની હતી. આપને દાદા હઝરત સાહબ (રહ.)ની માત્ર ત્રણ વરસ સુહબત મળી હતી અને આપ દાદા હઝરત સાહબ (રહ.)ના છેલ્લા ખલીફા હતા પરંતુ પોતાની ઉચ્ચ સલાહિયતો અને રિયાઝતોથી, દાદા હઝરત સાહબ (રહ.)ની ભારે નઝરે કરમ હોવાથી, અલ્લાહ તઆલાના ફઝલથી વરસોનો માર્ગ મહિનાઓમાં પાર કરી દીધો હતો જેથી દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાના ઈન્તેકાલથી એક વરસ પહેલાં હરસોલમાં પોતાના ખાસ અઝીઝો સમક્ષ વસીયત ફરમાવી હતી કે,

'મારા પછી મારો અબ્દુર્રહીમ છે.'

એટલે દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલ બાદ આપની વસીયત પ્રમાણે, આપની જાનશીનીની દસ્તારબંદી, વિવિધ ગામોથી પધારેલા આપના સેંકડો મુરીદોની હાજરીમાં, મારા હઝરત સાહબ (દા. બ.)ને કરવામાં આવી. જાનશીની બાદ આપ કાનપૂરના દોરા પર તશરીફ લઈ ગયા. દાદા હઝરત સાહબ (રહ.)ના ખલીફા હઝરત મૌલાના સૈયદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (દા. બ.) કેટલાક દિવસ પછી ત્યાં તશરીફ લઈ ગયા ત્યારે મારા હઝરત સાહબ (દા. બ.) મસ્જિદમાં બેઠેલા હતા પરંતુ હઝરત મૌલાના મુહમ્મદ સોહરાબઅલી સાહબ (દા. બ.)એ જોયું કે મારા હઝરત સાહબ બેઠેલા નથી બલ્કે ખુદ દાદા હઝરત સાહબ (રહ.) પોતે જ બેઠેલા છે. આ જોઈને આપને યકીન થઈ ગયો કે દાદા હઝરત સાહબ (રહ.)ની નિસ્બતે ખાસ્સહ મારા હઝરત સાહબ (દા. બ.) માં મુન્તકિલ થઈ ગઈ છે.

મારા હઝરત સાહબ (દા. બ.)ની જાનશીનીને લગભગ પાંત્રીસ વરસ વીતી ગયા છે જેમાં એ સાબિત થઈ ગયું છે કે આવા ઉલૂલ અઝમ, હોસલામંદ દાદાના પૌત્ર ન માત્ર એમના જાનશીન બન્યા છે બલ્કે ખુદાના ફઝલો કરમથી તેમના જેવી જ ઉચ્ચ સિફાતો ધરાવનારા અને તેમના જ નકશે કદમ પર ચાલનારા બુઝુર્ગ છે. આપથી સિલસિલાનો ફેલાવો ખૂબ જ વધારે થયો છે. સમગ્ર ભારતમાં ભાગ્યે જ કોઈ એવો પ્રદેશ હશે કે જ્યાં આપના મુરીદો અને અકીદતમંદો ન હોય !

દાદા હઝરત સાહબ (રહ.)ની જેમના પ્રત્યે ભારે તવજ્જોહ અને ઈનાયત હોય અને આપની નિસ્બતે ખાસ્સહ જેમનામાં મુન્તકિલ થયેલી હોય તેમના બુલંદ દરજ્જાનો અંદાજો કોઈ શું લગાવી શકે ! મારા હઝરત સાહબ (દા. બ.)ની ઉચ્ચ શાન માટે માત્ર એટલું જ પૂરતું છે કે દાદા હઝરત સાહબ (રહ.)ના અગ્રગણ્ય

ખલીફા, હઝરત મોલાના સૈયદ મુહમ્મદ સાહરાબઅલી સાહબ (દા બ.)

મારા હઝરત સાહબ (દા. બ.)ના પીર ભાઈ હોવા છતાં,

દાદા હઝરત સાહબ (રહ.)ની સુહબતમાં પણ વધારે રહ્યા છતાં,

ઉંમરમાં પણ આપથી મોટા હોવા છતાં

એંસી વરસની ઝઈફ ઉંમરે પણ મારા હઝરત સાહબ (દા. બ.)ના એક ખાદિમની જેમ હમેશાં આપની ખિદમતમાં રહેતા હતા અને આપના દરેક હુકમના પાલન માટે હમેશાં તૈયાર રહેતા હતા તથા આપના મશ્વેરા વિના પોતે કોઈ કામ કરતા ન હતા. આવા મોટા બુઝુર્ગ જેમની ખિદમત કરવાને પોતાનો શર્ફ સમજતા હોય તેમનો મરતબો કેટલો ઉચ્ચ હશે! અલ્લાહ તઆલા મારા હઝરત સાહબ (દા. બ.)ના બુલંદ મરતબાને હજુ ઘણો વધારે બુલંદ ફરમાવે. આમીન.

## મારા હઝરત સાહબ (દા. બ.)ની ખૂબીઓ

મારા હઝરત સાહબ (દા. બ.)નો જન્મ ઈ. સ. ૧૯૧૯માં થયો હતો. આજે આપની ઉંમર લગભગ અડસઠ વરસની છે. હું આપથી ઈ. સ. ૧૯૬૨માં બૈઅત થયો હતો જેને લગભગ પચ્ચીસ વરસનો લાંબો સમય વિતી ગયો છે. આ વરસો દરમિયાન મારા મારા હઝરત સાહબ (દા. બ.)ના સુરત, વલસાડ, મુંબઈના દૌરા દરમિયાન મોટા ભાગે આપની ખિદમત શરીફમાં દિવસો સુધી, ચોવીસે કલાક, હાજર રહેવાનો મોકો મળ્યો છે. વળી એ દૌરા દરમિયાન આપ કેટલીયે વખત એવા સખત બીમાર થયા છે કે ઊઠવા બેસવાની પણ અશક્તિ જણાતી હતી. વળી બીજા પણ કેટલાયે હાલાતો આવ્યા છે. આમ મારા હઝરત સાહબ (દા. બ.)ને ખૂબ જ નિકટથી નિહાળવાનો મને મોકો મળતો રહ્યો છે. મેં આપની જે મહાન ખૂબીઓ નિહાળી છે તેમાંથી કેટલીક નીચે લખું છું :

- ગમે તેવી સખત બીમારીમાં પણ મેં કદી આપની કોઈ ફરજ નમાઝ, કે તહજ્જુદની નમાઝ કઝા થયેલી જોઈ નથી.
- આજે આટલી ઉંમરે પણ અરધી રાતે ઊઠી જાય છે અને ઠેઠ ઈશરાક સુધી અલ્લાહની યાદમાં મશગૂલ રહે છે.
- શરીઅત અને સુન્નતથી ખિલાફ આપના કોઈ વાણી કે વર્તન મેં જોયાં નથી.
- મેં આપને ગુસ્સે થતા કે નારાજ થતા કદી જોયા નથી. આપને ભલું-બૂરું કહેનારથી પણ કદી નારાઝ થતા જોયા નથી.
- દુનિયાની નકામી વાતો કરતા કે હસી-મઝાક કરતા મેં કદી આપને જોયા નથી. મોટે ભાગે ખામોશ રહે છે. આપનો પ્રભાવ અને હેબત એવા છે કે આપથી વાત કરવાની આપણી હિંમત ચાલતી નથી.
- આત્મ પ્રશંસા કરતા અથવા બીજાના વિશે કંઈ બૂરું બોલતા મેં કદી આપને જોયા નથી.
- આપની મુલાકાતે આવનાર નાના હોય કે મોટા, આલિમ હોય કે જાહિલ, દરેકને ખૂબ જ માનપૂર્વક, પ્રેમભાવથી મળે છે અને દરેકની સાથે તેની કક્ષા પ્રમાણે વાતો કરે છે.
- ગમે તેવા મોટા માણસથી પણ અંજાતા નથી. કોઈની ખુશામદ કરતા નથી કે કોઈનાથી કોઈ આરઝૂ કરતા નથી. આપ ફરમાવે છે,

'મારી નઝર અલ્લાહના ફઝલ પર છે.'

ટૂંકમાં કહું તો એક સાચા પીરમાં હોવી જોઈતી તમામ ખૂબીઓ મેં આપમાં નિહાળી છે.

## સર્વસ્વ કુરબાન

આપે પોતાના મકાન, ખેતર, ટ્રેક્ટર વગેરે તમામ અરે! સમગ્ર જીવન જ 'જામેઆ હિદાયત'ને વકફ કરી દીધું છે એમ કહી શકાય. આપની પાસે જે કંઈ આવે છે તે 'જામેઆ હિદાયત' માટે અને ગરીબો માટે વાપરી નાખે છે. આજ સુધીમાં આપના પર કદી ઝકાત વાજિબ થઈ નથી! ૧૯૮૧માં જયપુર અને ટોંકમાં આવેલા વિનાશક રેલ અને વાવાઝોડાથી નિરાધાર બનેલાઓને 'જામેઆ હિદાયત' મારફતે આપે એક લાખ પચ્ચીસ હજાર રૂપિયાની કિંમતનાં કપડાં વગેરે વસ્તુઓ વહેંચી હતી.

## હજ્જ અને ઉમરા

આપને સાત વખત હજ્જ કરવાનો અને એક વખત ઉમરા કરવાનો શર્ફ હાંસિલ થયો છે. ૧૯૮૨માં આપ આફ્રિકાના પ્રવાસે ગયા હતા. ત્યાંથી આપનો ઇંગ્લેંડના પ્રવાસનો ઈરાદો હતો પરંતુ કોઈ કુદરતી સંકેત અનુસાર એ ઈરાદો મોકૂફ કરીને, આપ ઉમરો કરવા માટે મક્કા શરીફ તશરીફ લઈ ગયા અને ત્યાંથી મદીના શરીફ હાજર થયા. ત્યાં શેખુલ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરીયા સાહબ (રહ.)ના બીમારીના અંતિમ દિવસોમાં બિમારપૂર્સી કરવાનો, ઈન્તેકાલ બાદ આપની જનાઝાની નમાઝમાં અને દફન ક્રિયામાં શામેલ થવાનો પણ આપને મોકો મળ્યો.

## આપનો પરિવાર

આપના બીવી સાહિબા ખૂબ જ નેક અને મુત્તકી છે અને આપની જોડે ૧૯૭૫માં હજ્જ માટે પણ તશરીફ લઈ ગયા હતા. આપને ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ છે. તમામને હઝરત સાહબ (દા. બ.)એ ઉચ્ચ તાલીમ અને તર્બિયત આપી છે. જો કે આપને પોતાના તમામ સંતાનો પ્રત્યે ખૂબ જ પ્રેમભાવ છે પરંતુ આપના બીજા નંબરના પુત્ર મુહતરમ હાફિઝ, કારી, મૌલવી ફઝલુર્રહીમ

સાહબ નદવી તરફ આપ (દા. બ.)ની ખાસ નઝરે કરમ છે. હઝરતે આપને પોતાના ભાવિ જાનશીન બનાવ્યા છે અને 'જમેઆ હિદાયત'ના ટ્રસ્ટી મંડળમાં પણ લીધાં છે.

## નદવતુલ ઉલમાની મજલિસે શૂરામાં

હઝરત સૈયદ અબૂલ હસન અલી નદવી સાહબ (દા. બ.)ના મશહૂર 'દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા'ની મજલિસે શુરા (સલાહકાર સમિતિ Advisory Board)માં પણ કિબ્લા હઝરત સાહબ (દા. બ.)ને લેવામાં આવ્યા છે.

## કશ્ફ અને કરામત

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)નો એક મુરીદ આપની ખિદમતમાં ઘણા વરસ રહીને બદદિલ થઈને પાછો જવા લાગ્યો. હઝરતે તેને કારણ પૂછ્યું. તેણે કહ્યું.

'મારું આપની ખિદમતમાં આટલા વરસ રહેવું નકામું ગયું કેમ કે એટલી મુદતમાં આપે કોઈ કરામત દેખાડી નથી!'

હઝરતે ફરમાવ્યું,

'આટલા વરસમાં મને કદી સુન્નતના ખિલાફ કામ કરતા તમે જોયો છે?'

મુરીદે જવાબ આપ્યો,

'નહિ, આપ શરીઅતના અને સુન્નતના સંપૂર્ણરીતે પાબંદ છો.'

હઝરતે ફરમાવ્યું,

'એના કરતાં વધારે તમને બીજી કઈ કરામત જોઈએ?!'



મારા હઝરત સાહબ (દા. બ.) વિશે પણ ઉપર જે વાતો લખી છે તે પછી ઈલ્મવાળાઓ નજીક બીજી કોઈ કશ્ફ અને

કરામતની વાતો લખવાની જરૂર રહેતી નથી. પરંતુ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ના પેલા મુરીદની જેમ સામાન્ય જનોના મગજમાં કંઈક એવી ગ્રંથિ બંધાઈ ગયેલી છે કે કશ્ફ અને કરામતની વાતો સિવાય તેમને સંતોષ જ થતો નથી એટલે એમના સંતોષ માટે મારા પોતાના અનુભવનો એક નાનો સરખો બનાવ, જે 'મેઅયારુસ્સુલૂક'ના અનુવાદ વિશે જ હોવાથી અહીં મુનાસિબત પણ ધરાવે છે, તે નમૂના રૂપે લખું છું.

'મેઅયારુસ્સુલૂક'નો ગુજરાતીમાં અનુવાદ કરતી વેળા એક જગાએ મને મૂંઝવણ થઈ. હું જે રીતે કામ કરું છું તે બરાબર છે કે કેમ? એવી મનમાં દ્વિધા થઈ. તે જ વખતે કિબ્લા હઝરત સાહબ (દા. બ.) જયપુરથી સવાઈ માધોપૂર થઈને ડીલક્ષમાં મુંબઈ તશરીફ લઈ જતા હોવાના સમાચાર મને મળ્યા. ટ્રેઈનમાં કિબ્લા હઝરત સાહબ (દા. બ.)થી મશ્વેરો કરવાના ઈરાદે, પહેલી ટ્રેઈનમાં હું સુરત ઉપડી ગયો. સુરતમાં મુલાકાતીઓની ભીડ એટલી હતી કે પ્લેટફોર્મ ઉપર કંઈ વાત થઈ ન શકી. વળી આપ પ્રથમ વર્ગમાં હતા અને હું બીજા વર્ગમાં બેઠો એટલે ટ્રેઈનમાં પણ વાત ન થઈ શકી. વલસાડમાં પણ મુલાકાતીઓની એ જ ભીડ હતી. એટલે હું કંઈક નિરાશ થઈને હઝરત સાહબ (દા. બ.)ના ડબ્બાથી એન્જિન તરફ બે-ત્રણ ડબ્બા આગળ જઈને પ્લેટફોર્મ ઉપર ઊભો રહ્યો. ટ્રેઈન જ્યારે ઉપડી અને કિબ્લા હઝરત સાહબ (દા. બ.)નો ડબ્બો મારી નજીક આવ્યો ત્યારે આપે ઊભા થઈને, બારીમાંથી, મને સંબોધીને ફરમાવ્યું.

'અત્યારે જે પ્રમાણે કામ કરો છો તે જ પ્રમાણે કરતા રહો!'

આટલું ફરમાવીને આપ બેસી ગયા. હઝરત સાહબ (દા. બ.)ના કશ્ફથી હું હેરતના સાગરમાં ડૂબી ગયો!

હું કઈ રીતે કામ કરું છું તે મેં જણાવ્યું નથી!

મને મૂંઝવણ છે એ પણ મેં જણાવ્યું નથી!

હું મશ્વેરા લેવા માટે આવ્યો હતો તે પણ મેં જણાવ્યું નથી!

અને છતાં મારી મૂંઝવણનો જવાબ આપી દીધો!

એટલે જ તો હું આ પંક્તિઓ ટાંકું છું કે,

**મેરી તલબભી કિસીકી નઝરકા સદકા હય,**
**કદમ યહ ઊઠતે નહિ હય ઉઠાયે જાતે હય.**

## દાદા હઝરત સાહબ (રહ.)ની એક અધૂરી આરઝૂ

દાદા હઝરત સાહબ (રહ.)એ એક તરફ પોતાના બાતિની નૂર વડે હઝારો મુસલમાનોના દિલોને રોશન અને ઝિંદા કરી દીધાં તો બીજી તરફ 'મેઅયારુસ્સુલૂક', 'અહસનુત્તવીકમ', 'કુતૂહુલ હરમૈન', 'દુરે'લાસાની' જેવી મહાન કિતાબો લખીને તથા લાખો રૂપિયાના ખર્ચે 'મદ્રેસા તાલીમુલ ઈસ્લામ' અને 'મદ્રેસા તજવી-દુલ કુરઆન' જેવી દર્સગાહો જયપુરમાં બનાવીને મુસલમાનોની જાહેરી ઈલ્મની પ્યાસ બુઝાવવા માટે તેમ જ માનસિક કેળવણી માટે જીવનભર અણથક કોશિશો કરતા રહ્યા પરંતુ આપને એટલાથી સંતોષ ન હતો. આપની નઝર સમક્ષ મશહૂર કુરઆની દુઆ :

| | |
|---|---|
| **'રબ્બના આતિના ફિદ્દુનિયા હસનતંવ વફિલ આખિરતે હસનહ.'** | હે અમારા પરવર દિગાર! અમોને દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરતમાં પણ નેઅમત આપ! |

નો આદર્શ હતો. આપ (રહ.) વર્તમાન શિક્ષણ પદ્ધતિમાં અને વ્યવસ્થામાં આમૂલ, ક્રાંતિકારક ફેરફારો કરીને એક એવી અનોખી દર્સગાહ સ્થાપવાની તમન્ના અને આરઝૂ ધરાવતા હતા કે જેમાં તાલીમ હાંસિલ કર્યા બાદ દરેક મુસલમાન દીન અને દુનિયા બંનેને લાયક બને. પરંતુ આપ (રહ.)ની એ આરઝૂ અધૂરી જ રહી!

## દાદા હઝરત સાહબ (રહ.)ના ખ્વાબની તાબીર 'જામેઆ હિદાયત'

જાનશીની મળ્યા બાદ, મારા હઝરત સાહબ (દા. બ.)એ પણ મુસલમાનોની બાતિની ઈસ્લાહની સાથે પોતાના પીરો મુરશિદ અને પ્રિય દાદા સાહબ (રહ.)ની આ અઝીઝ તરીન આરઝૂને પરિપૂર્ણ કરવાને પોતાનું જીવન ધ્યેય બનાવી લીધું છે. આપ (દા. બ.)ની કેટલાયે વરસોની અવિરત કોશિશો અને મહેનત પછી અલ્લાહ તઆલાના ફઝલો કરમથી અને નબીયે કરીમ (સલ.)ના સદકા અને તુફૈલથી, હવે એ સ્વપ્નું સાકાર થઈ રહ્યું છે. જયપુરથી આશરે આઠ કિલોમીટર દૂર 'સરવા' નામના ગામ નજીક, ચોતરફ પહાડીઓથી ઘેરાયેલો, નેશનલ હાઈ-વે ઉપર આવેલો, જમીનનો એક અતિ વિશાળ અને રમણીય વિસ્તાર આપે ખરીદી લીધો છે. વળી એને લાગુ જે જમીન મળવાની અપેક્ષા છે તે મળીને લગભગ સાડાત્રણસો વીંઘા જમીનના અતિ વિશાળ વિસ્તારનો ખૂબ જ ઉમદા માસ્ટર પ્લાન આપે નિષ્ણાત, અનુભવી આર્કિટેક્ટો પાસે તૈયાર કરાવ્યો છે. એમાં દર્સગાહ, હોસ્ટેલ, સ્ટાફ ક્વાર્ટર્સ, મસ્જિદ, પ્લેગ્રાઉન્ડ, સ્વીમીંગ પુલ, હોસ્પિટલ, પ્રાથમિક શાળા, શોપિંગ સેન્ટર, પોસ્ટ ઓફિસ વગેરેની વિશાળ અને આકર્ષક ઇમારતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જાણે યુનિવર્સિટીનું એક અનોખું કેમ્પસ! આ આખી યોજના પાછળ આશરે સોળ કરોડ રૂપિયાના ભારે ખર્ચનો અંદાજ છે. છતાં આપે પહાડ સમાન દઢતાથી અલ્લાહના ભરોસે આ કામ ઉપાડી લીધું છે. અલ્લાહ મદદ ફરમાવે! આમીન!

મારા હઝરત સાહબ (દા. બ.)એ પોતાના મહાન દાદા સાહબ (રહ.)ની યાદમાં આ ભવ્ય શિક્ષણ કેન્દ્રનું નામ 'જામેઆ હિદાયત' રાખ્યું છે. વળી એની નજીક જ એક 'હિદાયત નગર' સ્થાપવાની પણ આપની યોજના છે. અલ્લાહ તઆલા આપની તમામ આરઝૂઓને પૂરી ફરમાવે! આમીન!

## હિંમતે મર્દાં તો મદદે ખુદા

'જામેઆ હિદાયત'ની સંગે બુનિયાદ રવિવાર તા. ૧૭-૧૦-૭૬ ના રોજ, ભારતના આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનારા મહાન આલિમ, કેળવણીકાર, ચિંતક અને સાહિત્યકાર હઝરત અલ્લામા સૈયદ અબૂલ હસન અલી સાહબ નદવી (દા. બ.)ના મુબારક હાથે મૂકવામાં આવી.

રાજસ્થાનના એ રેતાળ અને પથરીલા રણ પ્રદેશમાં પાણીનો પ્રશ્ન ખૂબ જ મૂંઝવતો હતો. હજારો રૂપિયા ખર્ચ કરતાં પણ

જમીનમાંથી પાણી મળે કે કેમ?

મળે તો પણ પૂરતો જથ્થો મળે કે કેમ!

વળી તે પાણી મીઠું મળે કે કેમ! તે કહી ન શકાય! પરંતુ હઝરત ઈસ્માઈલ (અલ.) અને 'આબે ઝમઝમ'ની ઘટના યાદ આવે એવી અદ્‌ભુત ગેબી મદદ અલ્લાહ તઆલાએ ફરમાવી.

કિબ્લા હઝરત સાહબ (દા. બ.)એ કૂવા માટે અમુક ચોક્કસ જગા પસંદ ફરમાવીને પ્રથમ પોતાના દસ્તે મુબારક વડે, અલ્લાહનું નામ લઈ થોડાક પાવડા માર્યા અને પછી ત્યાં મજૂરો પાસે ખોદકામ કરાવ્યું તો ત્યાંથી શું મળ્યું તે જાણો છો?!

- મીઠાં પાણીના અખૂટ ભંડારથી ભરેલો પાકો બાંધેલો વિશાળ, ઊંડો કૂવો અને બાવીસ પાકાં પગથિયાં વાળી પાકી બાંધેલી વાવ!
- એના બાંધકામમાં વપરાયેલી વસ્તુઓ પરથી એ લગભગ ચારસો-પાંચસો વરસ પહેલાં બંધાયેલી હોવાનો અંદાજ થાય છે!
- એનું પાણી એવું હલકું અને આરોગ્યવર્ધક છે કે કેટલાયે પ્યાલા પાણી પી જાઓ તો પણ પેટમાં વજન નથી લાગતું!

○ સ્વાદિષ્ટ એવું છે કે જાણે નાળિયેરનું પાણી જ જોઈ લો!

○ વળી કૂવાના તળિયામાં ઝરાઓ વહેતા હોવાના કારણે પાણી એટલા વિપુલ જથ્થામાં આવે છે કે 'જામેઆ હિદાયત'ની મુખ્ય વિશાળ ઈમારત તેમ જ હોસ્ટેલના બાંધકામમાં તથા અન્ય તમામ કામોમાં એ જ પાણી વપરાતું હોવા છતાં પાણી ખૂટતું નથી!

અલ્લાહ તઆલાની આ અદ્દભુત ગેબી મદદ અને અલ્લાહ-વાળાની આ કરામત જોઈને સૌ હેરત પામ્યા છે!

## ઉદ્દઘાટન અને અભ્યાસનો આરંભ

'જામેઆ હિદાયત'ની મુખ્ય દર્સગાહની ગુંબદ વડે શોભતી અને મકરાણાના વિખ્યાત ગુલાબી આરસપહાણ વડે આંખોને આકર્ષતી અતિ સુંદર, રમણીય, વિશાળ અને ભવ્ય ઇમારતનું તેમજ વિદ્યાર્થીઓને રહેવા માટેની ભવ્ય હોસ્ટેલનું બાંધકામ લાખો રૂપિયાના ખર્ચે પૂરું થયું છે. હોસ્ટેલનું નામ 'હઝરત મૌલાના સૈયદ મુહમ્મદ સોહરાબઅલી હોસ્ટેલ' રાખવામાં આવ્યું છે.

ટેકિનકલ તાલીમના પ્રેકટીકલ અભ્યાસ માટે વિશાળ શેડ બાંધવામાં આવ્યા છે અને તેમાં જરૂરી યંત્ર સામગ્રી પણ ગોઠવી દેવામાં આવી છે.

'જામેઆ હિદાયત'નું ઉદ્દઘાટન રવિવાર તારીખ ૮, ડિસેમ્બર, ૧૯૮૫ના રોજ હઝરત મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી સાહબ (દા.બ.)ના મુબારક હાથે થયું. એ નિમિત્તે રવિ અને સોમ બે દિવસ શૈક્ષણિક પ્રદર્શન, ઉદ્દઘાટન સમારંભ, સીરતુન્નબીનો જલસો, શૈક્ષણિક સેમીનાર વગેરેના સુંદર, વિવિધ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું હતું જેમાં સમગ્ર ભારતમાંથી મહાન આરિફો, આલિમો, સાહિત્યકારો, કેળવણીકારો, પ્રધાનો, ન્યાયાધિશો, વહી-વટદારો, વિદ્યાર્થીઓ તેમ જ વિદ્યાપ્રેમીઓનો જાણે કે માનવ મહાસાગર ઊમટી પડયો હતો.

હિજરી સન ૧૪૦૭ના મુહર્રમ માસમાં શરૂ થયેલા ઈસ્લામી નવા વર્ષથી 'જામેઆ હિદાયત'માં શિક્ષણ અને અભ્યાસનો આરંભ પણ કરી દેવામાં આવ્યો છે. અલ્હમ્દુલિલ્લાહ.

## અભ્યાસક્રમનું અનોખું આયોજન

- 'જામેઆ હિદાયત'માં ઉચ્ચ દીની તાલીમ માટે પાંચ વર્ષનો ધોરણ ૧૦થી ધોરણ ૧૪ (ગ્રેજ્યુએટ કક્ષા) સુધીનો અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવ્યો છે. ઉચ્ચ દીની તાલીમની સાથે એમાં વિજ્ઞાન, ટેકનોલોજી અને હુન્નરઉદ્યોગની આઈ.ટી.આઈ. કક્ષાની તાલીમને પણ વણી લેવામાં આવી છે.
- અરબી, ફારસી અને ઉર્દૂ ભાષાના શિક્ષણની સાથે અંગ્રેજી ભાષાના શિક્ષણની સગવડ પણ કરવામાં આવી છે.
- અંગ્રેજી માધ્યમિક શાળાનું ધોરણ આઠ પાસ કરીને અહીં દાખલ થનારા વિદ્યાર્થીઓ માટે બે વર્ષનો પૂર્વતૈયારી માટેનો ખાસ અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવ્યો છે; જે પૂર્ણ કરનાર વિદ્યાર્થી ઉચ્ચ દીની તાલીમના પ્રથમ વર્ગમાં પ્રવેશ મેળવવા યોગ્ય થઈ જશે.
- 'જામેઆ હિદાયત'નો અભ્યાસક્રમ, એના પાઠ્યપુસ્તકો, પ્રવેશ નિયમો, શિષ્યવૃત્તિ (સ્કોલરશીપ)ના નિયમો વગેરે તમામ બાબતો એની છાપેલી પુસ્તિકામાં આપવામાં આવેલી છે. વધુ માટે : રજિસ્ટ્રાર, 'જામેઅતુલ હિદાયા', પો. બો. નં.-૨ જયપુર-૧ (રાજસ્થાન) પિન ૩૦૨૦૦૧નો સંપર્ક સાધવા વિનંતી છે.
- 'જામેઆ હિદાયત'ના સર્ટિફિકેટ, ડિપ્લોમા અને ડિગ્રીને સરકાર માન્ય કરાવવાના પ્રયાસો પણ કરવામાં આવશે. ઈન્શાઅલ્લાહ.
- આમ 'જામેઆ હિદાયત'એ દીન અને દુનિયાના સુમેળવાળી એક અનોખી યુનિવર્સિટી છે જેમાં તાલીમ હાંસિલ કરનાર

મુસ્લિમ નવયુવાન રૂહાની, અખ્લાકી અને દીની તાલીમના અજવાળે તેમ જ દુન્યવી તાલીમના સથવારે પોતાનું જીવન ખુદ્દારીથી વિતાવી બંને જહાનની કામિયાબી હાંસિલ કરી શકશે. ઈન્શાઅલ્લાહ.

## મંઝિલ તો દૂર છે, જાવું જરૂર છે

'જામેઆ હિદાયત'ના હેતુઓ, એનું આયોજન, એનો સંપૂર્ણ માસ્ટર પ્લાન, એના વિવિધ નિર્માણો પાછળ થનારો અંદાજી ખર્ચ, તેના સ્કેચ, આજ સુધી થયેલા બાંધકામોના અને જમીનમાંથી મળેલી પાંચસો વરસ પુરાણી વાવના ફોટાઓ વગેરે તમામ છાપેલી સુંદર પુસ્તિકાઓ અને ફાઈલો ઉર્દૂ, અરબી અને અંગ્રેજીમાં પ્રગટ કરવામાં આવી છે જેના અવલોકન, વાંચન અને મનનથી કરોડો રૂપિયાના ખર્ચવાળી આ ભવ્ય યોજનાનો ખ્યાલ આવશે અને જણાશે કે આ તો પાશેરામાં હજુ પ્રથમ પૂણી છે. એને પરિપૂર્ણ કરવા માટે હજુ ઘણી લાંબી મજલ કાપવાની બાકી છે! અલ્લાહ તઆલા મદદ ફરમાવે. આમીન!

અસંખ્ય જોશીલા અને ખંતીલા કાર્યકરોથી બનેલી કોઈ સંસ્થા પણ જે કામ કરવા હામ ભીડી ન શકે તેવું મહા ભારે કામ કિબ્લા હઝરત સાહબ (દા. બ.)એ એકલા હાથે ઉપાડયું છે, પરંતુ

**મૈં અકેલા હી ચલા થા જાનિબે મંઝિલ મગર,**
**લોગ સાથ આતે ગયે ઔર કારવાં બનતા ગયા.**

અનુસાર, દરેકની મીટ આજે 'જામેઆ હિદાયત' તરફ મંડાયેલી છે.

## હઝરત સાહબ (દા. બ.)ના હાલાત લખવાનાં કારણો

આ પહેલાં પ્રગટ થયેલી ત્રણ કિતાબો પૈકી કોઈમાં પણ મેં કિબ્લા હઝરત સાહબ (દા. બ.) વિશે કંઈ લખ્યું ન હતું. આ

વખત પણ લખવાની ઇચ્છા ન હતી કારણ કે એમાં કોઈને પીર પ્રશંસા અને આત્મ પ્રશંસા જેવું પણ કદાચ લાગે! વળી કિબ્લા હઝરત સાહબ (દા. બ.)ને પોતાને પણ એ નાપસંદ હોવાથી આપના વિશે કંઈ લખતાં આપની નારાઝગીનો પણ ડર લાગે છે. પરંતુ :

- ઈ.સ. ૧૯૭૬માં 'મેઅયારુસ્સુલૂક'ની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઈ ત્યારથી કિબ્લા હઝરત સાહબ (દા. બ.)થી અપરિચિત વાચકો તરફથી આપનો અને 'જામેઆ હિદાયત'નો પરિચય મેળવવા અનેક પત્રો આવતા રહે છે.
- વળી મારા પીર ભાઈઓ અને હઝરત સાહબ (દા. બ.)ના અન્ય અકીદતમંદો પણ આપનો પરિચય લખવા માટે આગ્રહ કરતા રહે છે.
- દાદા હઝરત સાહબ (રહ.) એ 'મેઅયારુસ્સુલૂક'માં પા. ૪૨૨ પર લખ્યું છે તેમ બુઝુર્ગોના હાલાતથી, કમાલાતથી, રિયાઝાતથી, મુઝાહિદાતથી, કરામાતથી અને મકઝૂફાતથી સિલસિલાના મુરીદો જ્યારે જાણકાર થાય છે ત્યારે એ બુઝુર્ગોની મુહબ્બત એમના દિલોમાં વધે છે અને જ્યારે એમનાથી મુહબ્બત વધે છે ત્યારે એમના અન્વારથી, ફૈઝાનથી અને બરકાતથી ફાયદો થાય છે.
- માત્ર પરિચયના અભાવે ખુદાનો કોઈ સાચો તાલિબ આપના ફૈઝથી મેહરૂમ રહી ગયો તો મારા માટે આખિરતમાં કદાચ પૂછપરછનો સબબ પણ બને!
- દાદા હઝરત સાહબ (રહ.) 'મેઅયારુસ્સુલૂક'માં પા. ૪૭૪ પર લખે છે,

'કિતાબ "હાલાતે મકામાત"માં હઝરત ગુલામઅલી શાહ સાહબે પોતાના શૈખ હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.)ના સંબંધમાં ઈત્તિસાલે રૂહાનીએ હઝરત રસૂલે ખુદા (સલ.)નો

હાલ બયાન ફરમાવીને બતોરે શુક્ર આ પ્રમાણે ફરમાવ્યું છે કે,

'મારા હઝરત સાહબની બુલંદ શાન જુઓ !'

જેથી મેં (મૌલાના હિદાયતઅલીએ) પણ એમનું અનુસરણ કરીને તેમ જ (અલ્લાહ તઆલાના નીચેના) હુકમના પાલન માટે (પીરો મુરશિદ હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ રહ.ના) આ હાલાત લખી દીધા છે.

وَاَمَّا بِنِعۡمَةِ رَبِّكَ فَحَدِّثۡ

અને પોતાના પરવરદિગારના ઉપકારનું વર્ણન કરતો રહે.

□

વળી 'મેઅયારુસ્સુલૂક'માં જ પાન ૪૮૭ ઉપર ફરમાવે છે,

'લોકો એ પણ જાણી લે કે જે પ્રમાણે કિતાબોમાં ઓલિયા અલ્લાહના હાલાતો લખ્યા છે, તેવા કમાલાતો ધરાવનારા, પોતાના બરગુઝીદહ બંદાઓને, સર્વશક્તિમાન ખુદાએ, વર્તમાનકાળમાં પણ આ ધરતી પર પેદા કર્યા છે! અને લોકો આ વાત કહેવી છોડી દે કે,

'મુસલમાનો કબરમાં છે અને મુસલમાની કિતાબોમાં છે!'

હઝરત મૌલાના રૂમી (રહ.)એ સરસ ફરમાવ્યું છે કે:

'જો કે ખાસાને ખુદાનો હાલ સામાન્ય લોકોને કહેવો યોગ્ય નથી બલ્કે ઈશ્કના રાઝની જેમ છુપાવવો યોગ્ય છે છતાં એટલા માટે કહું છું કે લોકો એમના માર્ગ પર ચાલે અને એ અમૂલ્ય નેઅમત ચાલી જાય તે પહેલાં એની તલાશ કરે કે જેથી પાછળથી અફસોસ અને પસ્તાવો કરવો ન પડે.'

□

એટલે, આ મહાન બુઝુર્ગોનું અનુસરણ કરીને, મેં આ હાલાત લખ્યા છે. વાચકોને એનાથી સંતોષ થશે એવી આશા છે.

□

# પ્રસ્તાવના

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

## હમ્દ

બનામે આંકે આં નામે ન દારદ,
તેના નામથી (શરૂ કરું છું) કે જેનું કોઈ નામ નથી,

બ હર નામે કે ખ્વાની સર બર આરદ.
ભલે તેને ગમે તે નામે સંબોધવામાં આવે, છતાં એ તેનાથીયે પર છે.

—હઝરત મૌલાના 'જામી' રહ.

હમ્દ[1] હકીકતમાં તે પાક ઝાતને લાયક છે કે જે:
નઝદીકીથી અને દૂરીથી,
યોગથી અને વિયોગથી,
નીચાણથી અને ઊંચાણથી,
મકાનથી અને લામકાનથી,
ઝમીનથી અને આસમાનથી,
સાયુજ્યથી અને સંયોજનથી,
તર્કથી અને વિતર્કથી,
વહેમથી અને ખયાલથી.
જ્ઞાનથી અને અજ્ઞાનથી,
દર્શનથી અને શ્રવણથી,
અઝલથી અને અબદથી
આદિથી અને અનાદિથી,
હાલથી અને કાલથી,
લેખનથી અને કથનથી,

● ૧ હમ્દ : વખાણ, અલ્લાહ તઆલાની સ્તુતિ

સ્થળથી અને કાળથી,
સંકેતથી અને ઈશારાથી.
પાક છે.

હાં દહાન ગર હમ્દ ગોઈ વ સિપાસ,
હાં, મુખથી તારીફ અને શુક્ર કરવું,

હમચું ના ફરજાન આં ચૌપાં શનાસ
પેલા મૂર્ખ ભરવાડના જેવું જ છે.[1]

ઈ સના ગુફતન અઝ મન તર્કે સનાસ્ત,
આ પ્રમાણે તારીફ કરવું, તારીફ ન કરવા બરાબર છે,

કે ઈ દલીલે હસ્તી વ હસ્તી ખતાસ્ત.
એના હોવાની દલીલ, ન હોવાના બરાબર છે.

—હઝરત મૌલાના રૂમી (રહ.)

## નઅત[2]

અને અસિમ દુરૂદ તે ઝાતે બાબરકાત પર છે,
જેઓ ખુદા પછી તમામ મખ્લૂકાતમાં સૌથી બેહતર છે.
જેમનું મુબારક નામ અહમદ મુજતબા અને મુહમ્મદ મુસ્તફા છે.
સલ્લલ્લાહો અલૈહિ વ આલિહી વ અસ્હાબિહી વસલ્લમ.
એમની તારીફ ખુદા સિવાય કોઈ કરી નથી શકતું.

ખુદા દર ઈન્તિઝારે હમ્દે મા નેસ્ત
ખુદાને આપણી હમ્દનો ઇંતેઝાર નથી.

૧ હ. મૂસા (અલ.)ના જમાનામાં એ ભરવાડ અલ્લાહ તઆલાની તારીફ આ પ્રમાણે કરતો હતો:
'હે અલ્લાહ! તું મારી પાસે આવ, હું તારી સેવા-ચાકરી કરું. તારાં ફાટેલાં વસ્ત્રો સાંધી આપું, તારા વાળ ઓળી આપું!'
૨ નઅત : હુઝુર (સલ.)ની પ્રશસ્તિ.

મુહમ્મદ (સલ.) ચશ્મ બર શાઓ સના નેસ્ત.
મુહમ્મદ (સલ.)ને આપણી સનાની પ્રતીક્ષા નથી.

ખુદા મદાહ આફરીને મુસ્તફા (સલ.) બસ,
મુહમ્મદ (સલ.)ની જે તા'રીફ ખુદાએ કરી છે તે પૂરતી છે.

મુહમ્મદ હામિદે હમ્દે ખુદા બસ.
અને ખુદાની જે તા'રીફ મુહમ્મદ (સલ.)એ કરી તે પૂરતી છે.

મુનાજાતે અગર બાયદ બયાં કર્દ,
જો દુઆ કરવાની આવશ્યકતા જ હોય તો,

બ બેતે હમ કનાઅત મી તવાં કર્દ.
માત્ર (નીચેની) બે પંક્તિઓ પર સંતોષ માનવો જોઈએ.

મુહમ્મદ અઝ તૂ મી ખ્વાહમ ખુદારા,
હે મુહમ્મદ (સલ.)! આપના દ્વારા હું ખુદાની રઝામંદી ચાહું છું,

ઈલાહી અઝ તૂ હુબ્બે મુસ્તફારા.
અને હે ખુદા! તારી પાસે હું મુહમ્મદ (સલ.)ની મુહબ્બત માંગું છું.

—હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.)



સય્યિદો સરવર મુહમ્મદ (સલ.) નૂરે જાં,
હે મુહમ્મદ (સલ.)! આપ અમારા સૈયદ અને સરદાર છો! આપ અમારા આત્માની જ્યોતિ છો!

મેહતરો બેહતર શફીએ આસિયાં.
આપ (સલ.) અમ ગુનેહગારોના માટે ઉચ્ચતર અને શ્રેષ્ઠતર શફાઅતકર્તા છો!

—હઝરત મૌલાના રૂમી (રહ.)



## મન્કબત[૧]

ખુદા રાજી થાઓ,
આપ (સલ.)ના ચારે યારોથી,
આપ (સલ.)ના પુનીત વંશજોથી,
આપ (સલ.)ના મહાન સહાબા (રદિ.)થી,

જેઓ ઉમ્મતની નજાતના માટે હઝરત નૂહ (અલ.)ની કશ્તી સમાન છે,

જેઓ હિદાયત રૂપી આકાશના તારલાઓ છે.

મા વ અસ્હાબેમ ચું કશ્તીયે નૂહ (અલ.)
(હુઝૂર (સ.) ફરમાવે છે કે) હું અને મારા સહાબા (રદિ.)
હ. નૂહ (અલ.)ની કશ્તી સમાન છીએ,

હરકે દસ્ત અંદર ઝનદ યાબદ ફુતૂહ.
જે કોઈ એમનું અનુસરણ કરશે તે કામિયાબી મેળવશે.
—હઝરત મૌલાના રૂમી (રહ.)

## મન્કબતે ઔલિયા અલ્લાહ

હઝારો રહેમતો નાઝિલ થાઓ ઉલ્માએ હક્કાની અને ઔલિયાએ રબ્બાની રહમતુલ્લાહે અલૈહિમ અજમઈન પર કે જેમના સબબથી આપણા જેવા બેરાહો (માર્ગવિહીન)ને ખુદાની તરફ ચાલવાનો માર્ગ મળ્યો છે. આમીન. બ હક્કે સુરએ તાહા વ યાસીન.

બે ઈનાયાતે હક વ ખાસાને હક,
ખુદાની અને ખુદાના ખાસ બંદાઓની જો ઈનાયત ન હોય તો,

ગર મલક બાશદ સિયહ હસ્તશ વરક.
ભલે ફરિશ્તો હોય તો તેના (જીવન) પૃષ્ઠો પણ કાળાં પડી જાય!

• ૧ મન્કબત : પ્રશંસા, વખાણ

હરકે ખ્વાહદ હમ નશીની બા ખુદા,
જે કોઈ ખુદાના સહવાસની ઇચ્છા રાખતો હોય,

ઉ નશીનદ દર હુઝૂરે ઔલિયા.
તેણે ઔલિયાના સહવાસમાં રહેવું જોઈએ.

ચું શવી દૂર અઝ હુઝૂરે ઔલિયા,
જ્યારે કોઈ ઔલિયાના સહવાસથી દૂર થાય છે,

દર હકીકત ગશ્તએ દૂર અઝ ખુદા.
ત્યારે હકીકતમાં તે ખુદાના સહવાસથી દૂર થાય છે.

યક ઝમાના સુહબતે બા ઔલિયા,
ઔલિયા સાથેનો થોડા સમયનો સહવાસ,

બેહતર અઝ સદ સાલહ તાઅતે બેરિયા.
સો વરસની ખાલીસ (વિશુદ્ધ) ઈબાદતના કરતાં પણ બહેતર છે.

ગર તૂ સંગે ખારએ મરમર શવી,
ભલેને તું આરસના નકામા પથ્થર જેવો હોય,

ચું બ સાહબ દિલ રસી ગૌહર શવી.
પરંતુ જ્યારે કોઈ અલ્લાહવાળાના સહવાસમાં આવશે તો કિંમતી હીરા જેવો થઈ જશે.

—**હઝરત મૌલાના રૂમી (રહ.)**

□

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની શેખ અહમદ સરહિન્દી કુદ્દેસ સિર્રહુસ્સામીના મકતૂબાત (પત્રો):

શરીઅત તેમજ તરીકતની હકીકતોનો ખજાનો,

હકીકત તેમજ મા'રેફતની (બારીક) બાબતોના સ્પષ્ટીકરણ કર્તા,

ઉલ્માએ રબ્બાનીના માર્ગદર્શક અને

ઉફ્રાએ (આરીફાને) હક્કાનીના પથપ્રદર્શક છે.

જો આ મકતૂબાતનો કોઈ ધ્યાનથી અભ્યાસ કરે, સમજે અને અમલ કરે તો તેના માટે તસવ્વુફના વિષય અંગે એનાથી બેહતર બીજી કોઈ કિતાબ, લાભકારક નથી.

આ મકતૂબાત શરીફમાં

શરીઅતના 'કાલ'નું,

તરીકતના 'હાલ'નું અને

અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતના ભેદો અને રહસ્યોનું સુંદર બયાન ફરમાવ્યું છે.

એમાં એવા એવા ઉલૂમ અને મઆરિફ બયાન ફરમાવ્યા છે કે જેનો ઉલ્લેખ ભૂતપૂર્વ બુઝુર્ગોની કિતાબોમાં ક્યાંય નથી. આ ખાસ ઉલૂમ અને મા'રેફત હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહે અલૈહના છે. એટલા જ માટે આપ (રહ.)ને 'મુજદ્દિદ અલ્ફેસાની' (હિજરી સનના દ્વિતીય હજાર વર્ષના સમયગાળાના મુજદ્દિદ[1]) કહે છે.

દુનિયામાં એક લાખ ચોવીસ હઝાર નબી (અલ.) થયાં છે.

એમાં ત્રણસો તેર મુર્સલ (રસૂલ) (અલ.) થયાં છે.

એમાં પાંચ નબીયે ઉલૂલ અઝમ થયાં છે.

હરેક ઝમાનામાં, હરેક જગાએ (લોકોની) હિદાયતના માટે સેંકડોની સંખ્યામાં નબીઓ (અલ.) રહેતા હતાં.

નબીએ મુર્સલ સો-સો, પચાસ-પચાસ વરસ પછી આવતા હતા.

ઉલૂલ અઝમ પૈગમ્બરો લગભગ હઝાર વરસ પછી આવતા હતા.

ઉલૂલ અઝમ પૈગમ્બરોને આસમાની કિતાબ આપવામાં આવતી હતી.

● ૧ મુજદ્દિદ : નવનિર્માતા, નવસર્જક, પુનરુદ્ધારક, પુનરુત્થાનકર્તા

તેઓના આગમનથી તેમનાથી પહેલાંના દીન અને મઝહબો રદ થઈ જતાં હતાં.

તેઓની શરીઅતના અહકામનું પાલન કરવામાં આવતું હતું.

દરેક નબી તેમ જ નબીયે મુર્સલ, નબીયે ઉલૂલ અઝમનો કલેમો પઢતા હતા.

હવે હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ અંતિમ નબી થઈ ગયા છે એટલે અલ્લાહ તઆલાની સુન્નત પ્રમાણે હુઝૂર (સલ.)ની ઉમ્મતમાં દરેક સદી (સો વર્ષના સમયગાળા)માં નબીયે મુર્સલને બદલે આલિમે રાસિખ અને હરેક હઝાર વર્ષે પૈગમ્બરે ઉલૂલ અઝમના બદલે આરિફે અકમલ હોવા જોઈતા હતા.

એટલા જ માટે પ્રથમ હઝાર વર્ષનો સમયગાળો પૂરો થતાં બીજા હઝાર વર્ષના સમયગાળાની શરૂઆતમાં હઝરત મુજદ્દિદ અલ્ફેસાનીને ખુદાએ 'મુજદ્દિદે અલ્ફ' (હઝાર વર્ષના મુજદ્દિદ) બનાવીને મોકલ્યા. મુજદ્દિદ હોવાનો સુબૂત ખુદ આપ (રહ.)ની 'ઝાતે આયાતે બય્યિનાત'[1] છે. જે ઉલૂમ અને મઆરિફ આપ હઝરતે બયાન ફરમાવ્યા છે તેનો ઉલ્લેખ ભૂતપૂર્વ બુઝુર્ગોની કિતાબોમાં ક્યાંય નથી.

એટલા જ માટે હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી રહમતુલ્લાહે અલૈહ ફરમાવે છે કે :

- હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ઝાત આ અલ્ફેસાની (દ્વિતીય હઝાર વર્ષના સમયગાળા)ની બુનિયાદ છે.
- હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)નો મુન્કિર (ઈન્કાર કરનાર) ફાસિક છે.
- આપ (રહ.)નો ઉમ્મત પર એટલો મોટો એહસાન છે કે તેનો બદલો ચૂકવી શકાય એમ નથી.

1 આયાતે બય્યિનાત : સુસ્પષ્ટ નિશાની, દલીલ, ગવાહી.

હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.), જેઓ કાઝી સનાઉલ્લાહ સાહબ પાનીપતી (રહ.)ના શેખ છે, તેઓ જ્યારે કોઈને ખિલાફત આપતા તો હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મકતૂબાત અર્પણ કરતા અને પછી તાકીદ કરીને ફરમાવતા કે:

'આ મકતૂબાત શરીફને અસરની નમાઝ બાદ પઢ્યા કરજો અને તલબાને[1] સંભળાવજો ! આ મકતૂબાત તમામ ફૈઝ અને માર્ગદર્શનના માટે ઈન્શાઅલ્લાહ પૂરતાં થશે!'

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ ભૂતકાલિન મહાન બુઝુર્ગોના ઉલૂમ; 'વહદતુલ વુજૂદ'...વગેરેના હાલાતનું સમર્થન ફરમાવીને તેનાથી પણ ઘણા આગળના મરતબાઓ બયાન ફરમાવ્યા છે. હઝરત મૌલાના જામી રહમતુલ્લાહે અલૈહેએ જે તા'રીફ મૌલાના રૂમી (રહ.)ની ફરમાવી છે, તેમાંથી એક શે'ર (કડી) હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની શાનમાં પણ ખૂબ જ બંધ-બેસતી આવે છે:

મન ચે ગોયમ વસ્ફે આં આલી જનાબ,
હું એ મહાન બુઝુર્ગની શી પ્રશંસા કરું ?!

નેસ્ત પૈગમ્બર વલે દારદ કિતાબ.
કે જેઓ પૈગમ્બર ન હોવા છતાં કિતાબ[2] ધરાવે છે.

અને આપ (રહ.)ની બુઝુર્ગીની સૌથી બેહતર દલીલ એ છે કે આપના પીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) એવા કામિલ બુઝુર્ગ હતા કે તેમણે એક જ તવજ્જોહમાં નાનબાઈ સાહબ (ભઠિયારા)ને પોતાનો 'હમ શકલ' (સમરૂપ) બનાવી દીધો અને

● ૧ તલબાને : મુરીદોને

૨ કિતાબ : હ. મૌ. જામી (રહ.)નો ઇશારો હ. મૌ. રૂમી (રહ.)ની મસ્નવી તરફ છે પરંતુ અહીં 'મકતૂબાત' આશય લેવાનો છે.

પોતાના જેવા જ કામિલ પણ બનાવી દીધાં હતા!૧ છતાં આવા મહાન બુઝુર્ગે પણ ફરમાવ્યું છે કે:

'મિયાં શૈખ અહમદ અફતાબ અસ્ત વ મા હમચુ સિતારઆં દર વે ગુમ અંદ.'

(મિયાં શૈખ અહમદ સૂરજ છે અને આપણે એમના અજવાળામાં તારલાઓની જેમ વિલિન (નિસ્તેજ) થઈ ગયાં છીએ.)

## મકતૂબાત શરીફનો ઉર્દૂ અનુવાદ કરવાનું કારણ

વર્તમાન કાળમાં ફારસી ભાષાનો ઉપયોગ ઘણો ઓછો થઈ ગયો છે. વળી મકતૂબાત શરીફની ફારસી (ભાષા) પણ કંઈક મુશ્કેલ છે. કેટલાંક એની ઈબારત પઢી લે છે પરંતુ એના પારિભાષિક શબ્દો (પર્યાયો)થી જાણકાર નથી હોતા. કેટલાક પર્યાયોથી જાણકાર હોય છે તો મઆરિફ અને અસરારના નુકતાઓ, બારીકીઓ અને સૂક્ષ્મતાઓથી માહિતગાર નથી હોતા. વળી કેટલાક લોકોને રસ ન હોવાના કારણે મકતૂબાત શરીફની ઈબારત વાંચવામાં થોડો સમય વાપરવો પણ મુશ્કેલ લાગે છે.

ઉપર દર્શાવેલા કારણોથી મકતૂબાતના ફૈઝાન અને હિદાયતથી લોકો મેહરૂમ રહે છે. એટલે વર્તમાનકાળની રફતાર, ગફલત અને બેદરકારી જોઈને મેં વિચાર કર્યો કે મકતૂબાતનો ખુલાસો (ટૂંકસાર, સંક્ષેપ) ઉર્દૂ ભાષામાં લખવો જોઈએ અને તસવ્વુફની જરૂરી ઇસ્તિલાહાત (પર્યાયો) પણ લખવા જોઈએ કે જેથી મુસલમાનો મકતૂબાતના ફૈઝાનથી મુશર્રફ થાય અને સહીહ અકીદાઓ, ઈસ્લામના ઉસૂલો અને ઇમાને હકીકીને પ્રાપ્ત કરવા માટે પ્રયત્નશીલ બને.

● ૧ મજકૂર ઘટનાની વિગત માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી આવૃત્તિ) પા. ૬૪

મેં કેટલાંક મકતૂબાતના અંતે 'આગાહી' શબ્દ લખીને સામાન્ય જનોને સમજાવવા માટે કંઈક સ્પષ્ટીકરણ કરી દીધું છે.

મકતૂબાત શરીફનો ઉર્દૂ ભાષામાં ટૂંકસાર લખવાનો લગભગ પંદર વર્ષ થયાં મારો ઈરાદો હતો પરંતુ મને એટલી ફુરસદ ન મળી કે હું એ કામને પૂરું કરું. કુદરતની વાત છે કે હું એક મુસ્લિમભાઈનો અઢી હઝાર રૂપિયાનો જામીન રહ્યો. એ મુસ્લિમભાઈએ લેણદારને રૂપિયા ચૂકવ્યા નહિ. લેણદારે મારા પર (કોર્ટમાં) ડિક્રી (હુકમનામું) કરાવી લીધું. આર્થિક મુશ્કેલીઓના કારણે હું એ રૂપિયા ચૂકવી ન શક્યો એટલે પેલા લેણદારે મને જેલભેગો કરવા માટે અરજી કરી. એની અરજી મંજૂર થઈ અને હું બે મહિના સુધી અન્ય કરજદારો જોડે જયપુરની જેલમાં રહ્યો. એ જેલવાસ દરમ્યાન મેં મક્તૂબાત શરીફનો સંક્ષેપ (ટૂંકસાર) ઉર્દૂ ભાષામાં તૈયાર કર્યો.

મને જ્યારે કોઈ સખત મુંઝવણ અને મુસીબત થતી ત્યારે હું મારા પીર હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ રહમતુલ્લાહે અલૈહની કબર શરીફ પર હાજર થતો અને મહાન પીરોના વસીલાથી હક તઆલાની જનાબમાં અરજ કરતો.

મેં ઘણી વખતે એવું જોયું કે હઝરત કિબ્લા રહમતુલ્લાહે અલૈહની કબર શરીફમાં હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ બિરાજમાન (તશરીફ ફરમાવેલ) છે અને હઝરત સાહબ હુઝૂરની જનાબમાં (મારા વિશે) અર્ઝ કરી રહ્યા છે. (હઝરત સાહબની અર્ઝ સાંભળીને) હુઝૂર (સલ.) મુસ્કુરાયા છે અથવા જ્યારે (એ કામ થવા માટે) વાયદો ફરમાવી દીધો છે ત્યારે ખુદાવંદ તઆલાએ મારા કામ એ જ પ્રમાણે પૂર્ણતાએ પહોંચાડ્યા છે.

પરંતુ જ્યારે આ ડિક્રી (હુકમનામા) વખતે અર્ઝ કરી તો મેં જોયું કે હુઝૂર (સલ.) અને હઝરત સાહબ (રહ.) બંને

ખામોશ અને ગમગીન છે. (મુરાકિબહ)થી જામત થયો ત્યારે હું સમજી ગયો કે હક તઆલાની મરજી એવી છે કે હું જેલમાં જાઉં. અને એમ જ થયું.

ફેઅલુલ હકીમે લા યખલૂ અનિલ હીકમત
હકીમનું કોઈ કામ હિકમતથી ખાલી નથી હોતું.

મારા આ જેલવાસથી મારા ફિરઔન સમાન નફસની ઈસ્લાહ થઈ તેમ જ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ઈતબાઅ થઈ[1] અને (મકતૂબાત શ.નો ખુલાસો લખવાનું) આ નેક કામ ત્યાં જ પૂરું થયું. અલ્લાહ તઆલા એને કબૂલ ફરમાવે તથા મિત્રોને અને મને વાંચવાની અને અમલ કરવાની તૌફિક અતા ફરમાવે અને મારી નજાતનો ઝરીયો બનાવે! (આમીન!)

અહલે ઈલ્મ બુઝુર્ગોની ખિદમત શરીફમાં અરજ છે કે બશરિયતા તકાઝાના કારણે મારાથી કોઈ વાત વધતી-ઓછી થઈ ગઈ હોય અથવા ભૂલચૂક થઈ ગઈ હોય તો માફ ફરમાવે અને દુઆએ ખૈર કરે.

મેં મૌલાના રૂમી રહમતુલ્લાહે અલેહની મસ્નવીનો પણ ખુલાસો (ટૂંકસાર) પોતાની હેસિયત અને સમજશક્તિ પ્રમાણે કર્યો છે. મસ્નવીમાં હઝરત મૌલાના રહમતુલ્લાહે અલૈહનો હિદાયતે ખલ્ક, તર્કે દુન્યા, કુર્બે ખુદાનો હેતુ જેમાં છે તે અશ્આરોને મેં ફારસી ભાષામાં જ લખ્યાં છે પરંતુ તેની નીચે ઉર્દૂ ભાષામાં મતલબ અને ખુલાસો લખી દીધો છે.

મેં ઉર્દૂ અશ્આરોનો અનુવાદ એટલા માટે કર્યો નથી કે હઝરતની પોતાની ઝબાનથી જે ફૈઝાન, બરકાત અને જઝબાત પ્રગટ થયાં છે તે અનુવાદમાં ઉતરી શકતાં નથી.

1 હ. મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને પણ જહાંગીર બાદશાહે જેલમાં પૂર્યા હતા તે તરફ ઈશારો છે.

ઈન્શાઅલ્લાહ ઈલ્મ અને રસ ધરાવનારાઓ મકતૂબાત તેમજ મસ્નવીનો આ ખુલાસો (ટૂંક સાર) વાંચીને ખૂબ ખુશ અને આનંદિત થશે અને મુજ ખાદિમે અઝલ્લી[1] મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી, મુજદ્દિદી, જયપુરીના માટે દુઆએ મગફિરત ફરમાવશે.

## નકશબંદી મુજદ્દિદી સિલસિલાના કેટલાક જરૂરી
## પારિભાષિક શબ્દોની સમજૂતી

૧ ☐ **વહદતુલ વુજૂદ**
☐ **હમહ ઓસ્ત**
☐ **નિસ્યાન મા સીવલ્લાહ**
☐ **ફુક્રે તરીકત**
☐ **મકામે જમ્અ**
☐ **વિલાયતે સુગરા**
☐ **ફના ઓ બકા**
☐ **ફના ફિલ્લાહ બકા બિલ્લાહ**[2]

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના સંશોધનો પ્રમાણે ઉપર દર્શાવેલા તમામ હાલાત અસ્મા[3] અને સિફાત[4]ના ઝિલાલ[5]ના છે.

સિફાતે ઈલાહી અને ઝાતે ઈલાહી એનાથી ઉચ્ચતર છે. આ વિલાયત ઔલિયા અલ્લાહને પ્રાપ્ત થાય છે.

### ૨ વિલાયતે કુબરા

'વિલાયતે કુબરા' અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની વિલાયત છે. એનો સંબંધ ખુદાના અસ્મા અને સિફાત સાથે

● ૧ ખાદિમે અઝલ્લી : અનાદિ સેવક
૨ આ આઠ નામો જુદા જુદા આઠ મકામો દર્શાવતા નથી બલ્કે એક જ મકામના જુદા જુદા નામો છે.
૩ અસ્મા : અલ્લાહ તઆલાના મુબારક નામો-
૪ સિફાત : અલ્લાહ તઆલાની પવિત્ર સિફતો, ગુણો
૫ ઝિલાલ : પ્રતિબિંબ

છે. 'વિલાયતે કુબરા'માં હઝરાતે સહાબા (રદિ.) તેમ જ અહલે બૈત¹ને સંપૂર્ણ હિસ્સો મળેલો છે. એટલા જ માટે સહાબા (રદિ.)ના મરતબાને કોઈપણ વલી પહોંચી શકતો નથી.

### ૩ વિલાયતે ઉલિયા

'વિલાયતે ઉલિયા' મહાન ફરિશ્તાઓની વિલાયત છે. એનો સંબંધ અસ્મા અને સિફાત અને શુયૂનાતે સિફાત સાથે છે. શુયૂન તે મકામને કહે છે, જ્યાં ઝાતે ખુદાથી સિફાતે ખુદા પ્રગટ થાય છે. દાખલા તરીકે ઝાડની જડ (મૂળ)માંથી ઝાડની શાખાઓ જ્યાં ફૂટે છે તે સ્થાનને ન તો ઐન જડ કહીશું ન ગૈર જડ કહીશું એટલા જ માટે ખુદાના અસ્મા અને સિફાતને ન ઐન ઝાત કહે છે ન ગૈર ઝાત કહે છે. ફરિશ્તાઓની આખરી તરક્કી અસ્મા અને સિફાત તેમ જ શુયૂનાત સુધી છે.

### ૪ કમાલે નબુવ્વત

કમાલાતે નબુવ્વતનો તકર્રુબ તજલ્લિયાતે ઐને ઝાત બે પર્દાએ સિફાત છે. એટલા જ માટે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામના મરતબાને મખ્લૂકાતમાંથી કોઈપણ પહોંચી શકતું નથી.

જોકે ફરિશ્તાઓની વિલાયત ઉચ્ચતર છે પરંતુ એ 'કમાલાતે નબુવ્વત'ની (માત્ર એક) શાખા છે. નબુવ્વતમાંથી વિલાયતની શાખા નીકળે છે ન કે વિલાયતમાંથી નબુવ્વતની શાખા. વિલાયતને નબુવ્વત કરતાં અફઝલ સમજવું ખૂબ જ ગલતી અને અણસમજ છે.

બીજા મકામો જેવાં કે : કમાલાતે રિસાલત, કમાલાતે ઉલૂલ અઝમ...વગેરે મકામો કમાલાતે નબુવ્વત કરતાં ઉચ્ચતર છે.

● ૧ અહલે બૈત : હુઝૂર (સલ.)ના ઘરવાળાઓ.

## ૫ હકીકતે મુમકિનહ

'હકીકતે મુમકિનહ' હઝરત (મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ઈસ્તિલાહ[1]માં તે મકામ છે જ્યાં 'અદમે મહઝ'[2]ની સામે અસ્મા અને સિફાતે ખુદાએ તજલ્લી ફરમાવી; જેના કારણે 'અદમે મહઝ'માં એક શકલે (પ્રતિબિંબે) વુજૂદ ધારણ કર્યું.

દાખલા તરીકે :

આયનો (આરસી) અદમે મહઝ છે.

આયનામાં જોનારનું જે પ્રતિબિંબ એમાં દેખાશે તે :

ન ઐન વુજૂદ છે; ન ગૈર વુજૂદ છે.

ન મહઝ શર છે; ન મહઝ ખૈર છે.

ન ઐન અદમ છે; ન ઐન વુજૂદ છે.

એ જ મકામને[3]

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)

'હકીકતે મુમકિનહ' ફરમાવે છે.

આ જગાએ તમામ મખ્લૂકાતનું અસલ (સ્વરૂપ) વૃક્ષના બીજ સમાન છે.

## ૬ મય (શરાબ)

એનો ભાવાર્થ હક તઆલાનો ઈશ્ક છે. જેમ (ભૌતિક) શરાબથી બુદ્ધિ ચાલી જાય છે તેમ હકતઆલાની મુહબ્બત રૂપી

૧ ઇસ્તિલાહ : પરિભાષા

૨ 'અદમે મહઝ' : જ્યાં કોઈ પણ વસ્તુનું રજ માત્ર પણ વુજૂદ (અસ્તિત્વ) નથી એવી જગા; તદ્દન શૂન્યાવકાશ અદમ અને વુજૂદ વિરોધી શબ્દો છે.) આયનામાં પણ મૂળભૂત રીતે કોઈ વસ્તુનું વુજૂદ હોતું નથી.

૩ 'અદમે મહઝ' માં અલ્લાહ તઆલાના અસ્મા અને સિફાતના પ્રતિબિંબ પડવાના કારણે તેમાં શૂન્યમાંથી જે સૃષ્ટિની રચના થઈ તેને

શરાબથી 'અકલે મઆશ'[1] ચાલી જાય છે પરંતુ 'અકલે મઆદ'[2] પ્રબળ અને સતેજ થઈ જાય છે.

આ વિશે હઝરત હકીમ સનાઈ (રહ.)એ ફરમાવેલી વાતને હઝરત મૌલાના રૂમી (રહ.)એ પોતાની મસ્નવીમાં શીર્ષક સ્વરૂપે રજૂ કરીને એનું સરસ સ્પષ્ટીકરણ કર્યું છે :

આં મય કે તૂ મી ખૂરી હરામે,
તમે જે ભૌતિક શરાબ પીઓ છો તે હરામ છે.

મા મય ન ખૂરીમ જુઝ હલાલે.
અમે (ખુદાના ઇશ્કરૂપી) જે શરાબ પીએ છીએ તે હલાલ છે.

જુહદ કુન તા કે નેસ્ત હસ્ત શવી,
યત્ન અને પ્રયત્ન કર કે જેથી તું પણ ફના-ઓ-બકાનો મકામ (વિલાયત) હાસિલ કરે.

વ ઝ શરાબે ખુદા તૂ મસ્ત શવી.
અને તું પણ અમારી જેમ ખુદાની મુહબ્બત રૂપી શરાબથી મસ્ત બને.

**૭ આલમે ખલ્ક**

તમામ ઝમીન, અને આસ્માન...વગેરે જે બધું ઉત્તરોત્તર ક્રમાનુક્રમે, તબક્કાવાર પૈદા થયું છે અને જેનો સંબંધ ચાર ભૌતિક તત્વો (આગ, પાણી, હવા, માટી) સાથે છે તેને 'આલમે ખલ્ક' કહે છે.

● ૧ 'અકલે મઆદ' : જડબુદ્ધિ, પાર્થિવ બુદ્ધિ, પામર બુદ્ધિ, અકલે જુઝવી (જુઓ 'અહસનુત્તક્વીમ' પાન (૯)

૨ 'અકલે મઆશ' : દિવ્ય બુદ્ધિ, અકલે કુલ્લી (જુઓ 'અહસનુત્ત-તક્વીમ', પાન (૮)

## ૮ આલમે અમ્ર

'કુન' ('થઈ જા') શબ્દ કહેતાંની સાથે જ અલ્લાહના 'અમ્ર'થી હુકમથી જે પેદા થયું તેને 'આલમે અમ્ર' કહે છે.

## ૯ આલમે અમ્ર ના લતીફહ

કલ્બ (પીળું નૂર), રૂહ (લાલ નૂર), સિર (સફેદ નૂર) ખફી (કાળું નૂર) અને અખ્ફા (લીલું નૂર) ધરાવનારા આ (પાંચ) લતીફહ આલમે અમ્રના છે. એનો સંબંધ ઈન્સાનના સીના (છાતી) સાથે છે અને સીનામાં જ એમનું સ્થાન છે.

## ૧૦ ઝિલાલ

એનો મતલબ પ્રતિબિંબ છે. ઝાડનો પડછાયો અથવા ઝાડનું પ્રતિબિંબ પાણીમાં દેખાય છે અથવા માનવનું પ્રતિબિંબ આયનામાં દેખાય છે (તેને 'ઝિલાલ' કહે છે.)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# પત્ર ૧

● **પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ[1] રહમતુલ્લાહે અલૈહ**

ઇસ્મ[2] હોવઝઝાહિરની તજલ્લીયાતનો ઝુહૂર[3] હરેક ચીઝમાં માલૂમ પડ્યો.

એ પછી તજલ્લીયાત પોશીદહ[4] થઈ ગઈ; અને ફના જાહેર થઈ. અનાનિયત,[5] નફસાનિયત વગેરે દૂર થયાં તેમ જ 'ઈસ્લામે હકીકી'ના ચિહ્નો અને 'શિર્કે ખફી'ના દૂર થવાની નિશાનીઓ જાહેર થઈ.

□

**આગાહી**

['આગાહી' મકતૂબાત શરીફનો ખૂલાસો કરનાર (હઝરત) મુહમ્મદ હિદાયત અલી (રહ.) તરફથી (લખવામાં આવેલી) છે. જ્યાં 'આગાહી' શબ્દ આવશે તે તેમના તરફથી સૂચના અથવા સ્પષ્ટીકરણ રૂપે હશે.]

□

આ પત્ર (નં.૧) હઝરતે પોતાના પ્રાથમિક કાળમાં પોતાના પીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ સાહબ રહમતુલ્લાહે અલૈહની ખિદમતમાં લખેલો છે. એ સમયે 'ફનાઓ બકા'નો હાલ આપ પર ગુઝરતો હતો.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧,૨ ક્રમાંક : ૭૦
૨ ઇસ્મ : અલ્લાહ તઆલાનું નામ
૩ ઝુહૂર : પ્રાગટ્ય, જાહેર થવું તે, આવિષ્કાર
૪ પોશીદહ : લુપ્ત, છૂપી, અદૃશ્ય
૫ અનાનિયત : અના એટલે હું; અનાનિયત એટલે 'હુંપદ', 'અહમ'

# પત્ર ૨

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

સાલિકને 'ફના' જેટલા પ્રમાણમાં સંપૂર્ણપણે થશે એટલા જ પ્રમાણમાં 'બકા' પણ તેને સંપૂર્ણપણે થશે.

અને જેટલા પ્રમાણમાં 'બકા' વધારે પૂર્ણપણે થશે એટલા જ પ્રમાણમાં 'ષહવ'[1], વધારે થશે કારણ કે 'કમાલે[2] ષહવ' હઝરતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના માટે હતી.

અને જેટલા પ્રમાણમાં 'ષહવ' વધારે હશે તેટલા જ પ્રમાણમાં શરીઅતે હક્કહના મુવાફિક ઉલૂમનો ફૈઝાન થશે.

જે મઆરીફ અને ઉલૂમ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામથી સાદિર (જાહેર) થયાં છે; તે શરીઅતના અહકામ અને અકીદાઓ છે કે જે અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતના વિશે ફરમાવ્યા છે. જો એ જાહેરી અહકામની મુખાલિફત કોઈએ કરી છે તો તે 'સુકર'[3]ની હાલતમાં કરી છે.

□

**આગાહી**

કેટલાક ઔલિયા અલ્લાહે પવિત્ર શરીઅતની ખિલાફ જે વેણો અને વચનો ઉચ્ચારેલા છે તે 'હાલ'[4]ની અવસ્થામાં 'સુકર'ના ગલબાના કારણે ઉચ્ચારેલા છે. એ ઉચ્ચારણો પકડને

- ૧ ષહવ : અહીં 'ષહવ' શબ્દનો પ્રથમ અક્ષર 'સુવાદ' છે. એટલે એનો અર્થ હોશિયારી, સભાનતા થાય છે. (જો પ્રથમ અક્ષર 'સીન' હોય તો 'સહવ'નો અર્થ ભૂલ થાય છે. જેમકે : 'સજદએ સહવ'-ભૂલનો સજદો)
- ૨ કમાલ : પરિપૂર્ણતા
- ૩ સુકર : બેહોશી, બેખુદી, અભાન અવસ્થા
- ૪ હાલ : મસ્તી

લાયક નથી. તેઓ 'હાલ'ના કારણે મા'ઝૂર છે. તેઓના શબ્દો 'સુકર'થી ખાલી નથી. પરંતુ જો કોઈ 'હાલ' વગર (સભાન અવસ્થામાં) એવા શબ્દો ઉચ્ચારે તો તે કુફ્રથી ખાલી નથી. જેમ કે :

**'અનલ હક'**

'હું ખુદા છું'[1]

□

**'સુબ્હાની મા આ'ઝમ શાની'**

'પાક છે મારી ઝાત ! કેટલી મહાન છે મારી શાન !'[2]

# પત્ર ૩

## ● પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

કેટલાક લોકો 'મુકર્રબીન'ના તરીકા સાથે મુનાસિબત ધરાવતા નથી. તેઓનો હાલ 'અબરાર'ના તરીકા પ્રમાણે છે.

□

**આગાહી**

મુકર્રબીન ઉચ્ચ કક્ષાના ઔલિયા અલ્લાહ હોય છે. તેઓની ઈબાદત અને તમામ નેક કામો અલ્લાહની ખુશીના માટે હોય છે.

અબરારની ઈબાદતો અને નેક કામો જન્નતની તલબ માટે અને દોઝખથી નજાત મેળવવાના માટે હોય છે.

'અબરાર' 'આબિદીન'[3] પૈકી છે જ્યારે 'મુકર્રબીન' 'આરિફીન'[4] પૈકી છે.

● ૧ આ શબ્દો હઝરત હુસૈન મનસૂર (રહ.)એ કહ્યા હતા.
૨ આ શબ્દો હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ કહ્યા હતા. એની વિસ્તૃત સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' ગુજરાતી બીજી આવૃત્તિ, પાન ૨૩૭ થી ૨૪૧.
૩ આબિદ : ઈબાદત કરનાર,
૪ આરિફ : અલ્લાહ તઆલાની મઅરિફત (ઓળખ) હાસિલ કરનાર

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહે અલૈહેએ તેઓનો તફાવત બતાવ્યો છે.

**સૈરે ઝાહિદ હર શબે યક રોઝહ રાહ,**
ઝાહિદ[1] એક રાતમાં એક દિવસ જેટલું અંતર કાપે છે,

**સૈરે આરિફ હર દમે તા તખ્તે શાહ.**
જ્યારે આરિફ પ્રત્યેક પળે અર્શે મોઅલ્લા જેટલું અંતર કાપે છે!

# પત્ર ૪

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

રમઝાનુલ મુબારકના મહિનાને કુરઆન શરીફ જોડે ખુબ મુનાસિબત છે. કુરઆન મજીદ (અલ્લાહ તઆલાની) ઝાત અને શુયૂન[2]ને લગતા કમાલાતનો સંગ્રહ છે. 'હકીકતે મુહમ્મદી'[3] (સલ.) એનો ઝિલ્લ (પ્રતિબિંબ) છે.

એ જ મુનાસિબતના કારણે કુરઆન મજીદ આ મહિનામાં નાઝિલ થયું છે અને એ જ કારણે આ મહિનો તમામ ખૈરાત અને બરકાતનો ભંડાર છે. જે ખૈરાત અને બરકાત આખું વરસ કોઈને પહોંચે છે તે આ મુબારક મહિનાની બરકતોના સિંધુના બિંદુ છે.

આ મહિનાની આવક (ખૈરાત અને બરકાતનો સંગ્રહ) વર્ષભરના માટે આવક છે અને આ મહિનાની જાવક (ગફલતમાં વિતેલો સમય) વર્ષભરની જાવક છે.

- ૧ ઝાહિદ : પરહેઝગાર
- ૨ શુયૂન : ઝાતે હક અને સિફાતે હકની દરમિયાની હકીકત (સંક્ષેપકાર)
  હકીકતે મુહમ્મદી (સલ.) : સમજુતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી બીજી આવૃત્તિ) પા. ૩૧૫.

'હકીકતે મુહમ્મદી' (સલ.) ખાલિક અને મખ્લૂકના દરમિયાન 'બરઝખે કુબરા' છે. (આ સ્થાને) અલ્લાહ તઆલાની ઝાતનો 'તકર્રુબ' (નઝદીકી) સિફાતના પરદા વિના છે.

□

**આગાહી**

હકીકતે મુહમ્મદી (સલ.)ને
'કાબિલિય્યતે ઉલા',
'હકીકતુલ હકાઈક',
'નૂરે અવ્વલ',
'બરઝખે કુબરા' તેમ જ
'અકલે કુલ' પણ કહે છે.

## પત્ર ૫

### ❁ પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

'સિલસિલતુલ અહરાર' (નામનો રિસાલો) પુસ્તિકા જોઈને કેટલાક ઉલૂમ લખીને (આપની) ખિદમતમાં રવાના કર્યા છે ચાહો તો શામેલ ફરમાવી લેશો.

□

**આગાહી**

આ 'અરીઝહ' (વિનંતી પત્ર) પોતાના પીર સાહબની ખિદમતમાં રવાના કરેલો છે.

## પત્ર ૬

### ❁ પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

○ જમાલ ઐન[1] જલાલ છે; અને જલાલ ઐન જમાલ છે.

● ૧ ઐન : હૂબહૂ

○ 'ફના'નો ભાવાર્થ 'મા સિવા અલ્લાહ'[૧]ને ભૂલી જવું છે.

○ જ્યાં સુધી ઉલૂમ[૨] જહલે મુત્લક[૩] વડે મુતહક્કિક[૪] થઈ ન જાય ત્યાં સુધી 'ફના'નો જરાયે હિસ્સો હાંસિલ થતો નથી. હૈરત[૫] અને જહલ[૬] કાયમી છે. એ (બંને) કદાપી નાશ થતાં નથી.

○ 'ફનાઓ બકા' (નો મકામ પાર કર્યા) પછી સાલિક:
પોતાનામાં જ જહલ પામે છે; અને પોતાનામાં જ ઈલ્મ પામે છે.
પોતાનામાં જ શુહૂદ[૭] પામે છે; અને પોતાનામાં જ હૈરત પામે છે.

ઐન નાદાનીની હાલત વેળા શુઊર[૮]માં હોય છે; અને
ઐન હૈરતની હાલત વેળા હુઝૂર[૯]માં હોય છે,
એ જ 'હક્કુલ યકીન[૧૦]'નો મરતબો છે.

એટલા જ માટે હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) ફરમાવે છે કે:

● ૧ અલ્લાહ સિવાયની તમામ ચીઝો, ગેરૂલ્લાહ
૨ ઉલૂમ: ઈલ્મનું બહુવચન
૩ જહલે મુત્લક: જેમાં ઈલ્મનો અંશ પણ ન હોય એવી પરિપૂર્ણ અજ્ઞાનતા.
૪ મુતહક્કિક: દુરસ્ત, ઠીક, સાબિત, મજબૂત
૫ હૈરત: અચંબો, વિસ્મય, મુગ્ધતા
૬ જહલ: જહાલત, અજ્ઞાનતા,
૭ શુહૂદ: દર્શન, અવલોકન, નિરીક્ષણ
૮ શુઊર: અક્લ, બુદ્ધિ, તમીઝ, ભાન, સમજ
૯ હુઝૂર: સાંનિધ્ય, નઝદીકી, સમીપતા
૧૦ હક્કુલ યકીન: યકીનની ત્રણ કક્ષાઓ છે: ઈલ્મુલ યકીન, ઐનુલ યકીન અને હક્કુલ યકીન જે પૈકી ત્રીજી કક્ષા સર્વોત્તમ છે. સમજૂતી માટે જુઓ 'અહસનુત્તકવીમ' પા. ૧૨૭

'અલ્લાહવાળાઓ ફનાઓ બકા પછી જે કંઈ જુએ છે તે પોતાનામાં જ જુએ છે, અને જે કંઈ ઓળખે છે તે પોતાનામાં જ ઓળખે છે અને તેઓની હૈરત તેઓના વુજૂદમાં છે.'

□

પહેલાં જે બલા અને મુસીબત આવતી હતી, તેનાથી ખૂશી થતી હતી પરંતુ જ્યારથી 'બકા'ના મકામમાં, આલમે અસબાબમાં આ તરફ આવ્યો છું ત્યારથી હરેક તકલીફથી તકલીફ અને હરેક સદમાથી સદમો, અને હરેક ચીઝના જવાનો અફસોસ થાય છે.

વળી પોતાની આજિઝી અને મોહતાજી પર નઝર પડી છે તો માલૂમ પડયું કે પેલા પાછળના હાલાત 'સુકર'[1]ના કારણે હતા. પહવ[2]ની હાલતમાં આજિઝી, અને મોહતાજી, ખૌફ અને રંજ, ગમ અને ખૂશી, જે પ્રમાણે સામાન્ય જનોને થાય છે તેવા જ મને થાય છે.

એટલા માટે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની દુઆઓ 'અમ્ર'[3]ના કારણે ન હતી બલ્કે આજિઝી, હાજતમંદી, ખૌફ, રંજના કારણે હતી.

□

**આગાહી**

'ફનાઓ બકા'ની હાલત વેળા હરેક (ચીઝ) :
જમાલ હોય કે જલાલ,
તકલીફ હોય કે રાહત,
સુંદર હોય કે અસુંદર,
દોસ્ત હોય કે દુશ્મન

સૌને સાલિક અલ્લાહ તરફથી હોવાનું અથવા અલ્લાહનું કાર્ય હોવાનું સમજીને ખૂશી અનુભવે છે. હઝરત સા'દી રહમ-

- ૧ 'સુકર' : બેહોશી, બેખુદી, અભાન અવસ્થા
- ૨ પહવ : હોશિયારી, સભાનતા
- ૩ અમ્ર : હુકમ, આજ્ઞા

તુલ્લાહે અલૈહ ફરમાવે છે :

ગરચે તીર અઝ કમાન હમી ગુઝરદ,
જો કે તીર કમાનમાંથી છૂટે છે,

અઝ કમાનદાર બીનદ અહલે ખિરદ.
પરંતુ બુદ્ધિમાનો જાણે છે કે એ તીરને કમાન પોતે છોડતું નથી કિંતુ કમાનવાળો છોડે છે.

માત્ર 'કાલ' (વાણી)થી ઔલિયા બનતા નથી, બલ્કે (ફનાઓ બકાનો) આ 'હાલ' ખરેખર કોઈના પર ગુઝરે ત્યારે તેને ઔલિયા અલ્લાહની જમાઅતમાં ગણવામાં આવે છે.[1] હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહે અલૈહ ફરમાવે છે :

કાલરા બગુઝાર મર્દે હાલ શવ,
માત્ર મૌખિક રટણ કરવાનું મૂકીને અલ્લાહની યાદમાં મગ્ન થઈ જાઓ કે જેથી તમારા પર પણ 'ફનાઓ બકા' નો હાલ તારી થાય,

પેશે મર્દે કામિલે પામાલ શવ.
અને એ હાલત પ્રાપ્ત કરવા માટે કોઈ કામિલ વલીની સુહબત અને ખિદમતમાં રહીને પોતાની જાતને ઓગાળી નાંખો.

## પત્ર ૭

### પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

○ ન હું ખુદ પોતાનું વુજૂદ પામું છું અને ન આલમ (દુનિયા)નું વુજૂદ પામું છું; અને આ હાલત કાયમી છે.

● ૧ ફનાઓ બકાનો મકામ હાસિલ કરવા વગર માત્ર મુખ વડે ફનાઓ બકાની હાલતો વિશે રટણ કરવાથી કે તસવ્વુફની માત્ર કિતાબો પઢી લેવાથી વલી થઈ જવાતું નથી.

○ (મેં) હઝરત અલી કર્રમલ્લાહો વજહૂને જોયા. (આપે) ફરમાવ્યું કે: 'હું તને આસમાનોનો ઈલ્મ શીખવવા માટે આવ્યો છું.'

**આગાહી**

(આ પત્ર) પોતાના પીર સાહબની ખિદમતમાં લખ્યો છે.

## પત્ર ૮

### ❁ પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

જ્યારથી 'બકા'ના મકામમાં આવ્યો છું ત્યારથી અજીબો ગરીબ[1] ઉલૂમ અને મઆરિફ એક પછી એક વારિદ થઈ રહ્યા છે. (એ ઉલૂમ) સૂફીઓની મશહૂર ઈસ્તિલાહો[2]થી ખિલાફ છે. અને ઉલમાએ શરીઅતના મુવાફિક છે.

સૂફીઓએ 'વહદતે વુજૂદ'[3]ના મસ્અલા વિશે અને એના હાલાત વિશે જે કંઈ બયાન કર્યું છે તે હાલાતથી શરૂઆતમાં મુશર્રફ થયો. અને કસરતમાં વહદતનો મુશાહિદહ થયો.

(ફરી) એ મકામથી કેટલાયે દરજ્જા ઉપર લઈ જવામાં આવ્યો, પરંતુ ત્યાં શરીઅતના આલિમોની તહકીકની તસ્દીક થાય છે. ત્યાં 'અહલે હાલ' ઔલિયાઓનું સમર્થન થતું નથી.

**આગાહી**

આ પત્ર પોતાના પીર સાહબની ખિદમતમાં રવાના કરેલો છે.

■ ૧ અજીબો ગરીબ : અદ્ભૂત, નવાઈ જનક.

૨ ઈસ્તિલાહો : પારિભાષિક શબ્દો, પર્યાયો.

૩ વહદતે વુજૂદ : એને 'ફનાઓ બકા', 'હમા ઊસ્ત'.........વગેરે અનેક નામોથી ઓળખવામાં આવે છે. સમજૂતી માટે જુઓ મેઅયારુસ્સુલૂક' પા. ૧૪૨.

# પત્ર ૯

**❁ પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)**

મને પોતાનામાં બૂરાઈ સિવાય કોઈ ભલાઈ જણાતી નથી. મારા તમામ અમલો કબૂલ થવાને લાયક નથી. અને મારી ઈસ્તિગફાર (તૌબા) પણ મારા તમામ ગુનાહો સમાન ગુનોહ છે. એનો મર્ઝ (વ્યાધિ) ઝાતી (જન્મજાત) છે. જે કોઈ પણ દવાથી મટતો નથી. જે ચીઝ જન્મજાત હોય છે તે કયારેય દૂર થઈ શકતી નથી.

> **સિયાહી અઝ હબશી કે રવદ કે ખુદ રંગ અસ્ત.**
> હબશીનો કાળો રંગ દૂર થઈ શકતો નથી કારણ કે એ જન્મજાત છે.

□

બંદો (ઈન્સાન) 'શર્રે મહઝ'[1] છે-

'અસ્મા અને સિફાતે ઈલાહી'[2] 'ખૈરે મહઝ'[3] છે.

'ખૈરે મહઝ'ના માટે 'ઝિદ'[4]ની જરૂરત હતી, એટલે ઇન્સાન 'શર્રે મહઝ' હોવાથી 'ખૈરે મહઝ'નો આયનો બન્યો. પૂર્ણ

● ૧ શર્રે મહઝ : નિર્ભેળ બૂરાઈ, જેમાં ભલાઈનો અંશ પણ નથી એવી બૂરાઈ.

૨ અસ્મા અને સિફાતે ઈલાહી : અલ્લાહ તઆલાના પવિત્ર નામો અને સિફતો.

૩ ખૈરે મહઝ : નિર્ભેળ ભલાઈ, જેમાં બૂરાઈનો અંશ પણ નથી એવી પરિશુદ્ધ ભલાઇ

૪ 'ઝિદ' : વિરુદ્ધ ગુણ અને પ્રકૃતિ ધરાવનારી વસ્તુ.
અલ્લાહ તઆલાએ આ વિશ્વની રચનામાં દરેક વસ્તુની 'ઝિદ' (વિરોધી વસ્તુ) બનાવેલી છે. દાખલા તરીકે : પ્રકાશની ઝિદ અંધકાર છે, દિવસની ઝિદ રાત છે, ઈમાનની ઝિદ કુફ્ર છે ............વગેરે.

અંધકારના કારણે હકીકતે ઈન્સાન[૧]માં ખૈરનું પૂર્ણ પ્રતિબિંબ પ્રગટ થયું છે.[૨]

આમ પરિપૂર્ણ બૂરાઈવાળા ઇન્સાનને, અસ્મા અને સિફાતના પ્રતિબિંબો ઝિલવાના કારણે પરિપૂર્ણ ખૈરવાળો બનાવવામાં આવ્યો.

ઇન્સાન 'જામેએ શર'[૩] છે. (કામિલ થયા પછી જ્યારે તે) પોતાની બૂરાઈની હકીકતને ખરેખર સંપૂર્ણરીતે જાણી લે છે ત્યારે હકકે આજિઝી, નાચીઝી, નેસ્તીની સાથે ઈબાદતમાં મશગૂલ થાય છે.

આ અત્યંત આજિઝી, ફરોતની, નેસ્તી (અને) ઝુલ્મતના પ્રમાણમાં અલ્લાહ તઆલા તરફથી તેને ઓર વધારે ઈન્આમો અર્પણ થાય છે અને :

'કર્રમના બની આદમ'

'અમે આદમની ઓલાદને (ઈન્સાનને) ઈજ્જત આપી.'નો ખિલ્અત[૪] અર્પણ કરવામાં આવે છે.

એટલા માટે 'મકામે અબ્દિયત' તમામ મકામોથી ઉચ્ચતર મકામ છે.

'મકામે અબ્દિયત'ના મેદાનમાં
તેઝ રફતાર શહસવાર,

● ૧ હકીકતે ઈન્સાન : એની વિસ્તૃત સમજૂતી માટે વાંચો : 'અહસનુત્તકવીમ'
૨ દાખલા તરીકે : ઓરડામાં મીણબતી સળગાવીને આયના સામે મૂકવામાં આવે, તો જેટલું વધારે અંધારું હશે એટલું વધારે સ્પષ્ટ પ્રતિબિંબ પડશે.
૩ જામેએ શર : બુરાઈનો ભંડાર
૪ ખિલ્અત : કોઈ વ્યક્તિનું બહુમાન કરવા માટે બાદશાહ તરફથી આપવામાં આવતો પોષાક

દીન અને દુનિયાના સરદાર,
અવ્વલીન અને આખિરીનના સરદાર,
જનાબ હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ
સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ છે.

□

(અલ્લાહ તઆલા) જ્યારે કેવળ પોતાના ફઝલથી આ દૌલત ('મકામે અબ્દિયત') કોઈને બખ્શવા ચાહે છે ત્યારે તેને હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની 'કમાલે ઈત્તેબાઅ'[1] ઈનાયત ફરમાવે છે, અને એ વસીલાથી બુલંદ દરજ્જાઓ પર લઈ જાય છે.

□

'શર' (બુરાઈ)ની પૂર્ણતા અને અપૂર્ણતા ઈલ્મે ઝૌકી[2] છે.

□

જેઓ
પોતાને મહઝ મૌલા (અલ્લાહ) સમજે; અથવા
પોતાની સિફતોને તેની (અલ્લાહની) સિફતો સમજે,
(તો એવી માન્યતા)
માત્ર ઈલ્હાદ અને ઝિન્દકહ[3] છે.
ખુદાની શાન બુલંદ, બરતર અને પ્રત્યેક
સાયુજ્ય અને સંયોજનથી પાક અને પર છે.

□

૧ કમાલે ઈત્તેબાઅ : પરિપૂર્ણ ઈત્તેબાઅ, સંપૂર્ણ અનુસરણ
૨ ઇલ્મે ઝૌકી : ઝૌક એટલે રસ અને રુચિ. ઇલ્મે ઝૌકી એટલે રસ અને રુચિ પર આધારિત ઇલ્મ કે જાણકારી. એક જ વસ્તુ વિશે, જુદા જુદા રસ અને રુચિ ધરાવનાર વ્યક્તિઓના અભિપ્રાય જુદા જુદા હોય છે.
૩ ઈલ્હાદ અને ઝિન્દકહ : કુફ્ર, બેદીની

આગાહી
આ પત્રમાં
હઝરતે
પોતાની આજિઝી તેમ જ
બશરની બશરિય્યત અને તરક્કીના કારણો
જાહેર ફરમાવ્યા છે.
આ પત્ર વિસ્તૃત અને અત્યંત દલીલપૂર્ણ છે.

□

# પત્ર ૧૦

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

અજબ વાત છે કે દૂરીનું નામ કુર્બ (નઝદીકી) અને વિયોગને યોગ (મિલન) કહે છે. જાણે કે હકીકતમાં એની ઓથે કુર્બ અને વિસાલ (મિલન)ના ઈન્કારની તરફ ઈશારો છે. એટલા જ માટે હમેશાંના ગમ અને ફિકર વળગેલા છે.

□

મુરાદ[1]ને પણ આખરે મુરીદ[2]ની જેમ થવું પડે છે. હબીબે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમને પણ મુરાદ હોવા છતાં મુરીદ થવાનો મામલો ખુદાથી કરવો જરૂરી થયો.

□

'મુહિબ્બ[3] મુહબ્બતના બોજને ઉઠાવી શકે છે. મેહબૂબો[4]ને એ બોજ ઉઠાવવો મુશ્કેલ છે.

□

૧ મુરાદ : જેને ખુદા ખુદ ચાહે
૨ મુરીદ : ખુદાને એ પોતે ચાહે
૩ મુહિબ્બ : આશિક
૪ મેહબૂબ : માશૂક

આગાહી

નકશબંદી બુઝુર્ગોની નઝદીક જે લોકો અસ્માઓ સિફાતની તજલ્લિયાતથી મુશર્રફ થાય છે તેને,(આ વિષયમાં ઊંડું) સંશોધન કરનારા આરિફો ખરેખર 'દૂરી અઝ ઝાત' (ઝાતથી દૂરી) કહે છે પરંતુ ઝાતમાં જ્યારે બેઈદરાકી (અણસમજ) અને જહલ (અજ્ઞાનતા) પૈદા થાય છે ત્યારે તેને કુર્બ (નઝદીકી) કહે છે. હઝરત ખ્વાજા નકશબંદ રદિઅલ્લાહો અન્હોનો ઈરશાદ છે કે:

> 'હર ચે દીદહ શુદ વ શનીદહ શુદ વ દાનિસ્તહ શુદ આં હમહ ગયર અસ્ત.'
>
> 'જે કંઈ જોવામાં આવે કે સમજમાં આવે તે બધું ગૈર છે.'[1]

□

# પત્ર ૧૧

## ❁ પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

'કુર્બ હક'[2] અને 'ઈન્કિશાફાતે ઉલૂમ'[3] માટે બે ચીઝો જરૂરી છે:

૧ પોતાને તદ્દન કસુરવાર જાણવું.
૨. જેણે સુલૂક તય કરાવ્યો હોય તે મુકમ્મલ મજઝૂબ શેખની સુહબત.

□

મારો કોઈ નેક અમલ એવો નથી જે તુહમતથી ખાલી હોય અને કોઈ અમલ એવો નેક નથી જણાતો કે જમણા હાથવાળો ફરિશ્તો એને લખે.

● ૧ મતલબ કે ખુદાની ઝાત ઇન્સાનના જોવા, સાંભળવા અને સમજવાથી પર છે.
૨ કુર્બે હક : અલ્લાહ તઆલાની નઝદીકી, સમીપતા, સાન્નિધ્ય
૩ ઇન્કિશાફાતે ઉલૂમ : પ્રજ્ઞાનું પ્રાગટ્ય, ઉલૂમનું પ્રગટ થવું

વળી આ જહાનમાં છે તે દરેક શખ્સને, અહીં સુધી કે ફિરંગી કાફિરને અને મુશરીક તેમ જ નાસ્તિકને પણ પોતાના કરતાં કેટલાયે દરજ્જે બેહતર સમજું છું. અને (હું) પોતાને તેઓના સૌના કરતાં બદતર સમજું છું.

□

**આગાહી**

આ છે સુલૂકની હકીકત અને ખુદાની ગાઢ નઝદીકીનો પૂરાવો. એટલા જ માટે હઝરત સા'દી (રહ.)એ હઝરત બાયઝીદ બુસ્તામી રહમતુલ્લાહે અલૈહના કિસ્સામાં ફરમાવ્યું છે કે:

> અઝાં બર મલાઈક શર્ફ દાશતન્દ,
> તેઓ ફરિશ્તાઓ કરતાં પણ સરસાઈ મેળવી ગયાં તેનું કારણ એ છે કે,
>
> કે ખુદરા બેહ અઝ સંગ ન પિન્દાશતન્દ.
> તેઓએ પોતાની ઝાતને એક (મામૂલી) પથ્થર કરતાં પણ બેહતર જાણી નથી.

[અહીં આગાહી પૂરી થઈ. હવે ફરી પાછો હઝરતના પત્રનો સારાંશ શરૂ થાય છે.]

□

એક ઉચ્ચ મકામ પ્રગટ થયો.
હું ત્યાં પહોંચ્યો, તો માલૂમ થયું કે
એ મકામ હઝરત ઝીન્નુરૈન[1]નો છે.
એનાથી ઉપર હઝરત ઉમર ફારૂકનો મકામ છે.
એનાથી ઉપર હઝરત સિદ્દીકે અકબરનો મકામ છે.
(રદિઅલ્લાહો અન્હૂમ અજમઈન)

• ૧ ઝીન્નુરૈન : (બે-નૂરવાળા) આ હઝરત ઉસ્માન (રદિ.)નો લકબ છે આપના નિકાહમાં બે-નૂર જમા થયાં; અર્થાત નબીયે પાક (સલ.) ની બે સાહબજાદીઓ સાથે એક પછી એક આપના નિકાહ થયા

એના ઉપર હઝરત નબીયે કરીમ સલ્લલ્લાહુઅલયહિવસલ્લમનો મકામ છે.

એનાથી ઉપર કોઈનો કોઈ મકામ નથી.

ન કોઈ મકામ છે.

પોતાના મશાઈખમાંથી હઝરત ખ્વાજા નકશબંદ કુદ્દેસસિર્રહુને હરેક મકામમાં પોતાની સાથે જોઉં છું.

બીજા ખલીફાઓ પણ એ મકામમાંથી પસાર થયાં છે.

ઉબૂર,[1] મુરૂર[2] અને સબાત[3] સિવાય મકામમાં કંઈ ફર્ક નથી.



આગાહી

આ પત્ર હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં અર્ઝ કર્યો છે.



# પત્ર ૧૨

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

તે ઉલૂમ જે 'ફનાફીલ્લાહ' અને 'બકા બિલ્લાહ'ના મકામ સાથે સંબંધ ધરાવે છે, ખુદાવંદ તઆલાએ પોતાની ઈનાયતથી તમામ (મારી સમક્ષ) જાહેર કરી દીધાં અને એવી કોઈ ચીજ નથી રહી, કે જેનો નિર્દેશ ઔલિયા અલ્લાહે કર્યો હોય અને તે મને બતાવવામાં ન આવી હોય.



ખુદાની જનાબમાં જે કોઈ કબૂલ થયો છે, (તે ખુદાના) ફઝલથી થયો છે.



- ૧ ઉબૂર : પાર કરવું,
- ૨ મુરૂર : પસાર થવું,
- ૩ સબાત : કરાર, મજબૂતી, સ્થાઈપણું

આગાહી

(આ પત્ર) પોતાના પીર સાહબની ખિદમતમાં અર્જ કર્યો છે.

□

# પત્ર ૧૩

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

સૈર ઈલલ્લાહ પચાસ હઝાર વરસનો માર્ગ છે. કુરઆન શરીફ એનો સાક્ષી છે. મને એ બધું ખુદાએ દેખાડયું છે.

□

તમામ કશ્ફી ઉલૂમ શરીઅત પ્રમાણે જ છે. જાહેરી શરીઅતથી એક વાળ બરાબર પણ એમાં વિરુદ્ધતા જોઈ નથી.

કેટલાક સૂફીઓએ કશ્ફના આધારે શરીઅતની ખિલાફ વાતો કહી છે તે સહવ[1] અને સુકર[2]ના કારણે છે.

બાતિન જાહેરી શરીઅતથી જરાયે મુખાલિફ નથી. સાલિક[3]ને માર્ગમાં મુખાલિફત માલૂમ પડે છે, મુન્તહી[4]ને મુખાલિફત દેખાતી નથી.

□

ઉલમા અને ઓલિયા અલ્લાહમાં માત્ર એ ફરક છે કે ઉલમા ઈલ્મી દલીલો વડે જ્ઞાન મેળવે છે જ્યારે સૂફીઓ કશ્ફ અને ઝૌકના ઝરીયાથી જ્ઞાન મેળવે છે.

- ૧ સહવ : ભૂલ
- ૨ સુકર : મદહોશી
- ૩ સાલિક : રાહે સુલૂક નો પ્રવાસી
- ૪ મુન્તહી : રાહે સુલૂકની પૂર્ણતાએ પહોંચનાર
- ૫ હઝરતે આ પત્ર પોતાના પીર સાહબને લખેલો છે અને પીર સાહેબને 'હુઝૂર' શબ્દથી સંબોધન કરેલું છે.

□

# પત્ર ૧૪

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

મકામાતની તરક્કીમાં હૈરત અને જહલ સિવાય કંઇ નથી. હુઝૂરે[૫] એક દિવસ જે ફરમાવ્યું હતું કે,

'તારામાં મહબૂબિયતની સિફતની મઅની (અસલિયત) ન હોત, તો લક્ષ્ય સુધી પહોંચવામાં ઘણો વિલંબ થતે.'

એ ઈરશાદની બીના પર ઘણી ઉમ્મીદ છે.

# પત્ર ૧૫

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

બંદો લાંબા સમયથી તેને શોધતો હતો તો પોતે પોતાને પામતો હતો.

એ પછી પોતે પોતાને શોધતો હતો તો તેને પામતો હતો.

હવે તેને ગુમ કર્યો છે, પરંતુ પોતે પોતાને પામે છે, ગુમ કરવા છતાં તેનો શોધક નથી. અને ગુમ કરવું સાબિત હોવા છતાં તેનો ચાહક નથી.

ઈલ્મની રૂએ હાઝિર, વાજિદ,[૧] મુકબિલ[૨] છે અને ઝૌકની રૂએ ગાઈબ, ફાકિદ[૩] અને મુઅરિદ[૪] છે.

તેનું ઝાહિર બકા છે અને બાતિન ફના છે. ઐન બકામાં

૧ વાજિદ : પામનાર
૨ મુકબિલ : જે રૂબરૂ છે તે
૩ ફાકિદ : ગુમ કરનાર
૪ મુઅરિદ : મુખ ફેરવનાર

ફાનિ છે અને ઐન ફનામાં બાકી. પરંતુ ફના ઈલ્મી છે બકા ઝોકી છે.

**આગાહી**

આ ખાસ ફના અને બકાના હાલાત અને વાકિઆત છે.

# પત્ર ૧૬

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

દોસ્તોના આગ્રહથી એક રિસાલો (પુસ્તિકા) લખ્યો છે. એમાં તરીકતની જરૂરી નસીહતો છે. એ રિસાલો (હુઝૂરની) ખિદમતમાં મોકલવામાં આવશે.

એ રિસાલો ઘણી બરકતોવાળો છે. એ રિસાલો લખ્યા પછી એવું માલૂમ થયું, કે હઝરત રિસાલત પનાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પોતાની ઉમ્મતના ઘણા મશાઈખની સાથે પધારેલા છે અને એ રિસાલાને પોતાના મુબારક હાથમાં પકડેલો છે અને પોતાની અપાર કૃપાથી એને ચૂમે છે અને મશાઈખને દેખાડે છે અને ફરમાવે છે કે,

> 'આ પ્રકારના એ'તેકાદ હાસિલ કરવા જોઈએ. જેમણે આ ઉલૂમથી સઆદત હાસિલ કરી છે તેઓ નૂરાની અને મુમતાઝ છે, અને અઝીઝુલ વુજૂદ છે.'

□

આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ રૂબરૂ ઊભા છે અને ખૂબ મહેરબાનીથી ચૂમે છે, અને એજ મજલિસમાં આ ખાકસારથી ઈરશાદ ફરમાવે છે કે,

'આ બનાવને જાહેર કરો!'

□

(હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની મકબૂલિયત જુઓ!)

□

તમામ મશાઈખના મકામાત પર (મને) માશાઅલ્લાહ ઉરૂજ (બુલંદી) હાસિલ થઈ.

> ગિલે બુર્દંદ ઝીં દહલીઝે પસ્ત,
> આંગણામાં પડેલી માટીને પવન ઉંચકી ગયો,
>
> બદાન દરગાહેવાલા દસ્ત બરદસ્ત.
> અને અતિ ઉચ્ચ સ્થાને લઈ જઈને તેને મૂકી દીધી.

□

આ દરમિયાન જો હું મશાઈખની રૂહાનિયતના તવસ્સુત[1]ને ગણવા માંડું તો વાત લાંબી થઈ જશે.

□

ઉચ્ચ મકામોને તય કરવું મુરાદ[2]ના માટે જ ખાસ છે. મુરીદ,[3] નૂહ (અલ.)ની જેટલી ઉંમરમાં[4] પણ (એ ઉચ્ચ મકામોને) તય કરી શકતો નથી.

□

# પત્ર ૧૭

## ● પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

આ પત્ર પોતાના પીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ

● ૧ તવસ્સુત : માધ્યમ, વસીલો, વાસ્તો
૨ મુરાદ : જેને ખુદાખુદ ચાહે
૩ મુરીદ : જે ખુદ ખુદાને ચાહે.
૪ હઝરત નૂહ (અલ.)ની ઉંમર ઘણી લાંબી આશરે નવસો વરસની થઈ હતી.

રહમતુલ્લાહિ અલૈહની ખિદમતમાં, ઉરૂજ[૧] અને નુઝૂલ[૨]નો સંક્ષિપ્ત હાલ દર્શાવવા માટે લખેલો છે. વિગતો બિલકુલ નથી.

□

## પત્ર ૧૮

### ❁ પ્રતિ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

જ્યાં સુધી હાલાત અને વારિદાત[૩] જાહેર થતાં હતાં, અર્ઝ કરતો હતો, પરંતુ જ્યારે હક તઆલાએ હુઝૂરની તવજ્જોહની બરકતથી અહવાલની ગુલામીથી આઝાદ કરી દીધો, અને (મકામે) તલવીન[૪]થી (કાઢીને મકામે) તમકીન[૫]થી મુશર્રફ ફરમાવ્યો તો હૈરત અને પરેશાની સિવાય કંઈ હાથમાં ન આવ્યું. વળી વસ્લ (મિલન)થી જુદાઈ અને કુર્બ (નઝદીકી)થી બુઅદ (દૂરી) સિવાય કંઈ હાસિલ ન થયું. તેમ-જ મઅરિફતથી નાદાની અને ઈલ્મથી જહલના સિવાય કંઈ વધારો ન થયો. એટલા માટે પત્ર લખવામાં વિલંબ થયો.

હવે 'હકકુલ યકીન'થી મુશર્રફ ફરમાવ્યો છે. અહીં ઈલ્મ અને મઅલૂમ (જ્ઞાત) એક બીજાના માટે પરદા નથી તેમ જ ફના-બકા

- ૧ ઉરૂજ : ઉપર ચઢવું, ઉન્નતી થવી
- ૨ નુઝૂલ : નીચે ઉતરવું
- ૩ વારિદાત : 'વારિદાત' એ હાલતને કહે છે કે હક તઆલાના તરફથી કલબ પર આપોઆપ રહેમત અને ફૈઝાન વારિદ થાય ('અહસનુત્તકવીમ' પા. ૧૭૪)
- ૪ તલવીન : 'મકામે તલવીન'માં સાલિકના હાલાતમાં ફેરફારો અને પરિવર્તન થતાં રહે છે.
- ૫ તમકીન : 'મકામે તમકીન' એ 'મકામે તલવીન'ના કરતાં ઘણો ઉચ્ચ મકામ છે. એમાં 'ઈસ્તેકામ' (મજબૂતી) પેદા થાય છે. વળી 'આરિફે બા તમકીન'ના બધાં હાલાત આમ લોકોના જેવા થઈ જાય છે. વધુ માટે જુઓ 'અહસનુત્તકવીમ' પા. ૧૪૪

ભેગાં છે. એન હૈરત તથા બેનિશાનીમાં ઈલ્મ અને શઉર છે તેમ જ પરોક્ષતામાં પ્રત્યક્ષતા (ગેરહાજરીમાં હાજરી) છે. ઈલ્મ અને મઅરિફત છતાં, જહલ અને નાદાનીમાં વધારા સિવાય બીજુ કંઈ નથી.

□

વિલાયતના મકામની ઉપર શહાદતનો મકામ છે અને
એના ઉપર સિદ્દિકિયતનો મકામ છે અને
એના ઉપર નબુવ્વતનો મકામ છે.

□

સુલૂકે વિલાયત, ઇલ્માના દલીલોયુક્ત (તાર્કિક) ઉલૂમને કશ્ફી (દર્શનિય) (બનાવી દે છે) અને સંક્ષિપ્તને વિસ્તૃત બનાવી દે છે.

કોઈ શખ્સે હઝરત ખ્વાજા બુઝુર્ગવાર ખ્વાજા નકશબંદ રહમતુલ્લાહિ અલૈહથી પૂછ્યું કે,

'સુલૂકનો હેતુ અને લક્ષ્ય શું છે?

તો ફરમાવ્યું કે:

'સંક્ષિપ્ત મઅરિફત વિસ્તૃત થઈ જાય છે. અને તાર્કિક, કશ્ફી (દર્શનિય) થઈ જાય છે. હાં, રસ્તામાં ઘણાયે ઉલૂમ અને મઆરિફ જાહેર થાય છે, જેમાંથી પસાર થવું પડે છે.'

□

ઉલૂમ અને મઆરિફ વસંતના વાદળોની જેમ (મારા પર) એવા વરસી રહ્યાં છે કે સહન શક્તિ એને બરદાસ્ત કરવાથી આજિઝ છે.

## પત્ર ૧૯

### પ્રતિ: હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

આ મુબારક પત્રમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહે અલૈહને બે શખ્સોના વઝીફા (નાણાં) અપાવવા માટે ભલામણ કરી છે.

# પત્ર ૨૦

## પ્રતિ : હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

આ પત્ર પણ પોતાના હઝરત સાહબ (રહ.)ની ખિદમત શરીફમાં નક્કી થયેલ વઝીફા (નાણાં) અપાવવા માટે ભલામણરૂપે લખેલો છે.

# પત્ર ૨૧

## પ્રતિ : શૈખ મુહમ્મદ મક્કી[1] (રહ.)

જ્યાં સુધી
તે મોતથી પહેલાં, જે મોત તરીકે જાણીતું છે,
તે સિવાયનું બીજું મોત
જેને અલ્લાહવાળાઓ 'ફના' કહે છે,
તે પૂર્ણ થઈ ન જાય
ત્યાં સુધી
અલ્લાહ તઆલાની જનાબમાં પહોંચવું અસંભવિત છે;
બલ્કે ('ફના' હાસિલ થયા વિના)
ન બાહ્ય જગતના જુઠાં મા'બૂદોની ઈબાદતથી[2] મુક્તિ મળી શકે છે;
ન આંતર જગતના હવાઈ ખુદાઓની પરસ્તીશથી[3] મુક્તિ મળી શકે છે;
ન ઈસ્લામની હકીકત પ્રાપ્ત થઈ શકે છે;
ન ઈમાનનો કમાલ પ્રાપ્ત થઈ શકે છે.

□

• ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨, ક્રમાંક : ૮૨
૨ શિર્કે જલી, જાહેરી શિર્ક
૩ શિર્કે ખફી, છૂપું શિર્ક

અન્ય (સિલસિલાના) બુઝુર્ગોને ત્યાં, વિલાયતના અંતે, એક વખત, વીજળીની જેમ, તજલ્લીએ ઝાતથી સાલિક મુશર્રફ થાય છે પરંતુ નકશબંદી બુઝુર્ગોને ત્યાં આ તજલ્લી કાયમી પ્રાપ્ત થાય છે એટલે (નકશબંદી) બુઝુર્ગવારોની નિસ્બત તમામ નિસ્બતોથી વધારે શક્તિશાળી અને એમનો કમાલ તમામ કમાલોથી ઉચ્ચતર છે.

જેમ વિલાયતે મુહમ્મદિય્યહ અલૈહિસ્સલાતો વસ્સલામ તમામ પેગમ્બરોની વિલાયતો કરતાં ઉચ્ચતર છે તેમ એ બુઝુર્ગવારોની વિલાયત પણ તમામ ઔલિયાએ કુદ્દેસ સિર્રુહુમની વિલાયત કરતાં ઉચ્ચતર છે.

અને જ્યારે તેઓની (નકશબંદી બુઝુર્ગોની) વિલાયત હઝરત સિદ્દીકે અકબર રદિઅલ્લાહો અન્હોની તરફ મનસૂબ છે તો પછી (બીજાઓ કરતાં) ઉચ્ચતર કેમ ન હોય!

હાં, (અન્ય સિલસિલાના) કેટલાક અકાબિર ઔલિયાને આ નિસ્બત પ્રાપ્ત થઈ છે પરંતુ તેઓ પણ હઝરત સિદ્દીકે અકબર રદિઅલ્લાહો અન્હોની વિલાયતથી ઈક્તિબાસ છે.

□

## પત્ર ૨૨

### ❁ પ્રતિ : શેખ અબ્દુલમજીદ લાહોરી[૧] (રહ.)

ઈન્સાનના શરીર અને નફસ સાથે રૂહ એક ખાસ સંબંધ બાંધે છે. એ સંબંધ બાંધ્યા પછી, એટલે કે આ જગતમાં (આવ્યા પછી) જો ખુદાને યાદ કરે છે, તો પોતે તરક્કી મેળવીને વિલાયત હાંસિલ કરે છે. વળી એના સહવાસથી નફસમાં પણ સફાઈ અને ભલાઈ પેદા થાય છે, બલ્કે ખુદાને હિદાયત કરે છે, ફૈઝાન અને અનવારે ઈલાહીથી મુશર્રફ થાય છે તથા તેને આ (ખુશ ખબર)

● ૧ પરિચય માટે જુઓ : પરિશિષ્ટ ૧ અને ૨, ક્રમાંક ૯

પ્રાપ્ત થાય છે :

فَقَدْ فَازَ فَوْزًا عَظِيمًا

તે મહાન સફળતા મેળવશે.

□

જો (રૂહ) પોતાની હકીકતને અને પૈદાઈશના મકસદને ભૂલી જાય છે, તો નફસની ઝુલ્મત[1]માં ફસાઈ જાય છે અને તેને આ (ઠપકો) મળે છે :

فَقَدْ ضَلَّ ضَلَالًا بَعِيدًا

બેશક તે સાચો માર્ગ ભૂલીને ઘણી દૂર ગુમરાહીમાં જઈ પડી.

□

ઈન્સાનની ઝુલ્મત પણ રૂહને તરક્કીનું કારણ જણાય છે, એટલે તે એમાં મુબ્તિલા થઈ જાય છે.

જે રીતે આયનાને સાફ કરતી વેળા પ્રથમ તેના પર માટી ચોપડવામાં આવે છે અને માટી ચોપડ્યા પછી તેની સફાઈમાં વધારો થાય છે તે રીતે ઈન્સાનમાં નફસનું હોવું પણ રૂહની તરક્કી અને ખૂબીનું કારણ છે.

□

## પત્ર ૨૩

### ❋ પ્રતિ : અબ્દુર્રહીમ ખાન ખાનાન[2]

દુનિયા આખિરતની ખેતી છે. અફસોસ છે તેના પર જેણે એમાં વાવણી ન કરી અને પોતાની શક્તિરૂપી ધરતીને પડતર

• ૧ ઝુલ્મત : અંધકાર
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧, ૨ ક્રમાંક : ૧૧

રાખી મૂકી, અને પોતાના આમાલરૂપી બીજને વેડફી નાંખ્યા.

જમીનને વેડફી નાંખવું અને પડતર કરવું બે રીતે છે:

૧ એમાં કંઈ વાવે નહિ.
૨ એમાં નાપાક અને ખરાબ બીજ વાવે.

પહેલા પ્રકાર કરતાં બીજો પ્રકાર વધારે નુકસાનકારક છે. બીજનું નાપાક અને ખરાબ થવું, નાકિસ પીરથી ઊઅત થવું છે, કારણ કે નાકિસ પીરમાં લોભ, લાલચ, ઇચ્છાઓ, વાસનાઓ... વગેરે (જે દુર્ગુણો) હોય છે તે તાલિબમાં પણ પેદા થાય છે.

વળી, નાકિસ પીર પોતે સીધા માર્ગથી ભટકેલો છે એટલે બીજાઓને પણ ભટકાવશે.

કામિલ શેખ અકસીર[૧] સમાન છે. એની નજર દવા છે, અને એના શબ્દોમાં શિફા છે.

□

કેટલાક મશાઈખે સુકર[૨]ના ગલબાની હાલતમાં કુફ્રના, કસ્તી[૩]ના અને જનોઈના...વગેરેના વખાણ કરેલાં છે.

એમના એવા શબ્દોનો જાહેરી શબ્દાર્થ ન લેતાં એનો ભાવાર્થ લેવો જોઈએ કારણ કે મસ્તીવાળાઓના શબ્દોના સારો ભાવાર્થ જ લેવામાં આવે છે.

એ બુઝુર્ગો મસ્તીની હાલતના કારણ મા'ઝૂર હોય છે. જો કોઈ હોશવાળો માણુસ શરીઅતના ખિલાફ શબ્દો બોલે તો તે બુદ્ધિ અને શરીઅત બંને રીતે પકડ કરવાના લાયક છે.

□

● ૧ અકસીર : ગમે તેવા અસાધ્ય રોગને પણ સારો કરી દે તેવો ઇલાજ.
૨ સુકર : મદહોશી, બેહોશી
૩ કસ્તી : પારસીઓ શરીરે બાંધે છે તે સુતરનો દોરો.

## પત્ર ૨૪

### ❁ પ્રતિ : મુહમ્મદ કુલીજખાન[1] (રહ.)

મુબારક છે તે શખ્સ જેના દિલમાં ખુદાના સિવાય કોઈની પણ મુહબ્બત ન હોય અને ખુદાના સિવાય કોઈનો તાલિબ ન હોય; એવો શખ્સ અલ્લાહની સાથે છે જો કે જાહેરમાં ખલ્કની સાથે મશ્ગૂલ છે. લાયક અને સુપાત્ર સૂફી ની એ જ શાન છે.

મુકર્ંબ અલ્લાહની રઝાના માટે નેકીઓ કરે છે. અબરાર પોતાની ખ્વાહીશના માટે નેકીઓ કરે છે. એ જ પ્રમાણે મુકર્ંબીનના અને અબરારીનના તમામ કામો (ના હેતુઓમાં તફાવત છે.)

## પત્ર ૨૫

### ❁ પ્રતિ : ખ્વાજા જહાન[2] (રહ.)

તમામ કમાલાતો હાસિલ થવાનો આધાર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની ઈત્તિબાઅ પર અને આપ (સલ.)ના ખુલફાએ રાશેદીનની ઈત્તિબાઅ પર છે, કારણ કે (તેઓ) હિદાયતના સિતારા અને વિલાયતના આફતાબ છે. જેણે તેઓની પૈરવી કરી તેણે હિદાયત મેળવી, અને જેણે (તેઓની) મુખાલિફત કરી તે ગુમરાહ થયો.

## પત્ર ૨૬

### ❁ પ્રતિ : હાજી મુહમ્મદ લાહોરી[3] (રહ.)

હદીસે કુદસીમાં ઈરશાદ છે :

'જાણી લો ! અબરારનો શૌક મારા દીદારના માટે

● ૧ પરિચયમાટે જુઓ પરિશિષ્ટ ૧, ૨ ક્રમાંક : ૩૫
૨ ,, ,, ,, ક્રમાંક : ૪૭
૩ ,, ,, ,, ક્રમાંક : ૮૩

હદથી વધી ગયો અને હું તેઓના કરતાં પણ વધારે તેઓના માટે મુશ્તાક છું.'

□

અલ્લાહ તઆલાએ અબરારના માટે શૌક સાબિત કર્યો છે પરંતુ મુકર્રબીન—જેઓ ઉચ્ચ મરતબાના ઓલિયા છે—તેઓના માટે (એ પ્રમાણે) ફરમાવ્યું નથી એનું કારણ એ છે કે શૌક હંમેશા વિયોગ અને દૂરીની હાલતમાં હોય છે મિલન અને નઝદીકીમાં શૌક હોતો નથી.

અબરાર કુર્બના અભિલાષી અને મુશ્તાક છે. તેઓ મિલનથી મેહરૂમ છે એટલે (તેઓમાં) શૌક બાકી છે.

અબરારને જેની ઇચ્છા છે, મુકર્રબ તેનાથી ફારિગ થઈ ગયા છે.

વળી ખાલુલ ખાસ બંદાઓમાં શૌક એટલા માટે પણ બાકી રહેતો નથી કે તેઓ સિફાત અને શુયૂનાતે ઝાતના મકામને વટાવીને તજલ્લિયાતે ઝાતથી મુશર્રફ થયાં હોય છે.

ઝાતે ઈલાહીમાં હૈરત અને જહલ સિવાય કંઈ પ્રાપ્ત થતું નથી. અને હૈરત તેમ જ જહલની હાલતમાં શૌક હોતો નથી.

એટલે જો કોઈ આદમી વઝદ અને તવાજુદ, ઝૌક અને શૌકમાં હોય તો હજી સુધી તે કુર્બે ઝાતમાં પહોંચ્યો નથી.

□

## પત્ર ૨૭

### પ્રતિ : 'ખ્વાજા અમક'[1] (રહ.)

નકશબંદી બુઝુર્ગો રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈન ફરમાવે છે કે :

● ૧ પરિચય માટે જુઓ : પરિશિષ્ટ ૧, ૨ ક્રમાંક : ૨૨

'અમારી નિસ્બત બધી નિસ્બતો કરતાં ચઢિયાતી છે;

□

નિસ્બતથી તેઓની મુરાદ 'હુઝૂર' અને 'આગાહી' છે. વળી તેઓની નઝદીક તે 'હુઝૂર' વિશ્વાસપાત્ર છે જે 'બેગૈબત' છે; અને જેને 'યાદદાશ્ત' તરીકે ઓળખવામાં આવે છે.

ફકીર[1]ની નઝદીક 'યાદ દાશ્ત'થી મુરાદ સિફાત અને શુયૂન અને એઅતિબારાતના પર્દા વિનાની તજલ્લિયે ઝાત છે.

બીજા (સિલસિલાના) મશાઈખ ફરમાવે છે કે ઔલિયા આ તજલ્લિથી (માત્ર) વીજળી (ના ચમકારા)ની જેમ અલ્પ સમય માટે મુશર્રફ થાય છે; પરંતુ નકશબંદી બુઝુર્ગો એને કાયમી ફરમાવે છે.

## પત્ર ૨૮

### ❁ પ્રતિ : ખ્વાજા અમક (રહ.)

ખ્વાજા અમક, આપે (મને) યાદ ફરમાવ્યો એથી ખુશી થઈ; પરંતુ ફકીરે જ્યારે પોતે પોતાને એના લાયક ન જોયો તો લાચાર થઈને એકાંત ખૂણામાં સંતાયો અને કુર્બથી ભાગીને દૂરીમાં આરામ લીધો તેમ જ મિલનને છોડીને વિયોગની સાથે કરીડામ થયો અને આઝાદીમાં ગિરફતારી જોઈ તો લાચાર થઈને ગિરફતારી ગ્રહણ કરી.

□

## પત્ર ૨૯

### ❁ પ્રતિ : શૈખ નિઝામ થાનેસરી[2] (રહ.)

એક ફર્ઝ અદા કરવું, હઝાર વરસ નફલો અદા કરવા કરતાં

• ૧ ફકીર : હઝરત પોતે પોતાના માટે વિનમ્ર ભાવે 'ફકીર' શબ્દ વાપરે છે.

૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૫૬

બેહતર છે; ભલે એ નફલ ખાલિસ નિય્યતથી અદા કરવામાં આવે અને ભલે એ નફલ : નમાઝ, રોઝા, ઝિક્ર, ફિક્ર......... વગેરે.........વગેરે પ્રકારના હોય.

હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ ફરમાવ્યું છે :

'આખી રાત જાગવા કરતાં બેહતર છે કે આખી રાત સૂતેલો રહે અને સવારની (ફર્ઝ) નમાઝ જમાઅત સાથે અદા કરે.'

□

ઝકાતની નિય્યતથી એક દાન્ગ[1] (સોનું) આપવું નફલ સદકા સ્વરૂપે આપેલા સોનાના પહાડ કરતાં બેહતર છે.

□

મુરીદે પીરને સજદો કરવું નાજાઈઝ છે. એની બૂરાઈ સૂરજ કરતાંયે વધારે રોશન છે.

## પત્ર ૩૦

### ❁ પ્રતિ : મુલ્લા મુહમ્મદ સિદ્દીક[2] (રહ.)

ચું,[3] બેચુંના[4] વિશે શું બયાન કરે !
આદિ, અનાદિથી અને સનાતનથી શું શોધે !
મકાની,[5] લામકાન[6]માં ક્યાં સુધી દોડે !

□

જે સૈર પોતાનાથી બહાર જુએ તે સૈર આફાકી[7] છે,

● ૧ દાન્ગ : છ રતી (ચણોઠી) ભાર વજન
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ઠ : ૧, ૨ ક્રમાંક : ૧૧૦
૩ ચું : જેની જોડ મળી શકે તેવું (મખ્લૂક)
૪ બે ચું : અજોડ, અનન્ય, અદ્વિતીય (ખુદા)
૫ મકાની : સ્થળના બંધનવાળો, સીમિત એટલે કે મખ્લૂક
૬ લામકાની : સ્થળના બંધનથી પર, અસીમિત, (ખુદા)
૭ સૈર આફાકી : બાહ્ય ભ્રમણ

જે સૈર પોતાની ઝાતમાં પામે તે સૈર અનફુસી છે.[1]
સૈર આફાકી, સૈર અનફુસીના માટે અસબાબ છે.
સૈરનો (અસલ) મકસૂદ[2] સૈર અનફુસી છે.
સૈર આફાકીમાં ઈલ્મુલ યકીન પ્રાપ્ત થાય છે.
સૈર અનફુસીમાં હકકુલ યકીન[3] પ્રાપ્ત થાય છે.

'શુહૂદ'[4] શબ્દનો ઉપયોગ, શબ્દોની મર્યાદાના કારણે કરવામાં આવે છે નહિતર તે પાક ઝાત (અલ્લાહ તઆલા) બેચું અને બે ચગું, બે શિબહ અને બે માનિન્દ[5] છે.

ઇત્તિસાલે બે તકૈયૂફો બે કિયાસ
તે મિલન અવર્ણનીય અને અકલ્પનીય છે,

હસ્ત રબ્બુન્નાસરા બા જાને નાસ.
જે (મિલન) ઈન્સાનોના પાલનહારને ઈન્સાનો જોડે છે.

□

સૈર અનફુસી ફનાએ કામિલ અને બકાએ અકમલ પછી પ્રાપ્ત થાય છે. ઇસ્તિગરાક અને નેસ્તીના કારણે કેટલાકને ફના અને બકા માલૂમ થાય છે. નકશબંદી બુઝુર્ગો એને 'વુજૂદ' અને 'અદમ' કહે છે. આ હાલત 'ફના' પહેલાંની છે. એને ઝવાલ[6] હોઈ શકે છે. આ હાલત એનાથી (સાલિકથી) કયારેક લઈ લેવામાં આવે છે અને કયારેક આપવામાં આવે છે.

૧ સૈર અનુફુસી : અંતઃભ્રમણ
૨ મકસૂદ : હેતુ, ધ્યેય, લક્ષ્ય
૩ યકીનની ત્રણ કક્ષાઓ છે : ઈલ્મુલ યકીન, એનુલ યકીન, હકકુલ યકીન (જુઓ 'અહસનુત્તકવીમ' પાન ૧૨૮)
૪ શુહૂદ : હમા અઝુસ્ત, બકા (જુઓ : પત્ર નં. ૨૭૪)
૫ બેચું, બેચગું, બેશિબાહ, બે માનિન્દ : અનન્ય, અદ્વિતીય, અનુપમ
૬ ઝવાલ : પતન, અસ્ત, પડતી

ફનાએ કામિલ અને બકાએ અકમલ પછી જે વિલાયત (પ્રાપ્ત થાય) છે તે ઝવાલથી સુરક્ષિત છે (તેને ઝવાલ નથી).

□

ઈશ્ક અને મુહબ્બત મૂળ હેતુ નથી બલ્કે એના વડે દુન્યવી સંબંધોને તોડવા છે; અને ઉબૂદિય્યતના માટે ઝરીયો છે. બંદો જ્યારે ગૈરે ખુદાની ગિરફતારીમાંથી મુક્ત થાય છે ત્યારે તે ખાલિસ બંદો બને છે.

વિલાયતમાં સૌથી ઉચ્ચ દરજ્જો બંદાના માટે ઉબૂદિય્યતનો મકામ છે. એનાથી આગળ તરક્કીનો બીજો કોઈ મકામ નથી.

□

# પત્ર ૩૧

## ● પ્રતિ : શૈખ સૂફી (રહ.)[1]

શૈખ સૂફી સાહબ! આપની મજલિસમાં શૈખ નિઝામુદ્દીન થાનેસરીના કોઈ દુરવેશે ફકીર[2]ના વિશે એવું બયાન કર્યું છે કે ફકીર વહદતે વુજૂદ[3]નો ઈન્કાર કરે છે. એટલા માટે આપના તરફ આ ખુલાસો લખું છું જેથી લોકો મારા વિશે ખોટી ધારણા બાંધી ન લે.

ફકીરનો એઅતિકાદ બચપનથી અહલે તૌહિદનો મશરબ[4] હતો. અને ફકીરના વાલિદ બુઝુર્ગવાર કુદ્દેસ સિર્રુહૂ જાહેરમાં એજ મશરબ પર થયા છે. અને બાતિનમાં પૂરેપૂરી દેખરેખ હોવા છતાં એ-કૈફીની તરફ મતૅબો ધરાવતા હતા. એમનો ઈશ્તિગાલ હમેશાં એજ તરીકા પર રહ્યો.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧૧
૨ ફકીર : હ. મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના માટે વિનમ્રતા દર્શાવવા 'ફકીર' શબ્દ વાપરે છે.
૩ વહદતે વુજૂદ : ફના
૪ મશરબ : પંથ, વિચારસરણી

અને 'ફકીહ'નો બેટો અરધો ફકીહ હોય છે' એ ઉક્તિ અનુસાર ફકીરને એ મશરબમાંથી ઈલ્મની રૂએ ઘણો ફાયદો અને ઘણી લિઝ્ઝત હાસિલ હતી. અહીં સુધી કે અલ્લાહ તઆલાએ કેવળ પોતાના ફઝલ અને કરમથી, ઈરશાદ અને હિદાયતના પનાહવાળા, હકીકતો અને મઆરિફના જાણકાર, પસંદીદહ દીનની તાઈદ કરનારા, અમારા શૈખ અને મૌલા, કિબ્લા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ કુદ્દેસ સિર્રુહૂની ખિદમત અને સુહબત નસીબ કરી અને તેમણે ફકીરને નકશબંદી તરીકો તાલીમ ફરમાવ્યો. અને આ મિસ્કીનની દયાજનક હાલત પર ખૂબ જ તવજ્જોહ ફરમાવી.

આ ઉચ્ચ તરીકા (નકશબંદી)ની મશ્ક (આચરણ) પછી થોડી મુદ્દતમાં તૌહિદે વુજૂદી મુન્કશિફ (જાહેર) થઈ ગઈ અને એ કશ્ફમાં હદથી વધારે તરક્કી થઈ, અને એ મકામના ઉલૂમ અને મઆરિફ ઘણાં જાહેર થયાં. અને એ મર્તબાની બારીકીઓમાંથી કદાચ જ કોઈ બારીકી રહી ગઈ હોય, જેને ફકીર પર મુન્કશિફ (જાહેર) કરવામાં આવી ન હોય.

અને શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહે અલૈહના મઆરિફની બારીકીઓને, જેવી રીતે જરૂરી હતા એ જ પ્રમાણે, જાહેર ફરમાવ્યા અને જે તજલ્લીયે ઝાતના બારામાં હઝરત શૈખે ફરમાવ્યું છે કે એનાથી આગળ ઉરૂઝ (તરક્કી) નથી, તેનાથી પણ મુશર્રફ ફરમાવ્યો. અને આ તૌહિદમાં બેહોશી અને હાલ (મસ્તી) એટલા દરજ્જે પહોંચ્યા કે હઝરત ખ્વાજા (રહ.)ને લખેલા કેટલાંક પત્રોમાં આ અશ્આર (પંક્તિઓ) લખેલાં છે :

અય દરીગા કીં શરીઅત મિલ્લતે આ'માસી અસ્ત,
શરીઅતના હુકમો પર ચાલવું એ કામ સારું નથી,

• ૧ ફકીહ : શરીઅતના ઈલ્મના ઊંડા અભ્યાસી અને જ્ઞાતા

મિલ્લતે મા કાફિરી વ મિલ્લતે તરસાઈ અસ્ત.
ઈશ્કે હકીકીથી ચઢિયાતો બીજો કોઈ મઝહબ નથી.

કુફ્રો ઈમાં ઝુલ્ફો રૂએ આં પરી ઝેબાઈ અસ્ત,
યાર (માશૂક)નું મુખ અને ઝુલ્ફ (વાળની લટ)એ જ નૂરે દિલ અને ઈમાન છે,

કુફ્રો ઈમાં હરદો અંદર રાહે મા યકતાઈ અસ્ત.
ઈશ્કમાં હક અને બાતિલનો ભેદભાવ નુકસાનકારક છે.

આ હાલત ઘણા વરસો સુધી છવાયેલ રહી. એકાએક મારી હાલત પર ખુદાની ઈનાયત થઈ અને બેચુની તેમ જ બેચગુની ના ચહેરાને ઢાંકનારા પરદાને હટાવી દીધો અને ઈત્તિહાદ તેમ જ વહદતે વુજૂદની ખબર આપનારા ઉલૂમ નષ્ટ થવા માંડયા અને એ માલૂમ પડયું કે વહદતે વુજૂદમાં જે ઉલૂમ જાહેર થયાં હતાં તેનો ઝાત અને સિફાતના ઈલ્મ સાથે કંઈ સંબંધ નથી! બલકે શરીઅતના સાચા આલીમોએ જે ઉલૂમ બયાન ફરમાવેલાં છે તે બિલકુલ સહીહ અને દુરસ્ત છે. અલ્લાહ તઆલા શરીઅતના એ આલીમોને જઝા (નેક બદલો) આપે.

□

ખુદા ખુદા છે, અને દુનિયા દુનિયા છે.
હક તઆલા બેચું અને બેચગું છે.
આલમ સરાસર[૧] ચું થી કલંકિત છે.
ચું, બેચું નથી થઈ શકતું, અને
હાદિસ,[૨] કદીમ[૩] નથી થઈ શકતું.
અક્કલ અને શરીઅત પ્રમાણે પણ હકીકતનું બદલાઈ જવું અસંભવિત છે.

● ૧ સરાસર : નખશીખ, સંપૂર્ણતઃ
૨ હાદિસ : નાશવંત, ફના થઈ જનાર
૩ કદીમ : સનાતન, અનાદિ

કહેવાનો અર્થ એ છે કે 'કશ્ફ'ની ભૂલ, 'ઈજતિહાદ'ની ભૂલનો હુકમ ધરાવે છે. એ ભૂલ મલામત[1] અને ખફગીને પાત્ર નથી; બલ્કે એના હકમાં સવાબના દરજ્જાઓમાંથી એક દરજ્જો સાબિત છે.

અલબત્ત, એટલો ફેર છે કે :

શરીઅતના મુજતહિદના મુકલ્લિદ,[2] મુજતહિદનો હુકમ ધરાવે છે અને ભૂલ થઈ જવા છતાં પણ સવાબનો એક દરજ્જો મેળવે છે.

એનાથી વિરુદ્ધ, કશ્ફવાળાઓના મુકલ્લિદ મા'ઝૂર[3] નથી અને ભૂલ થઈ જવાથી સવાબના દરજ્જાથી મેહરૂમ છે.

એનું કારણ એ છે કે ઈલ્હામ અને કશ્ફ (માત્ર પોતાના માટે જ હુજ્જત[4] છે) બીજાઓના માટે હુજ્જત નથી જ્યારે શરીઅતના મુજતહિદનો કૌલ બીજાઓના માટે (પણ) હુજ્જત છે.

(ઉપરોક્ત કારણોને લીધે) જો ભૂલનો સંભવ હોય તો, કશ્ફવાળાઓની તકલિદ કરવી જાઈઝ નથી પરંતુ શરીઅતના મુજતહિદની તકલીદ કરવી, ભૂલનો સંભવ હોય તો પણ, જાઈઝ છે; બલ્કે વાજિબ છે.



# પત્ર ૩૨

## પ્રતિ : શૈખ હિસામુદ્દીન અહમદ[5] (રહ.)

હઝરત પીર દસ્તગિર ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહે

૧ મલામતઃ ઠપકો
૨ મુકલ્લિદ : તકલીદ કરનાર, અનુયાયી
૩ મા'ઝૂર : લાચાર, વિવશ, ક્ષમાપાત્ર
૪ હુજ્જત : દલીલ
૫ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧૧૯

અલૈહની નિસ્બત વિશે આપે જાણવા માંગ્યું છે. હું શું લખું અને બીજું કોઈ (એ નિસ્બતને) શું સમજી શકશે!

□

હરેક મકામના માટે ઇલ્મ અને મઆરિફ અલગ છે. અને અહવાલ મવાજિદ જુદાં છે.

કોઈ મકામમાં ઝિક્ર અને તવજ્જોહ મુનાસિબ છે,
કોઈમાં તિલાવતે કુરઆન,
કોઈમાં નમાઝ,
કોઈમાં જઝબહ,
કોઈમાં સુલૂક,
કોઈમાં આ બંને દૌલતો (જઝબહ અને સુલૂક) મળેલી છે. અને વળી
કોઈ મકામ જઝબહ અને સુલૂક બંને માધ્યમોથી અલગ છે.

એ મકામ (જે જઝબહ અને સુલૂક બંનેથી અલગ છે તે) અત્યંત અજીબ છે.

□

એ મકામમાં હઝરાતે સહાબા રિદવાનુલ્લાહે અલૈહિમ મુમતાઝ[1] છે.

એ મકામવાળાના માટે બીજા મકામવાળાઓથી પૂરેપૂરો ઇમ્તિયાઝ[2] છે.

એ નિસ્બત અસ્હાબે કિરામ (રદિ.)ના પછી હઝરત મેહદી અલૈહિસ્સલામમાં પૂરી જલ્વાગર થશે.

એ નિસ્બત સહાબા રિદવાનુલ્લાહે અલૈહિમ અજમઈનને નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની સુહબતની બરકતથી મળી છે. અને

● ૧ મુમતાઝ : અનોખા, વિશિષ્ટતા ધરાવનારા
૨ ઇમ્તિયાઝ : તફાવત, ફેર, ભેદ,

એ નિસ્બત સહાબામાં ધીમે ધીમે કમાલે પહોંચી છે.[1]
અને શક્ય છે કે

તેઓની (હઝરાતે સહાબા રદિ.)ની પૈરવી[2]થી કોઈ ઉમ્મતીને પણ (અલ્લાહ તઆલા) એ નિસ્બતથી મુશર્રફ ફરમાવે.

# પત્ર ૩૩

## ❁ પ્રતિ : મુલ્લા હાજી મુહમ્મદ લાહોરી[3] (રહ.)

આલીમોના માટે દુનિયાની મુહબ્બત અને રગબત[4] એમના સુંદર ચહેરા પરનો કદરૂપો ડાઘ છે. મખ્લૂકાતને જો કે તેઓથી (એવા આલિમોથી) ઘણો ફાયદો પહોંચે છે પરંતુ તેઓનો ઈલ્મ તેઓના (પોતાના) માટે ફાયદાકારક નથી.

એવા આલિમો પારસના પથ્થર (પારસમણિ) સમાન છે કે બીજાને અડકતાંવેંત સોનું બનાવી દે છે પરંતુ પોતે પથ્થરનો પથ્થર રહે છે.

(એવા આલિમોની) બીજી (મિસાલ) વાંસ અને પથ્થરની આગના જેવી છે કે દુનિયા એનાથી ફાયદો ઉઠાવે છે પરંતુ તેઓ પોતાની આગથી ખુદ ફાયદો નથી ઉઠાવતા. બલકે કેટલીક વેળા વાંસ પોતાની આગથી પોતે જ નુકસાન પામે છે.

બલ્કે હું તો કહું છું કે એ ઈલ્મ તેઓના (એવા આલિમોના) નફસના માટે નુકસાનકારક છે (કારણ કે એ ઈલ્મ વડે) હુજ્જતને તેઓના ઉપર પૂરી કરી દીધી છે.

અને (એ ઈલ્મ તેઓના માટે) શાને નુકસાનકર્તા ન હોય!

૧ પરિપૂર્ણતાએ પહોંચી છે.
૨ પૈરવી : અનુસરણ, ઇત્તિબા
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૮૩
૪ રગબત : આકર્ષણ

એ ઈલ્મ જે ખુદાયે તઆલાની નઝદીક અઝીઝ[1] અને તમામ સૃષ્ટિ કરતાં શ્રેષ્ઠ છે, તેને (તેમણે) કમીની[2] દુનિયાના માલ મરતબા મેળવવાનું માધ્યમ બનાવ્યું છે!

હાં, તે આલિમો, જેઓ દુનિયાથી બે-રગબત[3] છે, અને માલ-મરતબાની મુહબ્બતથી મુક્ત છે, (તેઓ) ઉલ્માએ આખિરતમાંથી છે. અને અંબિયા અલૈહિમુસ્સલામના વારસદાર છે. કાલે, હશ્ર[4]ના દિવસે, એમની શાહી શહીદોના લોહી સાથે તોલવામાં આવશે.

કેટલાક મશાઈખ એવાં પણ છે, કે દુનિયાના બધાં કારોબાર કરે છે પરંતુ દિલમાં દુનિયાથી સંબંધ રાખતા નથી જેમ કે હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.) ફરમાવે છે કે:

> 'મેં મિના (મક્કા મુઅઝઝમા) ના બજારમાં એક વેપારીને જોયો, કે તેણે પચાસ હઝાર દીનાર[5] (વધતા-ઓછાં)નું ખરીદ-વેચાણ કર્યું, પરંતુ એક પળ પણ તેનું દિલ ખુદાથી ગાફિલ ન થયું!'

## પત્ર ૩૪

### ❁ પ્રતિ : મુલ્લા હાજી મુહમ્મદ લાહોરી (રહ.)

બંને જહાનની સઆદત[6] મળવી બંને જહાનના સરદાર હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની ઈત્તિબાઅ[7] પર આધારિત છે.

- ૧ અઝીઝ : પ્રિય, વહાલું
- ૨ કમીની : નીચ, તુચ્છ, દુષ્ટ
- ૩ બે-રગબત : નિર્લેપ, નિઃસ્પૃહ
- ૪ હશ્ર : આખિરત
- ૫ આજના હિસાબે આશરે બે લાખ રૂપિયા
- ૬ સઆદત : સૌભાગ્ય
- ૭ ઈત્તિબાઅ : અનુસરણ

જે ફિલસુફે પોતાની બસીરતની આંખમાં સાહેબે શરીઅત હઝરત સલ્લલ્લાહો અલેહે વસલ્લમની તાબેદારીનો સુરમો ન આંજ્યો, તે (ફિલસુફ) આલમે અમ્રની હકીકતથી આંધળો છે, તો પછી તેને વુજૂબના મરતબાનું ભાન શું થવાનું હતું! એની ટૂંકી દૃષ્ટિ આલમે ખલ્ક[1] પર મંડાયેલી છે અને તે પણ અપૂર્ણ.

ફિલસુફોએ જે પંચતત્ત્વ સ્થાપિત કર્યાં છે, તે સૌ આલમે ખલ્કમાં છે. નફસ અને અક્કલને જેઓ મુજર્રદાત (આલમે અમ્ર) માં ગણે છે, તે તેઓની નાદાની છે. નફસે નાતિકહ ખુદ પોતે જ નફસે અમ્મારહ છે, અને સફાઈનું મોહતાજ છે. તો આલમે અમ્રથી એને શી નિસ્બત અને તજર્રુદ (રૂહ)ને એનાથી શી મુનાસિબત !

જો આલમે અમ્રના લતીફહ-કલ્બ, રૂહ, સિર, ખફી અખ્ફા-ને પંચતત્ત્વ કહેવામાં આવે તો મુનાસિબ છે. ટૂંકી દૃષ્ટિથી, થોડીક ઠીકરીઓને ભેગી કરીને, ફિલસુફોએ એનું નામ 'જવાહર'[2] રાખ્યું છે. આલમે અમ્રના પંચ તત્ત્વોને સમજવું અને તેઓની હકીકતની જાણકારી મેળવવી હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિવસલ્લમના કામિલ તાબેદારોના ભાગ્યમાં છે.

જ્યારે આલમે સગીર[3]માં યાને ઈન્સાનમાં (પોતાનામાં) આલમે કબીર[4]નો નમૂનો છે તો આલમે કબીરમાં પણ આ પંચતત્ત્વોના મૂળ (હોવાનું) સાબિત છે.

ઈન્સાનના દિલની જેમ અર્શે મજીદ આલમે કબીરના તત્ત્વોનું પ્રાગટ્ય સ્થાન છે અને એજ મુનાસિબતના કારણે કલ્બ (દિલ)ને પણ અલ્લાહ તઆલાનો અર્શ કહે છે.

- ૧ આલમે ખલ્ક : દુનિયા, આ લોક
  ૨ જવાહર : મૂળ તત્વ,
  ૩ આલમે સગીર : નાનું જગત, માનવ શરીર
  ૪ આલમે કબીર : મોટું જગત, બાહ્ય જગત

(આલમે અમ્રના) પાંચ તત્ત્વોમાંના (કલ્બ ઉપરાંત) બાકીના તત્ત્વોના સ્થાન અર્શની ઉપર છે. આલમે કબીરમાં, આલમે ખલ્ક અને આલમે અમ્રના દરમિયાનમાં અર્શ બરઝખ[1] છે. જેમકે આલમે સગીરમાં ઈન્સાનનું દિલ આલમે ખલ્ક અને આલમે અમ્રના દરમિયાનમાં બરઝખ છે.

કલ્બ અને અર્શ (બંને) જો કે જાહેરી રીતે આલમે ખલ્કમાંથી છે, પરંતુ હકીકતમાં આલમે અમ્રમાંથી છે. અને બેચુની તેમ જ બેચગુનીમાંથી કંઈક હિસ્સો ધરાવે છે.

□

ઓલિયા અલ્લાહમાંથી જે કામિલ વ્યક્તિઓ સુલૂકના મરતબાઓને મુફસ્સલ તય કરીને નિહાયતુન્નિહાયત[2] સુધી પહોંચી ગયાં છે, તેઓએ આ પાંચ તત્ત્વોની હકીકતનું જ્ઞાન મેળવવું આવશ્યક છે.

હર ગદાયે મર્દે મૈદાં કે શવદ.
કાયર માણસ મર્દે મૈદાન (રણવીર) બની શકતો નથી.

પશ્શએ આખિર સુલયમાં કે શવદ.
શું મચ્છર હ. સુલૈમાન (અ.) સમાન બની શકે ખરું?[3]

□

આલમે અમ્રની હકીકતો જાહેર કરવાથી અટકી જવું પડે છે. હરેક શખ્સ ગર્ભિત અર્થો અને મર્મોની બારીકી સમજી શકતો નથી. (એને માત્ર) ઉલમાએ રાસેખીન સમજી શકે છે.

જાણવું જોઈએ કે આ તત્ત્વોની શરૂઆત 'સિફાતે ઈઝાફિયહ' થી થાય છે. એ વુજૂબ અને ઈમ્કાનના દરમિયાન બરઝખોની જેમ

● ૧ બરઝખ : પડદો, માધ્યમ
૨ નિહાયતુન્નિહાયત : અંતિમમાં પણ અંતિમ
૩ મચ્છરની કહયન શક્તિ અને તખ્તે સુલૈમાન (અ.) ની કહયન શક્તિમાં અમાપ તફાવત છે.

છે. એમની ઉપર 'સિફાતે ઇઝાફિયહ' છે તેની તજલ્લિયાતથી રૂહને હિસ્સો મળેલો છે. કલ્બનો સંબંધ 'સિફાતે ઇઝાફિયહ'થી છે, અને એની તજલ્લિયાતથી મુશર્રફ છે. આ ઉચ્ચ તત્ત્વોમાંથી બાકીના તત્ત્વો સિફાતે ઇઝાફિયહની ઉપર છે. એ તત્ત્વો હઝરત ઝાતે તઆલાના દાઇરહ[1]માં દાખલ છે. એટલા જ માટે આ ચારે મરતબાઓની તજલ્લિઓને 'તજલ્લિયાતે ઝાતિયહ' કહે છે. એના વિશે (કંઈ પણ) વાત કરવી ઠીક નથી.

કલમ ઈન્જા રસીદ સરબશિકસ્ત
એને બયાન કરવા માટે કલમ અસમર્થ છે.

□

**આગાહી**

મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલૈહેએ પણ આ પાંચ હિસ્સિયાત (ચેતના) ઉપરાંત બીજી પાંચ હિસ્સિયાત ફરમાવી છે :

પંજ ગૌહર દાદેમ દર દુર્જે સર,
મગજની પેટીમાં પાંચ ગૌહર (ચેતનાઓ) આપેલી છે,[2]

પંજ હિસ્સ દીગરે હમ મુસ્તતર.
ઉપરાંત બીજી પાંચ છૂપી ચેતનાઓ પણ (કલ્બમાં) આપેલી છે.

● ૧ દાઇરહ : વર્તુળ, ક્ષેત્ર, પ્રદેશ,
૨ હવે આધુનિક વૈજ્ઞાનિક સંશોધનોથી એ બાબત સિદ્ધ થયેલી છે કે જે પાંચ ચેતનાઓ છે, જોવું, સાંભળવું, સુંઘવું, સ્વાદ પારખવો, સ્પર્શજન્ય બાબતો ઓળખવી—એ બાહ્યેન્દ્રિઓ કરતી નથી બલ્કે મગજ કરે છે. દા. ત. જોવાની ક્રિયા આંખ કરતી નથી બલ્કે મગજ કરે છે. આંખ તો જોવા માટે ચશ્માની જેમ માત્ર એક સાધન છે. એ જ પ્રમાણે બીજી ચેતનાઓ વિશે પણ છે. મગજની જેમ જ અલ્લાહ તઆલાએ દિલમાં પણ પાંચ ચેતનાઓ મૂકેલી છે. મગજની ચેતનાઓને હિસ્સે જાહિર કહે છે અને દિલની ચેતનાઓને હિસ્સે બાતિન કહે છે.

પંજ હિસ્સ હસ્ત જુઝ ઈ પંજ હિસ્સ,
આ પાંચ જાહેરી હિસ્સ (ચેતના) ઉપરાંત પાંચ હિસ્સ બીજી પણ છે,

આં ચું ઝરે સુર્ખ વ ઈ હિસ્સહા ચું મસ્સ.
અને તે બાતિની હિસ્સ (આંતર ચેતના) સોના સમાન છે અને જાહેરી હિસ્સ (બાહ્ય ચેતના) તાંબા સમાન છે.

**હિસ્સે હૈવાન ગર બ દીદે આં સુવર,**
જો હૈવાનોની હિસ્સ (ચેતના) નૂરે ખુદાને અવલોકન કરી શકતી હોત તો,

**બાયઝીદે વક્ત બુદે ગાવ ખર.**
જાનવરો અને બાયઝીદ (રહ.) બંને બરાબર (સમકક્ષ) હોત.

# પત્ર ૩૫

## ❁ પ્રતિ : મુલ્લા હાજી મુહમ્મદ લાહોરી (રહ.)

સૈર અને સુલૂકનો મૂળ મકસદ દુષ્ટ નફસની સફાઈ છે, કે જેથી ખ્વાહિશો અને જૂઠાં મા'બૂદોની સાથે સંબંધ ન રહે, અને ખુદા સિવાય કોઈ મકસદ (લક્ષ્ય) ન રહે.

દીની મકસદો જો કે નેક છે અને અબરારો એને જન્નત પ્રાપ્ત કરવા માટે અને દોઝખથી બચવાના માટે કરે છે. પરંતુ મુકર્રબીન એવી નિય્યતથી અમલ કરવાને બૂરું સમજે છે.

મુકર્રબીન જે અમલ કરે છે તે રઝાએ હક (ખુદાની ખુશનુદી) ના માટે કરે છે. એમના માટે ઈલામ અને ઈન્આમ (સઝા અને જઝા) એક સરખા છે. જો (તેઓ) જન્નત ચાહે છે તો એને મકામે રઝા જાણીને ચાહે છે. અગર દોઝખથી બચે છે તો એને (ખુદાના) ગઝબની જગા જાણીને બચે છે.

ફનાએ મુત્લક દર્દીલા ઈશ્ક વિના હાસિલ થતી નથી.

□

ઈશ્ક આં શુઅલહ અસ્ત કે ચું બર ફરોખ્ત,
'ઈશ્ક' એક એવી આગ છે કે એ જ્યારે ભડકે છે ત્યારે,

હરચે જુઝ મઅશૂક બાકી જુમ્લહ સોખ્ત.
માત્ર 'માશૂક' (ખુદા) બાકી રહે છે અને બાકીના તમામને બાળીને ભસ્મ કરી નાંખે છે.

તૈગે 'લા' દર કત્લે ગૈરે હક બ રાન્દહ,
ગૈરે હકને કતલ કરવા માટે 'લા'[1] (નથી)ની તલવાર ચલાવ,

દર નિગર આં પસ કે બઅદ અઝ 'લા' ચે માન્દ.
અને 'લા'ની તલવાર ચલાવ્યા પછી જે કંઈ બાકી રહે તેને જો.

માન્દ 'ઈલ્લલ્લાહ' બાકી જુમ્લહ રફ્ત,
'ઈલ્લલ્લાહ' બાકી રહ્યો અને બાકીના તમામ વિદાય થયા,

શાદ બાશ અય ઈશ્ક શિર્કત સોઝ રફ્ત.
શિર્કને સળગાવીને રાખ કરનારા હે ઈશ્ક! તને ધન્ય છે.

# પત્ર ૩૬

## ❁ પ્રતિ : મુલ્લા હાજી મુહમ્મદ લાહોરી (રહ.)

શરીઅતના ત્રણ ભાગ છે. ઈલ્મ, અમલ અને ઈખ્લાસ. જ્યાં સુધી આ ત્રણે ભાગ દુરસ્ત ન થાય ત્યાં સુધી શરીઅત પ્રાપ્ત થતી નથી.

• ૧ અહીં કલમએ તૈયિબા 'લાઈલાહ ઈલ્લલ્લાહ' નાં 'લા' તરફ ઈશારો છે. (અર્થ : કોઇ અલ્લાહ નથી, પરંતુ એક અલ્લાહ છે.) મતલબ કે એક અલ્લાહ સિવાય બાકીના તમામનો ઈન્કાર કરો.

સૂફીઓને માર્ગમાં જે અહવાલ અને મવાજીદ, ઉલૂમ અને મઆરિફ હાસિલ થાય છે તે મૂળ મકસદ નથી. બલ્કે વહેમ અને ખ્યાલાત છે, જેના વડે તરીકતના બાળકોની તરબિયત કરવામાં આવે છે.

□

તરીકત અને હકીકતની મંઝિલો તય કરવાનો (મૂળ) મકસદ એ છે કે (ઈખ્લાસ હાસિલ થઈ જાય) જે 'રઝા'ના મકામના માટે જરૂરી છે. ત્રણ પ્રકારની તજલ્લિઓ અને આરિફાનહ મુશાહિદાઓમાંથી પસાર કરીને હઝારોમાંથી કોઈક એક ને 'ઈખ્લાસ' અને 'રઝા'ના મકામની દૌલત સુધી પહોંચાડે છે.

□

અણુસમજુ લોકો અહવાલ અને મવાજીદને અસલી મકસદ સમજે છે. તેમ જ મુશાહિદાઓ અને તજલ્લિઓને અસલ મતલબ ખ્યાલ કરે છે. એટલા જ માટે વહેમ અને ખ્યાલાતની કેદમાં ગિરફતાર રહે છે અને શરીઅતના કમાલાતથી મેહરૂમ થઈ જાય છે.

હાં, ઈખ્લાસના મકામને હાસિલ કરવાનો અને 'રઝા'ના મરતબા સુધી પહોંચવાનો સંબંધ અને આધાર આ અહવાલ અને મવાજીદના તય કરવા પર અને આ ઉલૂમ તેમ જ મઆરિફના સાબિત થવા પર છે. અને બાકીની વાતો ધ્યેયને પ્રાપ્ત કરવા માટે માધ્યમ છે.

□

આ મતલબની હકીકત હઝરત હબીબે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમના તુફૈલથી ફકીર[1] પર દસ વરસ પછી જાહિર થઈ છે!

● ૧ ફકીર : હ. મુજદ્દિદ સાહબ (રહ.) પોતાના માટે વિનમ્રતા દર્શાવવા 'ફકીર' શબ્દ વાપરે છે.

# પત્ર ૩૭

## ❀ પ્રતિ : શૈખ મુહમ્મદ ખૈરી[૧] (રહ.)

નકશબંદી તરીકો 'અકસીર'[૨] સમાન છે. અને સુન્નતનું પાલન એમાં જરૂરી છે.

□

ઉલૂમ અને મઆરિફ વસંતના વાદળોની જેમ (મારા પર) વરસતા રહ્યા, અને જે કામો હતા તે તમામ પૂર્ણતાએ પહોંચ્યા. હવે ઈત્તિબાએ સુન્નત[૩] સિવાય બીજી કોઈ આરઝૂ બાકી નથી.

□

આપે પોતાના બાતિન (અંતર)ને હઝરાતે ખ્વાજગાન કુદ્દેસ સિર્રુહૂમની નિસ્બતથી મા'મૂર (આબાદ) રાખવું જોઈએ અને ઝાહિર (બાહ્ય)ને નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની તાબેદારીથી આભુષિત અને શણગારેલ રાખવું જોઈએ.

કાર ઈ અસ્ત, ગૈરે ઈ હમહ હેચ
ખરું કામ આ છે, એ સિવાય બાકીનું બધું તુચ્છ છે.

# પત્ર ૩૮

## ❀ પ્રતિ : શૈખ મુહમ્મદ ખૈરી (રહ.)

જે કંઈ હક તઆલાની ઝાતે બહત (ખાસ ઝાત)ના સિવાય છે, તેની તા'બીર (ગણના) ગૈર[૪]માં કરવામાં આવી છે, ભલેને અસ્મા[૫] અને સિફાત[૬] હોય !

□

- ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૮૧
૨ અકસીર : ગમે એવી અસાધ્ય વસ્તુને સાધ્ય કરવા માટેનો ઉપાય
૩ ઈત્તિબાએ સુન્નત : સુન્નતનું અનુસરણ, સુન્નતનું પાલન કરવું
૪ ગૈર : ગૈરૂલ્લાહ, અલ્લાહ સિવાયની તમામ ચીજો
૫ અસ્મા : અલ્લાહ તઆલાના મુબારક નામો
૬ સિફાત : અલ્લાહ તઆલાની મુબારક સિફતો

કેટલાંક સાલિકોએં નિહાયત મનસઅસુધી પહોંચ્યા વગર ચું ને બેચું ખ્યાલ કર્યો છે. અને તેથી શુહૂદ તેમ જ મા'રિફતને અસરકારક સમજ્યા છે.[2]

□

ઉલ્માના મુકલ્લિદ, અફ્રાદાઓમાં કેટલાયે દરજ્જે બેહતર છે, કારણ કે એમની તકલીદ (અનુસરણ) નૂરે નબુવ્વત, કુરઆન અને હદીસથી છે, જેમાં ભૂલ-ચૂક થવાનો જરાય સંભવ નથી. નાકિસ લોકોનું અનુસરણ ગૈર સહીહ યાને ગલત કશ્ફ છે.[3]

બે બીં તફાવુતે રાહ અઝ કુજાસ્ત તા બ કુજા
જુઓ! બંને માર્ગોનો તફાવત ક્યાંથી ક્યાં સુધી છે!

□

કોઈ બેવકૂફ એ ખ્યાલ ન કરે કે મા'રિફતમાં આમ અને ખાસ, મુબતદી[4] અને મુનતહી[5] એક સરખા છે. મુબતદીને માત્ર ઈલ્મ જ ઈલ્મ છે. અને મુન્તહીને ઈલ્મ અને મા'રિફત (બંને) છે. મા'રિફત ફના અને બકા સિવાય હાસિલ નથી થતી. હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :

હૈચ કસરા તા ન બાશદ ઈ ફના,
જ્યાં સુધી કોઈને આ 'ફના' થતી નથી,

- ૧ સુલૂક તય કર્યા વગર
- ૨ કેટલાક નાકિસ સાલિકો ઇન્તિહા સુધી પહોંચ્યા વગર ચું (ગૈરૂલ્લાહ)ને બેચું (અલ્લાહ) સમજી બેઠા અને શુહૂદ તથા મઆરિફને ખુદાની ઝાત સુધી પહોંચવામાં અસરકારક સમજ્યા જો કે ત્યાં સુધી જહલ સિવાય કંઈ પણ નથી.
- ૩ કારણ કે કશ્ફમાં ભૂલ થવાનો ઘણો સંભવ છે. મતલબ કે જો કોઈ નાકિસ પીર પોતાના કશ્ફના આધારે શરીઅતના ખિલાફ કોઈ વાત કહે તો તેનું અનુસરણ કરવું ન જોઈએ.
- ૪ મુબતદી : સુલૂકની ઈબ્તિદા (શરૂઆત) કરનાર
- ૫ મુનતહી : સુલૂકની ઈન્તિહા (અંત) સુધી પહોંચનાર

નેસ્ત રહ દર બારગાહે કિબ્રિયા.

ત્યાં સુધી તેને અલ્લાહની બારગાહનો માર્ગ મળતો નથી.

અને એજ મા'રિફતને 'ઈંદરાકે બસીત' કહે છે. અને જ્યારે 'ફના'માં મરતબાઓ મુખ્તલિફ છે, તો મુન્તહીઓના મરતબાઓમાં પણ ફઝીલત હશે.

આગાહી :

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :

વાસિલાં ચું ગર્કે ઝાત અંદ અય પિસર,
અલ્લાહવાળાઓ અલ્લાહની ઝાતમાં ફના થયેલાં છે.

કે કુનંદ અંદર સિફાતે ઉ નઝર!
તો પછી તેઓ તેની સિફાતમાં શું નિહાળે!

## પત્ર ૩૯

### ❁ પ્રતિ : શૈખ મુહમ્મદ ખૈરી (રહ.)

કામનો દારોમદાર[1] કલ્બ પર છે. અગર કલ્બ હક તઆલા સિવાય ગૈરની તરફ ગિરફતાર છે, તો ખરાબ અને દુષ્ટતર છે. માત્ર જાહેરી આમાલ અને રસ્મી ઈબાદતોથી કંઈ થતું નથી. અને એજ પ્રમાણે જે આમાલોના માટે શરીઅતે હુકમ આપેલો છે, એના કરવા વગર, કલ્બની સલામતીનો દાવો કરવો ગલત છે.

## પત્ર ૪૦

### ❁ પ્રતિ : શૈખ મુહમ્મદ ખૈરી (રહ.)

સુલૂક અને જઝબહની મંઝિલોને તય કરવાનો મંશા[2] અને મકસૂદ[3] માત્ર ખુલૂસ હાસિલ કરવાનો છે. એટલે તરીકત અને

• ૧ દારોમદાર : આધાર ૨ મંશા : હેતુ, આશય
૩ મકસૂદ : ધ્યેય, લક્ષ્ય

હકીકત બંને શરીઅતના ત્રીજા ભાગ ઈખ્લાસની તકમીલ[1] માટે શરીઅતના ખાદિમો છે.[2]

## પત્ર ૪૧

● પ્રતિ : શૈખ દુર્વેશ[3] (રહ.)

અલ્લાહ તઆલા હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની સુન્નતની પૈરવી નસીબ કરે! હબીબનું હરેક કાર્ય મેહબૂબ હોય છે. એટલે જે કોઈ પૈરવી કરશે, તે પણ હેસિયત પ્રમાણે મેહબૂબ થશે. અને એનું કાર્ય કબૂલ કરવાને કાબિલ થશે. સુન્નતની ખિલાફ કોઈ કાર્ય કબૂલ થવાને કાબિલ નથી.

□

ઝાહિર અને બાતિનમાં વાલ બરાબર મુખાલિફત નથી. દાખલા તરીકે ઝબાનથી જૂઠું ન બોલવું શરીઅત છે, અને દિલમાંથી જૂઠનો ખતરો (આશંકા) દૂર કરવી તરીકત તેમજ હકીકત છે. અગર જૂઠું ન બોલવું બ-તકલ્લુફ[4] છે તો તરીકત છે અને અગર બિલા તકલ્લુફ[5] હાસિલ છે તો હકીકત છે.

□

સૂફીઓથી શરીઅતથી ખિલાફ જે વાતો થઈ છે તે સુકર (મસ્તી)ના કારણે થઈ છે.

□

સિદ્દીકિય્યતનો મકામ, વિલાયતના તમામ મકામો કરતાં ઉચ્ચતર છે. એનાથી આગળ 'મકામે નબુવ્વત'નો મરતબો છે.

● ૧ તકમીલ : પરિપૂર્ણતા
૨ પત્ર નં. ૩૬માં આવી ગયું છે તેમ શરીઅતના ત્રણ ભાગ છે (૧) ઈલ્મ (૨) અમલ (૩) ઈખ્લાસ
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૫૫
૪ બ-તકલ્લુફ : પ્રયત્નપૂર્વક, સઆયાસ
૫ બિલા તકલ્લુફ : પ્રયત્ન વગર, અનાયાસ, આપોઆપ

સિદ્દીકિય્યત અને નબુવ્વતના મરતબામાં એ ફેર છે કે નબુવ્વતમાં વહી નાઝિલ થાય છે અને સિદ્દીકને ઈલ્હામ થાય છે. એટલે સિદ્દીકિય્યતના મકામમાં પહોંચ્યા પછી શરીઅત અને તરીકતમાં કોઈ ફરક અને મુખાલિફત રહેતી નથી. સિદ્દીકિય્યતના મકામમાં સહવએ તા'મ[1] છે. બાકીના મકામ સુકર (મસ્તી)થી ખાલી નથી.

આ બંને ઉલૂમો વચ્ચેનો બીજો તફાવત એ છે કે:

વહીમાં ચોક્કસતા છે અને ઈલ્હામમાં અચોક્કસતા છે કારણ કે વહી ફરિશ્તાના ઝરીયાથી છે અને ફરિશ્તા માસુમ છે, એમનામાં ખતા (ભૂલ)નો સંભવ નથી.

ઈલ્હામ જોકે ઉચ્ચ સ્થાન ધરાવે છે—જેને કલ્બ કહે છે, અને કલ્બ આલમે અમ્રમાંથી છે, પરંતુ કલ્બનો અક્લ અને નફસની સાથે એક પ્રકારનો સંબંધ સાબિત છે; અને નફસ જોકે 'તઝકિયહ' (સફાઈ) થવા પછી મુતમઈન્નહ (સંતોષિત) થઈ જાય છે, પરંતુ પોતાની સિફાત (દુર્ગુણો)ને હરગીઝ બદલતો નથી એટલાજ માટે 'ઈલ્હામ'ના આ મકામમાં ખતા (ભૂલ) થવી સંભવિત છે.

'નફસ'ના મુતમઈન્નહ (સંતોષિત) થઈ જવા છતાં એની સિફાત (દુર્ગુણો) બાકી રાખવામાં ઘણા ફાયદા છે. જો નફસને સિફાતના જાહેર કરવાથી બિલકુલ રોકી લેવામાં આવે તો તરક્કીનો રસ્તો બંધ થઈ જાય અને રૂહ ફરિસ્તાનો હુકમ પૈદા કરી લે (ફરિશ્તાઓ જેવી બની જાય) અને પોતાના મકામમાં સ્થગિત થઈ જાય, કારણ કે નફસની મુખાલિફત તરક્કીના હાસિલ થવાનો સબબ છે. જો નફસમાં મુખાલિફત ન રહે તો તરક્કી કેવી રીતે થશે?!

હઝરત સરવરે કાયેનાત અલૈહિસ્સલાતો વસ્સલામ જ્યારે કુફ્ફારના જિહાદથી પાછા તશરીફ લાવ્યા તો આપે ઈરશાદ

• ૧ સહવએ તા'મ : સંપૂર્ણ સમાનતા

ફરમાવ્યો :

رجعنا من الجهاد الاصغر الى الجهاد الاكبر

'આપણે નાના જિહાદથી મોટા જિહાદ તરફ પાછા ફર્યા છીએ'

નફસના જિહાદને 'અકબર' (મોટો) ફરમાવ્યો. કસૂર (અપરાધ)ની હાલતમાં નફસની નદામત, પશેમાની, ઈલ્તેજા, આજિઝી એવી હોય છે કે એક વરસનું કામ, એક કલાકમાં હાસિલ થાય છે!

# પત્ર ૪૨

## ❀ પ્રતિ : શૈખ દુર્વેશ (રહ.)

જ્યાં સુધી ઈન્સાનનું કલ્બ પરાગંદહ (ગૈરુલ્લાહ સાથેના) સંબંધોથી દુષિત (ગંદુ) છે ત્યાં સુધી મેહરૂમ અને વિખૂટું છે. દિલની હકીકતે જામેઅના આયનામાંથી ગૈરૂલ્લાહની મુહબ્બતનો કાટ દૂર કરવો જરૂરી છે અને કાટ દૂર કરવાની સૌથી બેહતર ચીઝ હબીબે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની સુન્નતની ઈત્તિબા (પૈરવી) છે.

# પત્ર ૪૩

## ❀ પ્રતિ : શૈખ ફરીદ[1] (રહ.)

સુફીઓને માર્ગમાં જે તૌહિદ હાસિલ થાય છે તે બે પ્રકારની છે: તૌહિદે વુજૂદી અને તૌહિદે શુહૂદી.

તૌહિદે શુહૂદી એ છે કે સાલિકને એક (ખુદાની) ઝાતના સિવાય બીજું કંઈ મશહૂદ (દષ્ટિગોચર) થતું નથી.

તૌહિદે વુજૂદીમાં એક મોજૂદને જાણવું અને એના ગૈરને નાબૂદ સમજવું, અને ગૈરને માલૂમ જાણવા છતાં એનો મઝહર અને જલ્વાગાહ (પ્રાગટ્ય સ્થાન) ખ્યાલ કરવું છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૬૧

આમ, તૌહિદે વુજૂદી 'ઈલ્મુલ યકીન'ના પ્રકારમાંથી છે, અને 'તૌહિદે શુહૂદી' 'ઐનુલ યકીન'ના પ્રકારમાંથી છે.

તૌહિદે શુહૂદી આ રસ્તામાં જરૂરી છે. કારણ કે ગલ્બાની હાલતમાં એક (ખુદાની) ઝાત સિવાય, તેને બીજું કંઈ દેખાતું નથી. દાખલા તરીકે કોઈને સૂરજનો ઈલ્મ[૧] છે તો સૂરજનો આ ઈલ્મ તારાઓના વુજૂદને બેવુજૂદ નથી કરી શકતો. પરંતુ જે સાક્ષાત સૂરજને જોઈ રહ્યો છે તેની 'ઐનુલ યકીન'ની નિગાહમાં તારાઓનું વુજૂદ નેસ્ત અને નાબૂદ છે.

હઝરત બાયઝીદ બુસ્તામી અને મન્સૂર હલ્લાજ રહમતુલ્લાહે અલૈહિમે 'ઐનુલ યકીન'ના હાલના ગલ્બામાં કહ્યું હતું કે :

**'સુબ્હાની મા આઝમ સાની'**
પાક છે મારી ઝાત! કેટલી મહાન છે મારી શાન!

**'અનલ હક'**
હું ખુદા છું.

હાલના ગલ્બા વેળા જ્યારે તેઓને પોતાનું અને ખલ્કનું વુજૂદ ન દેખાયું, અને માત્ર એક 'રબ' (પરવરદિગાર)ની ઝાત દેખાઈ, ત્યારે, તેઓએ આ શબ્દો ઉચ્ચારેલા છે. જો પોતાની ઝાતને જોતે અને છતાં આ શબ્દો ઉચ્ચારતે તો કુફ્ર હતું.

જ્યારે (સાલિક) 'ઐનુલ યકીન'ના આ મકામથી (આગળ તરક્કી કરીને) 'હકકુલ યકીન'માં પહોંચે છે ત્યારે કંઈ પણ મુખાલિફત બાકી રહેતી નથી. (અહીં) એમનો ઈલ્મ ઐન ઈલ્મે શરીઅત હોય છે, જેમાં ક્ષતિ કે ભૂલની બિલકુલ ગુંઝાઈશ નથી.

□

શરીઅતને પોતાની જગાએ કાયમ રાખીને હકીકતને તલબ કરવી, એ બહાદુરોનું કામ છે.

□

● ૧ ઈલ્મ : ખબર, જાણ, માહિતી

મારા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) પણ શરૂઆતમાં તૌહિદે વુજૂદીનો મશરબ[1] ધરાવતા હતા. તે પછી અલ્લાહ તઆલાએ તેમને આ સાંકડી શેરીમાંથી મુક્ત કરીને તરક્કી અર્પણ કરી. આખિર વક્તમાં આપે ફરમાવ્યું :

> તૌહિદ કૂચએ તંગ અસ્ત, શાહ રાહ દીગર અસ્ત.
> તૌહિદ[2] તો સાંકડી શેરી છે, વિશાળ રાજમાર્ગ તો બીજો છે.[3]

## પત્ર ૪૪

### ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

- હઝરત મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ અલ્લાહના રસૂલ છે.
- આપ (સલ.) હઝરત આદમ અલૈહિસ્સલામની ઔલાદના સરદાર છે.
- આપ (સલ.) કિયામતના દિવસે બીજા લોકોની તુલનામાં વધારે તાબેદારી કરનારાઓમાંથી હશે.
- આપ (સલ.) અલ્લાહ તઆલાની નઝદીક સૌ અવ્વલીન અને અખિરીનનો કરતાં બુઝુર્ગ છે.
- આપ (સલ.) પહેલાં હશે જેઓ કબ્રથી નીકળશે.
- આપ (સલ.) પહેલા હશે જેઓ શફાઅત કરશે.
- આપ (સલ.) પહેલાં હશે જેઓ જન્નતનો દરવાજો ખટખટાવશે; અને અલ્લાહ તઆલા આપના માટે દરવાજો ખોલી દેશે.

● ૧ મશરબ : વિચારસરણી
૨ તૌહિદ : 'ફના'નો મકામ
૩ 'ફના' તો વિલાયતનું પ્રાથમિક પગથિયું છે. એનાથી આગળનો માર્ગ ઘણો વિશાળ છે,

○ આપ (સલ.) કિયામતના દિવસે હમ્દના ઝંડાધારી હશે જેના નીચે આદમ (અ.) અને તમામ અંબિયા અલૈહિમુસ્સલામ હશે.

□

આપ (સલ.) તે ઝાતે મુબારક છે, જેમણે ફરમાવ્યું છે કે : 'કિયામતના દિવસે હું જ આખિરીનમાં છું અને હું જ આગળ વધનારો છું પરંતુ હું આ વાત ફખ્રથી નથી કહેતો. હું અલ્લાહનો દોસ્ત છું અને હું પૈગમ્બરોનો સરદાર છું; પરંતુ (મને એનો) કંઈ ફખ્ર નથી.

હું નબીઓમાં અંતિમ નબી છું; પરંતુ (મને એનો) ફખ્ર નથી. હું મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુલ મુત્તલીબ છું. જ્યારે અલ્લાહ તઆલાએ ખલ્ક્ત (સૃષ્ટિ)નું સર્જન કર્યું. ત્યારે તેમાંથી બેહતર ખલ્કતમાં મને પૈદા કર્યો.

પછી એના બે ગિરોહ (સમૂહ) બનાવ્યા અને મને એમાંથી સરસ ગિરોહમાં બનાવ્યો.

પછી એમના કબીલા બનાવ્યા અને મને એમાંથી બેહતર કબીલામાં બનાવ્યો.

પછી એમને ઘરોમાં વહેંચી નાંખ્યા અને મને એમાંથી સરસ ઘરવાળામાં પૈદા કર્યો.

આ પ્રમાણે નફસ (હકીકત અને પૈદાઈશ)ની રૂએ તેમ જ ઘરની રૂએ તેઓ બધાં કરતાં હું બેહતર છું.

હું સર્વે લોકોના કરતાં પહેલો નીકળીશ, જ્યારે તેમને કબરોમાંથી કાઢવામાં આવશે.

હું તેઓનો માર્ગદર્શક છું, જ્યારે તેઓને અલગ અલગ સમૂહોમાં વહેંચી નાખવામાં આવશે.

હું તેઓનો ખતીબ[1] છું જ્યારે તેઓને ચુપ કરી દેવામાં આવશે.

● ૧ ખતીબ : વકીલ, પ્રવક્તા

હું તેઓનો શફીઅ[1] છું જ્યારે તેઓને રોકવામાં આવશે.

હું તેઓને ખૂશખબરી આપનારો છું જ્યારે તેઓ નાઉમ્મીદ થઈ જશે.

કરામત અને જન્નતની ચાવીઓ તેમ જ હમ્દનો ઝંડો તે દિવસે મારા હાથમાં હશે.

હું અલ્લાહ તઆલાની નઝદીક આદમની તમામ ઔલાદના કરતાં બુઝુર્ગ છું.

હજાર ખાદિમ મારી ફરતે ફરશે જેઓ ખૂશનૂમા પાણીદાર મોતીઓ સમાન હશે. (યાને હૂર અને ગિલ્માન[2])

કિયામતના દિવસે હું નબીઓનો ઈમામ અને તેઓનો ખતીબ તેમ જ તેઓનો શફાઅત કરનારો હોઈશ પરંતુ મને એ વાતનો ફખ્ર નથી.'



- અગર હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામની પાક ઝાત ન હોત તો અલ્લાહ તઆલા ખલ્કત (સૃષ્ટિ)ને પૈદા ન કરતે. અને પોતાની રુબુબિય્યત[3]ને જાહેર ન કરતે.

- હઝરત આદમ અલૈહિસ્સલામ પાણી અને માટીમાં હતા અર્થાત હજી પૈદા પણ થયા ન હતા ત્યારે આપ (સલ.) નબી હતા!

**ન માનદ બ ઈસ્યાન કસે દર ગિરવ,**
ગુનાહોના કારણે તેની (મુસલમાનની) ધરપકડ કરવામાં ન આવશે;

1 શફીઅ : શફાઅત કરનાર
2 ગિલ્માન : ગુલામ શબ્દનું બહુવચન: જન્નતના ખાદિમો
3 રુબૂબિય્યત : પરવરદિગાર હોવાની સિફત

કે હાદઈ ચુનીંન સૈયદે પેશરવ.
કારણ કે તેના સરદાર અને માર્ગદર્શક આવા (મહાન) નબી (સલ.) છે.

એટલે આવા પેગમ્બર અલૈહિસ્સલામની તસ્દીક કરનારા, તમામ ઉમ્મતો કરતાં બેહતર છે. અને આપ (સલ.)ને જૂઠલાવનારા આદમની તમામ ઔલાદમાં બદતરીન છે. 'અસ્હાબે કહ્ફ[1]'એ આટલો મોટો દરજ્જો માત્ર એક જ નેકીના કારણે મેળવ્યો છે. અને હઝરત રસૂલે પાક અલૈહિસ્સલાતો વસ્સલામ અલ્લાહુ તઆલાનાં મેહબૂબ છે. તો હુઝૂર (સલ.)ના તાબેદાર પણ આપ (સલ.)ની તાબેદારીના કારણે મેહબુબિયતના દરજ્જા સુધી પહોંચી જાય છે !

મુહમ્મદ અરબી (સલ.) કે આબરૂએ હર દો સરા અસ્ત
હુઝૂર (સ.) બંને જહાંનની આબરૂના વસીલા છે;

કસે કે ખાકે દરશ નેસ્ત ખાક બર સરે ઉ.
જે આપ (સલ.)ના આંગણની ધૂળ બનવા તૈયાર નથી તેના માથામાં ધૂળ પડે.

## પત્ર ૪૫

### પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

اَلْمَرْءُ مَعَ مَنْ اَحَبَّ

ઈનસાન તેની સાથે છે જેની સાથે તે મુહબ્બત ધરાવે છે.

અનુસાર ખુદાના દોસ્ત, ખુદાની સાથે છે. જોકે શારીરિક સંબંધ આ મઈય્યત[2] અને ઈત્તિસાલ[3]ની વચ્ચે એક પ્રકારની

● ૧ અસ્હાબે કહ્ફ : કુરઆન શરીફમાં ૧૫માં પારામાં સૂરએ 'કહ્ફ'માં એનો ઉલ્લેખ છે.
૨ મઈય્યત : સંગાથ, સહવાસ, સહચાર
● ઈત્તિસાલ : મિલન

આડ છે. પરંતુ મોતના પછી 'કુર્બ દર કુર્બ' (નઝદીકમાં નઝદીક) અને 'ઈત્તિસાલ દર ઈત્તિસાલ' છે.

الموتُ جِسرٌ يوصِلُ الحبيبَ الى الحبيبِ

મોત એક પુલ છે જે એક દોસ્તને
બીજા દોસ્ત સાથે મેળવે છે.

□

નફસે નબાતીયહની નિસ્બત અહલે બૈતની જેમ છે. ઈન્સાન જેવી રીતે બાતિની જમઈય્યત[1]નો મોહતાજ છે, એજ પ્રમાણે જાહેરી જમઈય્યતની પણ એને જરૂરત છે. બલકે એ જરૂરત અગ્ર ક્રમે છે. બલકે તમામ મખ્લુકાત (સૃષ્ટિ)માં ઈન્સાન વધારે મોહતાજ છે.

આ જરૂરતોનો વધારો તેને તેની જામેઈય્યત[2]ના કારણે છે. અને જે કંઈ બધાંના માટે જરૂરી છે, તે તેના માટે જરૂરી છે. અને જે જે ચીઝનો એ મોહતાજ છે, તેની સાથે એનો સંબંધ પણ છે. એટલે એના સંબંધો સૌથી વિશેષ છે. અને પ્રત્યેક સંબંધ ખુદાની તરફથી મુખ ફેરવવાનું નિમિત્ત છે. એટલે એ રીતે તમામ મખ્લુકાતમાં (સકળ સૃષ્ટિમાં) વધારે વંચિત (મેહરૂમ) ઈન્સાન છે.

**પાયહ આખિર આદમ અસ્ત વ આદમી,**
રૂત્બએ ઈન્સાન હય સબસે અખીર,

**ગશ્ત મહરૂમ અઝ મકામે મહરમી.**
ઈસ લિયે મહરૂમતર હય વહ ફકીર,

**ગર ન ગર્દદ બાઝ મિસ્કીન ઝીં સફર,**
ગર ન લૌટે ઈસ સફરસે વહ ગદા,

● ૧ જમઈય્યત : સંતોષ, પરિતોષ, એકાગ્રતા
૨ જામેઈય્યત : સર્વગુણસંપન્નતા

નેસ્ત અઝુવે હેચ કસ મહરૂમતર.
હબ ફિર ઈસકે હાલ પર વા હસરતા.

જો કે તમામ મખ્લૂકાતમાં એ (ઈન્સાન) અફઝલ અને અશરફ હોવાનું કારણ પણ એ જ જામેઈય્યત છે. એટલા માટે કે એનો આયનો સંપૂર્ણ અને કામિલ છે અને જે કંઈ તમામ મખ્લુકાત (સકળ સૃષ્ટિ)ના આયનામાં જાહેર છે તે એના એક જ આયનામાં રોશન છે. એટલે આ કારણે તમામ મખ્લૂકાતના કરતાં બેહતર અને ચઢિયાતો ઈન્સાન છે અને બધાં કરતાં બદતર પણ એ જ ઈન્સાન છે.

## પત્ર ૪૬

### ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

અલ્લાહ તઆલાની વહદાનિય્યત અને નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની રિસાલત બદીહી[1] છે. દલીલ અને પ્રમાણની મોહતાજ નથી, એ શર્ત કે કુવ્વતે મુદરિકહ[2] બાતિની મર્ઝોથી સલામત હોય.

દાખલા તરીકે પિત્તવાળો આદમી જ્યાં સુધી પિત્તના વ્યાધિમાં સપડાયેલો છે (અને એના કારણે એનું મોઢું કડવું થઈ ગયેલું છે) ત્યાં સુધી કંદ અને મૂળની મીઠાશ એના માટે દલીલની મોહતાજ છે. પરંતુ એ વ્યાધિમાંથી મુક્ત થયા પછી કોઈ દલીલની જરૂરત નથી.

બીચારો ત્રાસી આંખવાળો માણસ, જેને એક શખ્સના બદલે બે શખ્સ દેખાય છે, તે મા'ઝૂર છે. એટલે એ જ પ્રમાણે યકીની ઈમાન હાસિલ કરવાના માટે દિલના રોગોને દૂર કરવું જરૂરી છે.

● ૧ બદીહી : સ્વયં સિધ્ધ, આપોઆપ સાબિત થયેલી
૨ કુવ્વતે મુદરિકહ, : સોચવા-સમજવાની શક્તિ
૩ બાતિની મર્ઝો : આંતરિક રોગો, કુફ્ર, શિર્ક, નિફાક વગેરે

અગર નફસની સફાઈ વિના ઈમાન છે, તો એ માત્ર જાહેરી રસ્મ પ્રમાણેનું (પ્રણાલીગત ઈમાન છે) કારણ કે 'નફસે અમ્મારહ'[૧] એના બિલકુલ ખિલાફ છે. અને 'અમ્મારગી'[૨]ના રોગમાં સપડાયેલું છે. અને સફરાવી બુખાર (પિત્ત જ્વર)ની જેમ સ્વાદ પારખી શકતું નથી. એટલા માટે એની સફાઈ જરૂરી છે કે જેથી એનો મર્ઝ (રોગ) દૂર થાય અને હકીકી યકીન નસીબ થાય અને એ પ્રકારનું ઈમાન ઝવાલ (પતન)થી સુરક્ષિત છે.

## પત્ર ૪૭

### ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

બાદશાહની નિસ્બત જહાન (દુનિયા)ની સાથે એવી છે, જેવી દિલની નિસ્બત બદન (શરીર)ની સાથે છે. જો દિલ સારું છે તો બદન પણ સારું છે; જો દિલ બગડી જાય તો બદન પણ બગડી જાય.

## પત્ર ૪૮

### ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

અત્યારે ઈસ્લામનો બાદશાહ છે એટલે ખુદા એને કાયમ રાખે. અને તૌફિક આપે કે શરીઅતના અહકામ (આદેશો)ની તરક્કી કરે કારણ કે અંબિયા અલૈહિમુસ્સલામ એ જ શરીઅતના માટે દુનિયામાં તશરીફ લાવ્યા છે.

## પત્ર ૪૯

### ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

જાહેરી દૌલત એ છે કે શરીઅતથી આભૂષિત હોય, અને બાતિન એ છે કે દિલને ખુદાની મુહબ્બત સિવાય ગૈરની મુહબ્બતથી પાક રાખવામાં આવે.

● ૧ નફસે અમ્મારહ : બૂરાઈ કરવા પ્રેરતું દુષ્ટ મન.
૨ અમ્મારગી : દુષ્ટતા, બૂરાઈ તરફની પ્રેરણા.

# પત્ર ૫૦

● પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

દુનિયા જાહેરમાં ઘણી મીઠી છે, અને અંદરથી ઘણી ખરાબ છે અને કાતિલ ઝેર છે. એનો મકબૂલ અપમાનીન (થાય છે) અને એનો પ્રેમી પાગલ છે.

# પત્ર ૫૧

● પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

બિચારા મુસલમાનો આજકાલ ભારે પરેશાનીમાં ડૂબેલાં છે. અગર આપ મદદ ફરમાવો તો આ હદીસ પ્રમાણે અજ્ર અને સવાબને લાયક થશો :

'મારા અહલે બૈત (કુટુંબીજનો) નૂહ (અલ.)ની કિશ્તી સમાન છે. જે એમાં આવી ગયો તે ડૂબવાથી બચી ગયો.'

# પત્ર ૫૨

● પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

'નફસે અમ્મારહ' માનવીય મુહબ્બત માન મરતબા અને સત્તા-અધિકાર પર પૈદા કરવામાં આવ્યો છે. અને એનું ધ્યેય એ છે કે પોતાના સમકક્ષોમાં ઉચ્ચતા (મોટાઈ) મેળવે અને તમામ મખ્લૂકાત એની મોહતાજ અને એના તાબે રહે અને પોતે કોઈનો મોહતાજ ન રહે. અનન્ય ખુદાની સાથે એ ખુદાઈની શિર્કતનો દાવો ધરાવે છે. હદીસે કુદસીમાં આવ્યું છે કે :

'પોતાના નફસને દુશ્મન ગણ, કારણ કે એ મારી દુશ્મની પર ખડો છે.'

દમીની[1] દુનિયા હાસિલ થાય ત્યારે નફસની આરઝૂઓ પૂરી

● ૧ દમીની : તુચ્છ, દુષ્ટ

થાય છે. એટલા જ માટે નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમને ફકીરી પર ફખ્ર હતો કારણ કે એમાં નફસની નામુરાદી છે.

અંબિયા અલૈહિમુસ્સલામના પેદા થવાનો હેતુ અને શરૂઈ તકલીફોમાં હિકમત એ જ છે કે 'નફસે અમ્મારહ' રગડાય અને આજિઝ થાય.

શરીઅતના એક કામ પર અમલ કરવું, પોતાની મનમાની રીતે કરેલી હઝાર વરસની રિયાઝતના કરતાં કેટલાયે દરજ્જે બેહતર છે.

દીનના બુઝુર્ગોએ એ નફસને નાથવા માટે એની ઈસ્લાહ કરવા માટે જ કલમએ શરીફનો ઝિક્ર મુકર્રર ફરમાવ્યો છે. કલમ એ શરીફની ફઝીલતમાં નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ફરમાવ્યું છે કે :

'તમામ આસમાનો અને ઝમીનોને એક પલ્લામાં મૂકવામાં આવે, અને બીજા પલ્લામા "કલમએ તૈયિબહ" ને મૂકવામાં આવે તો કલમાવાળું પલ્લું ભારી થશે!'

## પત્ર ૫૩

### ● પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

સાંભળવામાં આવ્યું છે કે બાદશાહે ઈસ્લામે આપને હુકમ ફરમાવ્યો છે કે ચાર, હક પસંદ આલિમોને નોકરીએ રાખવા અને તેઓ શરીઅતના અહકામ (આદેશો) બયાન કરતાં રહે, કે, જેથી શરીઅતના ખિલાફ કોઈ કામ ન થાય.

આપ દીનદાર આલિમોને શોધીને રાખશો નહિતર ઘણા દુનિયાદાર આલિમો પોતાના માન મરતબા અને મોટાઈની ઇચ્છાના કારણે શરીઅતની બાબતોમાં ઉમ્મતમાં ઈખ્તેલાફ પૈદા કરી દે છે, (એટલે) એમાં ખૂબ સંભાળ અને કાળજી રાખવી જોઈએ.

જેવી રીતે આલિમોના વુજૂદથી મખ્લૂકાતની મુક્તિ છે, એ જ રીતે નુકસાન પણ એમના પર જ આધારિત છે: આલિમો જ દુનિયાની તમામ નસલોમાં બેહતર છે અને આલિમોમાં બદતર આલિમ તમામ જહાંનના ઈન્સાનોમાં બદતર છે. કારણ કે તમામ જહાંનની હિદાયત અને ગુમરાહી એમના પર જ મોકૂફ છે.

# પત્ર ૫૪

## પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

વિશ્વાસપૂર્વક કલ્પી લેજો કે બિદઅતીની સુહબતથી થતું નુકસાન કાફિરની સુહબતના નુકસાન કરતાં વધારે બદતર છે. અને તમામ બિદઅતી ફિરકાઓમાં બદતર તે સમૂહના લોકો છે, જેઓ પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામના સહાબીઓ (રદી.) સાથે બુગ્ઝ[1] રાખે છે. અલ્લાહ તઆલાએ પોતાના કલામમાં (સુરએ 'ફત્હ')માં તેઓનું નામ કુફ્ફાર રાખ્યું છે :

لِيَغِيظَ بِهِمُ الْكُفَّارَ

કુરઆન શરીફ અને શરીઅતની તબ્લીગ સહાબા (રદિ.) એ જ કરી છે અને જ્યારે તેઓના ઉપર આક્ષેપ અને દોષારોપણ કરે છે, તો કુરઆન અને શરીઅત પર આક્ષેપ અને દોષારોપણ આવે છે. કુરઆન શરીફને હઝરત ઉસ્માન (રદિ.) એ જમા (સંપાદિત) કરેલો છે. જો હઝરત ઉસ્માન (રદિ.) આક્ષિપ્ત અને દોષિત હોય તો કુરઆન મજીદ પણ આક્ષિપ્ત અને દોષિત છે. હક તઆલા 'ઝિન્દીક'[2] લોકોના આવા બૂરા એ'તિકાદથી બચાવે !

સહાબાએ કિરામ રિદવાનુલ્લાહે અલૈહિમ અજમઈનમાં

- ૧ બુગ્ઝ : કપટ, કીનો, દ્વેષ
  ૨ ઝિન્દીક : બદદીન અને બેઈમાન

(આપસમાં) જે મુખાલિફત અને ઝઘડા થયેલાં છે તે નફસાની ખ્વાહિશોના કારણે થયેલાં નથી. કારણ કે ખૈરૂલ બશર સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની સુહબતમાં તેઓના નફસની સફાઈ થઈ ચૂકી હતી અને (તેમના નફસ) 'અમ્મારહપન'[1]થી આઝાદ થઈ ગયા હતા.

એટલું જાણું જોઈએ કે હઝરત અમીર[2] રદિઅલ્લાહો અન્હો આ બાબતમાં હક પર હતા. અને એમના મુખાલિફ ખતા (ભૂલ) પર. પરંતુ એ ખતા ઈજતિહાદી છે કે ફિસ્કની હદ સુધી પહોંચાડતી નથી. બલ્કે આ પ્રકારની (ઈજતિહાદી) ખતામાં મલામત (ઠપકા)ની પણ મજાલ નથી. કારણ કે એવી (ઈજતિહાદી)ખતા કરનારને પણ એક દરજ્જે સવાબનો હાસિલ છે.[3]

અને કમબખ્ત યઝીદ, સહાબા (રદિ.) પૈકી નથી. એની બદબખ્તીમાં કોને વાંધો છે? જે કામ એ કમબખ્તે કર્યું છે, કોઈ ફિરંગી કાફિર પણ કરી શકતો નથી. અહલે સુન્નત વલ જમાઅતમાંથી કેટલાક આલિમોએ એના પર લાનત કરવા માટે જે રોકયા છે, તે એ લિહાઝથી નથી રોકયા કે તેઓ એનાથી રાઝી છે, પરંતુ એની તૌબા અને રૂજૂઅની સંભાવનાના કારણે રોકયા છે.

□

કુત્બે ઝમાન બંદગી, મખ્દૂમ જહાંનિયાન (જહાં ગશ્ત)[4] કુદ્દેસ સિર્રુહૂમની મોઅતબર કિતાબો થોડી થોડી આપની મજલિસમાં

- 1 અમ્મારહપન : બુરાઈ તરફ આકર્ષવાનો ગુણ.
- 2 હઝરત અલી (રદી.)
- 3 એની વિસ્તૃત ચર્ચા પત્ર નં. ૩૧માં આવી ગઈ છે.
- 4 હ. મખ્દૂમ જહાંનિયાન જહાંગશ્ત (રહ.) : આપ હ. સૈયદ અહમદ કબીર (રહ.)ના સાહબઝાદા અને હ. સૈયદ જલાલુદ્દીન જલાલ આ'ઝમ ગુલે સુર્ખ બુખારી (રહ.)ના પૌત્ર છે. આપે હ

(અનુસંધાન પાના ૧૫૫ ઉપર)

સંચાયા કરવી જોઈએ. તેમણે પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામના સહાબા (રદિ.)ની કેવી (સરસ) રીતે તા'રીફ કરી છે અને કેટલા અદબની સાથે તેમને યાદ કર્યા છે તે એનાથી માલૂમ થઈ જશે અને બદખ્વાહ દુશ્મન શરમિંદા અને ખ્વાર થશે.

# પત્ર ૫૫

## ● પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું છે કે જે કોઈ ભાઈ પોતાને દોસ્ત રાખે, તો એણે પોતાની મુહબ્બતનો ઈઝહાર તેના પર કરી દેવો જોઈએ.

# પત્ર ૫૬

## ● પ્રતિ : શૈખ અબ્દુલ વહાબ[1] (રહ.)

સાદાત (સૈયદો)થી મુહબ્બત રાખવી જોઈએ. તેઓની મુહબ્બતનો આપણને અમ્ર (આદેશ) ફરમાવવામાં આવેલો છે,

એક સૈયદની આપે કોઈથી સિફારિશ ફરમાવી છે.

# પત્ર ૫૭

## ● પ્રતિ : શૈખ મુહમ્મદ યૂસુફ[2] (રહ.)

પોતાના ઝાહિરને ઝાહિરી શરીઅતથી અને બાતિન (અંતર)ને

● (પાન ૧૫૪ની ફૂટનોટ ચાલુ)

વખત હિજ્રમવાસ કર્યો છે અને સેંકડો ફકીરો અને મશાઈખોને જોયા છે તેમ જ તેઓથી બરકત હાસિલ કરી છે. ઈ. સ. ૭૮૫ અથવા ૭૮૮માં આપનો વિસાલ થયો. 'હરચહ'માં મઝાર છે. ('ખઝીનતુલ અસ્ફિયા' હવાલો : 'તજલ્લિયાતે રબ્બાની' ભા-૧ પા. ૭૪)

૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧૨

૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૯૨

બાતિની શરીઅત યાને હકીકતથી આભૂષિત રાખો. કારણ કે હકીકત અને તરીકત બંને શરીઅતની હકીકતથી મુરાદ છે, ન એ કે શરીઅત કંઈ બીજું છે અને તરીકત અને હકીકત કંઈક બીજું છે; કારણ કે (શરીઅત અને તરીકત બંને અલગ હોવાની માન્યતા) ઈલ્હાદ અને ઝિન્દિકહ (બેદીની અને કુફ્ર) છે.

## પત્ર ૫૮

### ❁ પ્રતિ : સૈયદ મહમૂદ[1] (રહ.)

નકશબંદી તરીકાના મહાન બુઝુર્ગો કુદ્દેસ સિર્રુહુમ બીજા સિલસિલાઓથી ખિલાફ પોતાના તાલિબોની સૈર, આલમે અમ્રથી શરૂ કરે છે. અને આલમે ખલ્કની સૈર એની અંદર જ (આપો આપ) તય કરી લે છે. એટલા જ માટે નકશબંદી તરીકો બધાં તરીકાઓ કરતાં અકરબ છે. એ જ કારણે બીજાઓનો અંત એમના આરંભમાં જ સમાયેલો છે.

> કિયાસ કુન ઝે ગુલિસ્તાને મન બહારે મરા.
> મારી વાટિકા જુઓ અને મારી વસંતની કલ્પના
> કરો કે તે કેવી હશે?

આ (નકશબંદી) બુઝુર્ગવારોનો તરીકો બિલકુલ સહાબા રિદ્વાનુલ્લાહે અલૈહિમ અજમઈનના તરીકા પ્રમાણેનો છે. (સહાબા રદિ.ને) હઝરત સૈયદુલ મુર્સલીન અલૈહિસ્સલાતો વસ્સલામની પ્રથમ જ સુહબતમાં—અંત, આરંભમાં સમાયેલ હોવાના તરીકા પ્રમાણે —તે સર્વ કંઈ હાસિલ થઈ જતું હતું જે ઉમ્મતના કામિલ ઔલિયાને અંતમાં પણ હાસિલ થવું મુશ્કેલ છે. એ જ કારણે હઝરત હમ્ઝા (રદિ.)ના કાતિલ, વહશી (રદિ.) જેઓ એક જ વખત હઝરત ખૈરૂલ બશર અલૈયહિસ્સલાતો વસ્સલામની ખિદમતમાં હાજર થયાં હતા, તેઓ ખ્વાજા ઉવૈસ

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૭૩

કુરની (રદિ.) જેઓ બધાં તાબેઈનથી બેહતર છે તેમના દરતાં કેટલાયે દરજ્જે અફઝલ છે!

# પત્ર ૫૯

## પ્રતિ : સૈયદ મહમૂદ (રહ.)

ઈલ્મના બે પ્રકાર છે. એક ઈલ્મે ફિકહ છે અને બીજો ઈલ્મ, એઅતિકાદ તેમ જ કલ્બનો યકીન છે.

અહલે સુન્નત (વલ જમાઅત) ફિર્કાના ઈમામોના કિયાસ સહીહ તેમ જ અકીદા મુવાફિક છે. એ ફિર્કો 'નાજીયહ' (નજાત પામનારો) છે.[1] એ બુઝુર્ગોની ઇત્તિબાઅ[2] વગર નજાત મળવી અસંભવિત છે. (એ બુઝુર્ગો વિશે) અગર બાલ બરાબર પણ મુખાલિફત છે તો સંપૂર્ણ ખતરો છે.

આ વાત કશ્ફે સહીહ અને ઈલ્હામે સરીહથી યકીની તૌર પર હાસિલ થઇ ચૂકી છે. એમાં કંઇ ખિલાફ નથી.

એટલે જેને તેઓની મુતાબેઅત[3]ની તૌફિક હાસિલ થઇ અને તેઓની તકલીદ[4] મુશર્રફ થઇ તેને ખૂશખબરી છે. અને જેણે તેઓની મુખાલિફત કરી તેમ જ તેઓથી અલગ થઇ ગયો તથા તેઓના ઉસૂલથી મુખ ફેરવ્યું, અને તેઓના સમૂહમાંથી નીકળી ગયો તેના માટે હલાકત છે. આ રીતે તે પોતે પણ ગુમરાહ થયો અને બીજાઓને પણ ગુમરાહ કર્યા.

□

૧ ઈસ્લામના અનેક ફિર્કાઓમાંથી સાચો અને નજાત પામનારો ફિર્કો 'અહલે સુન્નત વલ જમાઅત' છે.

૨ ઇત્તિબાઅ : અનુસરણ, એના દર્શાવેલા માર્ગે ચાલવું

૩ મુતાબેઅત : તાબેદારી

૪ તકલીદ : પેરવી, અનુસરણ

તમામ સહાબા એ વાત પર સંમત છે કે હઝરત સિદ્દીક રદિયલ્લાહો અન્હો સૌથી બેહતર અને અફઝલ છે. ઈમામ શાફેઈ રહમતુલ્લાહ અલૈહેએ ફરમાવ્યું છે કે સહાબા (રદિ.)ને આસમાનની નીચે હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહો અન્હોથી બેહતર કોઈ શખ્સ ન મળ્યા, અને એમાં સદરે અવ્વલનો ઈજમાએ કતઈ છે. જેમાં ઈન્કારને દખલ નથી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના અહલે બૈત (કુટુંબીજનો)ની મિસાલ નૂહ અલૈહિસ્સલામની કિશ્તી સમાન છે. જે એમાં સવાર થયો તે બચી ગયો અને જે પાછળ હટ્યો તે હલાક થઈ ગયો.

કટલાક આરિફોએ ફરમાવ્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે અસ્હાબ (રદિ.)ને તારાઓ સમાન ફરમાવ્યા છે અને અહલે બૈતને નૂહ (અલ.)ની કિશ્તી સમાન (ફરમાવ્યા છે.) એમાં ઈશારો છે કે કિશ્તીના સવારના માટે (દિશા જાણવા માટે) તારાઓને નઝર સમક્ષ રાખવા જરૂરી છે, જેથી તેઓ હલાક થવાથી બચી જાય અને તારાઓની રિઆયત (એમના દિશા દર્શન અનુસાર કિશ્તી હંકારવા) સિવાય નજાત બિલકુલ અશક્ય છે.

આ વાતને સારી રીતે જાણી લો કે થોડાક (સહાબા)નો ઈન્કાર બધાંનો ઈન્કાર કરવા બરાબર છે. કારણ કે ખૈરૂલ બશર સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની સુહબતની ફઝીલતમાં સૌ સહાબા શામિલ છે.

સુહબતની ફઝીલત તમામ ફઝીલતો અને કમાલો કરતાં ચઢિયાતી છે. એ જ કારણે ઉવૈસ કરની (રદિ.) તમામ તાબેઈન (રહ.)ના કરતાં બેહતર છે પરંતુ એક અદના સહાબી (રદિ.)ના દરજ્જા સુધી પહોંચ્યા નથી.

એટલે સુહબતની ફઝીલતના બરાબર ન કોઈ ચીઝ છે અને ન થશે. કારણ કે તેઓનું (સહાબા રદિ.નું) ઈમાન (હુઝૂર સ.ની)

સુહબત અને વહીના નાઝિલ થવાની બરકતથી 'શુહૂદી' થઈ ગયું હતું. અને સહાબા (રદિ.)ના પછી કોઈને પણ આ દરજ્જાનું ઈમાન નસીબ નથી થયું.

આમાલ ઈમાન પર મુરત્તબ થાય છે અને કમાલ ઈમાનના કમાલના પ્રમાણે પ્રાપ્ત થાય છે.

તેઓમાં (સહાબા રદિ.માં) જે કંઈ ઝઘડા થયા છે, તે સૌ બેહતર હિકમતો અને નેક ગુમાનો પર મહમૂલ (અવલંબિત) છે. એ (ઝઘડા) હિર્સ અને હવા[1] તેમ જ જહાલતથી ન હતા. બલ્કે એ ઈજતિહાદ અને ઈલ્મની રૂએ હતા. અને અગર એમાંથી કોઈએ ઈજતિહાદમાં ખતા (ભૂલ) કરી છે તો અલ્લાહ તઆલાની નઝદીક ખતા કરનારના માટે પણ એક દરજ્જો (સવાબ)[2] છે.

(ઉપર જે બાબતો દર્શાવી છે) તે જ વધારા-ઘટાડા (વગરનો) વચ્ચેનો સીધો રસ્તો છે જેને અહલે સુન્નત વલ જમાઅતે અખ્તિયાર કર્યો છે અને એ જ (ગુમરાહીથી) બચાવવાવાળો અને મજબૂત રસ્તો છે.

ગરઝ કે ઈલ્મ અને અમલ બંને શરીઅતથી હાસિલ થાય છે પરંતુ ઈલ્મ અને અમલના માટે જે રૂહ સમાન છે, તે 'ઈખ્લાસ' સૂફીઓના તરીકા પર ચાલવાથી હાસિલ થાય છે.

## પત્ર ૬૦

### ❁ પ્રતિ : સૈયદ મહમૂદ (રહ.)

ખતરાઓ[3]નું દૂર થવું અને વસવસા[4]ઓનું નષ્ટ થવું નકશબંદી બુઝુર્ગોના તરીકામાં સંપૂર્ણ રીતે હાસિલ છે.

- ૧ હિર્સ અને હવા : ઈર્ષા, દ્વેષ અને મનેચ્છા તથા વાસના
- ૨ એની ચર્ચા પત્ર નં. ૫૪માં પણ આવી ગઈ છે.
- ૩ ખતરા : વિચારો, ખૌફ
- ૪ વસવસા : વહેમ, શંકા

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર કુદ્દિસ સિર્રુહૂએ ફરમાવ્યું છે કે ખતરાઓને દૂર કરવાનો અર્થ મતલૂબ[1]ની તવજ્જોહના દવામ[2]માં અવરોધક થતાં ખતરાઓને દૂર કરવા એવો થાય છે. તમામે તમામ ખતરાઓને બિલકુલ સંપૂર્ણ પણે દૂર કરવા એવો એનો અર્થ લેવાનો નથી.

**આગાહી:**

મકામ 'યાદદાસ્ત'[3] હાસિલ થવા પછી અગર હઝરત નૂહ અલૈહિસ્સલામના જેટલી (લાંબી) ઉંમર આપવામાં આવે[4] તો પણ દિલમાં એક પળ માટે પણ ગફલત થતી નથી. ખતરાઓની આ ઝંઝટ 'ફનાએતામ'[5] અને 'બકાયે અકમલ'[6] (હાસિલ થવાથી) પહેલાં છે.

## પત્ર ૬૧

### ❀ પ્રતિ : સૈયદ મહમૂદ (રહ.)

અલ્લાહ તઆલા અગર પોતાની મા'રેફત આપવા ન ચાહતે તો તલબ અને દર્દ પૈદા ન કરતે. ખુદાની જનાબમાં હમેશાં રુદન અને અશ્રુવહન કરવું જોઈએ. જો અસલ રુદન અને અશ્રુવહન પ્રાપ્ત ન હોય તો, નકલ પણ કરવી જોઈએ.

પીરની ખિદમતમાં 'મિસ્લે મુર્દા બ દસ્તે ઝિન્દા'[7] રહેવું જોઈએ.

● ૧ મતલૂબ : જેની તલબ છે તે, અર્થાત્ અલ્લાહ

૨ દવામ : સાતત્ય

૩ યાદદાસ્ત : સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' (ગુજ.) પા. ૭૮

૪ હ. નૂહ (અ.)ની ઉંમર ૯૫૦ વરસની થઈ હતી.

૫ ફનાએ તામ : } જુઓ 'મેઅયારુસ્સુલૂક (ગુજ.) પા. ૧૫૮
૬ બકાએ અકમલ : }

૭ મુર્દું જ્યારે જીવતાના હાથમાં હોય છે ત્યારે જીવંત વ્યક્તિ પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે કરે તો પણ મુર્દું મૌન રહે છે. તે પોતાની ઇચ્છા આગળ ધરતું નથી. એ જ પ્રમાણે મુરીદે પોતાના પીરની ઇચ્છા અને આદેશ પ્રમાણે અમલ કરવું જોઈએ પોતાની ઇચ્છાઓને આગળ ધરવું ન જોઈએ.

કામિલ શેખ, તાલિબ અને ખુદાના દરમિયાન બરઝખ[૧] છે.

(નકશબંદી) બુઝુર્ગોના તરીકાનો આધાર સુહબત પર છે. માત્ર કહેવા સાંભળવાથી કંઈ થતું નથી.

## પત્ર ૬૨

### ● પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ)[૨]

'વુસૂલ ઈલલ્લાહ' (અલ્લાહ તરફ પહોંચવાના) બે ભાગ છે, 'જઝબહ' અને 'સુલૂક.'[૩]

સુલૂક તય કર્યા પહેલાં જે જઝબહ હોય છે તે અસલી મકસદ નથી પરંતુ સુલૂક તય કર્યા બાદ જે જઝબહ (હાસિલ થાય છે) તે ઉપયોગી છે.[૪]

'જઝબહ' અને 'તસફિયહ'[૫] સુલૂકની આસાની માટે છે, કારણ કે સુલૂક તય કર્યા વગર જમાલ નઝર આવતા નથી.

સૂરતથી આગળ વધીને હકીકત સુધી પહોંચવું અત્યંત જરૂરી છે. હકીકતને છોડીને સૂરત પર થંભી જવું (સંતોષિત થઈ જવું) સરાસર દૂરી છે.

● ૧ બરઝખ : માધ્યમ, પરદો

૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧૧૭

૩ 'જઝબહ' અને 'સુલૂક' વચ્ચેનો તફાવત સમજવા જુઓ 'મેઅ-યારુસ્સુલૂક' પા. ૫૨

૪ સુલૂક તય કર્યો ન હોય તો પણ દરેકમાં વધતા-ઓછા પ્રમાણમાં 'જઝબહ' હોય જ છે પરંતુ અલ્લાહ તરફ પહોંચવા માટે એ ઉપયોગી નથી. સુલૂક તય કર્યા પછી અલ્લાહની ઝાત તરફ જે એક ખાસ આકર્ષણ અને લગાવ પેદા થાય છે તે ઉપયોગી છે.

૫ તસફિયહ : સફાઈ

# પત્ર ૬૩

## ● પ્રતિ : શૈખ ફરીદ (૨૯-)[1]

હઝારો રેહમતો નાઝિલ થાઓ હઝરાતે અંબિયા અલૈહિ-મુસ્સલાતો વસ્સલામ પર. એ બુઝુર્ગોના તુફૈલમાં દુનિયાને નજાતે અબદી[2]નું સૌભાગ્ય પ્રાપ્ત થયું. જો એ મુબારક હસ્તીઓનું વુજૂદ ન હોત તો ખુદાવંદ તઆલા પોતાની ઝાત અને સિફાતની જાણ ન કરતે. એમના કારણે આપણે ખુદાની રઝામંદી અને નારઝામંદીનો રસ્તો જાણ્યો છે.

ખુદાની ઝાત અને સિફાત,
હશ્ર અને નશ્ર,
વહી, જન્નત, દોઝખ, અઝાબ અને સવાબ,
ફરિશ્તાઓનું વુજૂદ, ખુદા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી,
ખુદાની ઝાતમાં કોઈને સંમિલન કે સંમિશ્રણ નથી,
ખુદાની ઝાતમાં કોઈ શરીક નથી,
...(વગેરે) ઉસૂલમાં એ બુઝુર્ગવારો એકમત છે.

□

ફુરૂઆત[3]માં વખતો વખત લોકોની જરૂરત પ્રમાણે અને ખુદાની હિકમત પ્રમાણે અહકામમાં ફેરફાર થતો રહ્યો છે.

એનાથી ખિલાફ ગૈર મઝહબોમાં :

કેટલાક (ઈન્સાનો ખુદાની ઝાતમાં) એકરૂપ અને એકાકાર થઈ જતા હોવાની માન્યતા ધરાવે છે,

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૬૧
૨ નજાતે અબદી : અનંત મુક્તિ, કાયમી છૂટકારો
૩ ફુરૂઆત : પેટા નિયમો, ઉસૂલ (પાયાના મૂળ નિયમો)ના આધારે તારવેલા મસ્લાઓ

કેટલાક ખુદાની ઝાતને કોઈ ઈન્સાનમાં સંમિલિત થયેલી હોવાના (ખુદાએ ઈન્સાનના સ્વરૂપમાં અવતાર લીધેલો હોવાની માન્યતાના) દાવેદાર છે!

# પત્ર ૬૪

## ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

દુનિયાની લઝઝત અને અલમ (તકલીફ) બે પ્રકારના છે: જિસ્માની અને રૂહાની.
જે ચીઝમાં જિસ્મને લઝઝત છે તેમાં રૂહને રંજ છે અને જે ચીઝથી જિસ્મને રંજ પહોંચે, તેમાં રૂહની લઝઝત છે.

□

**આગાહી**

આ પત્રનો બાકીનો વિષય પત્ર નં. ૪૧થી લગભગ મળતો છે.

# પત્ર ૬૫

## ❁ પ્રતિ : ખાન આ'ઝમ[૧] (રહ.)

આ પવિત્ર પત્ર ખાન આ'ઝમના નામે છે. અને એમાં ઈરશાદ ફરમાવ્યો છે કે ઈસ્લામના અહકામોને જારી કરવામાં કોશિશ કરે.

# પત્ર ૬૬

## ❁ પ્રતિ : ખાન આ'ઝમ

(આ મુબારક પત્ર) નકશબંદી તરીકાના ફઝાઈલ અંગે છે. આ પવિત્ર પત્રનો વિષય પત્ર નં. ૫૮ને લગભગ મળતો છે.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧

# પત્ર ૬૭

## ● પ્રતિ : (અબ્દુર્રહીમ) ખાન ખાનાન[1]

આ પવિત્ર પત્ર ખાનખાનાનના નામે છે. અને કોઈક જરૂરતમંદ મિસ્કીનના માટે ભલામણ રૂપે લખેલો છે.

# પત્ર ૬૮

## ● પ્રતિ : (અબ્દુર્રહીમ) ખાન ખાનાન

દોલતમંદોના માટે તવાઝોઅ[2] સારી છે અને ફકીરોના માટે બેપરવાઈ સારી છે.

મુતકબ્બિરો[3] સાથે તકબ્બુર[4] કરવું સદકો છે.

કોઈ શખ્સે હઝરત ખ્વાજા નકશબંદ કુદ્દેસ સિર્રુહુલ અઝીઝને કહ્યું કે આપ મુતકબ્બિર છો. તો આપે ફરમાવ્યું કે મારો ઘમંડ ખુદાના તરફથી છે. આપ (ફકીરોના) એ સમૂહને ઝલીલ અને ખ્વાર ન સમજશો.

હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ઈરશાદ ફરમાવ્યો છે કે :

> 'ઘણા એવા પરેશાન હાલ ધુર્વેશો છે, જેમને લોકો દરવાજેથી હાંકે છે પરંતુ તેઓ અગર અલ્લાહ પર કસમ ખાય તો અલ્લાહ તેને પુરી કરે છે.'

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧૧
૨ તવાઝોઅ : શિષ્ટાચાર
૩ મુતકબ્બિર : ઘમંડી, અભિમાની
૪ તકબ્બુર : ઘમંડ, અભિમાન

## પત્ર ૬૯

### ❀ પ્રતિ : એક અનામી માણસ

કર્મ, વાણી, ઉસૂલ અને ફુરૂઅમાં અહલે સુન્નત વલ જમાઅત ફિર્કાની તાબેદારી કરવી એ નજાતનો તરીકો છે. એ ફિર્કો 'નાજીયહ' (નજાત પામનારો છે;) અને એ સિવાય બીજા જેટલા પણ ફિર્કા છે, તે ઝવાલ[1] અને હલાકતના કિનારા પર છે.

## પત્ર ૭૦

### ❀ પ્રતિ : (અબ્દુર્રહીમ) ખાન ખાનાન

ઈન્સાનના માટે જેવી રીતે એની જામેઈય્યત[2] એના કુર્બ, કરામત અને ફઝીલતનું નિમિત છે, એ જ પ્રમાણે એ જ જામેઈય્યત એની દૂરી, ઝિલ્લત અને ખ્વારી (બેઈઝ્ઝતી)નો સબબ છે.

કુર્બનું નિમિત્ત તો એટલા માટે છે કે એનો દિલરૂપી આયનો તમામ અને કમાલ[3] છે. વળી તમામ અસ્મા[4] અને સિફાત[5] બલ્કે 'તજલ્લિયાતે ઝાતિયહ'[6]ના ઝુહૂર[7]ની પણ કાબેલિયત ધરાવે છે.

હદીસે કુદસીમાં ઈરશાદ છે :

لا يسعني ارضي ولا سمائي ولكن يسعني قلب عبد مؤمن

ન હું ઝમીનમાં સમાઈ શકું છું ન આસમાનમાં,
પરંતુ હું મોમિનના દિલમાં સમાઈ શકું છું.

● ૧ ઝવાલ : અધઃપતન, તબાહી
૨ જામેઈય્યત : સર્વગુણ સંપન્નતા
૩ તમામ અને કમાલ : અખિલ અને પરિપૂર્ણ
૪ અસ્મા : અલ્લાહ તઆલાના મુબારક નામો
૫ સિફાત : અલ્લાહ તઆલાના દિવ્ય ગુણો
૬ તજલ્લિયાતે ઝાતિયહ : અલ્લાહ તઆલાની ઝાતની તજલ્લિ.
૭ ઝુહૂર : પ્રાગટ્ય

અને બેઅદ તેમજ દૂરીનું નિમિત્ત એટલા માટે છે કે એ (ઇન્સાન) તમામ ચીજોનો જામેઅ[1] છે. અને તમામ ચીજોની એને હાજત છે. એટલા માટે એ ચીજોમાં એ ગિરફતાર છે. અને એ જ એની દૂરીનો સબબ છે.

આ પ્રમાણે તમામ મખ્લૂકાતમાં બેહતર પણ એ જ છે અને બદતર પણ એ જ છે.

બંને જહાંનના સરદાર, સરવરે કાઈનાત અલૈહિસ્સલાતો વસ્સલામની જેણે પૈરવી કરી, તેણે નજાત મેળવી, અને જેણે મુખાલિફત કરી તેની તબાહી થઈ.

## પત્ર ૭૧

### ❁ પ્રતિ : (અબ્દુર્રહીમ) ખાન ખાનાન

નેઅમત લેનારાએ નેઅમત આપનારનો શુક્ર (કરવો) વાજિબ છે.

□

ફકીરો, દૌલતમંદોના કરતાં પાંચસો વરસ પહેલાં જન્નતમાં જશે.

□

હક તઆલાનો શુક્રિયહ એ છે કે અહલે સુન્નત વલ જમાઅત ફિર્કો જે 'નાજીયહ' (નજાત પામનારો છે) તેના અકાઈદ પ્રમાણે પોતાના અકીદાઓને દુરુસ્ત કરવામાં આવે.

બીજું એ કે એ જ 'નાજિયહ' (અહલે સુન્નત વલ જમાઅત) ફિર્કાના મુજતહિદ ઈમામોના વચનો પ્રમાણે શરઈ અમલી અહકામ પર અમલ કરવામાં આવે.

ત્રીજું એ કે એ જ ઉચ્ચ સમૂહના મહાન સૂફીઓના સુલૂક પ્રમાણે તસ્ફિયહ અને તઝકિયહ (બાતિની સફાઈ) કરવામાં આવે.

● ૧ જામેઅ : સર્વગુણ સંપન્ન.

જે અમલ આ ત્રણે અરકાનથી ખિલાફ હોય, ભલે તે સખ્ત રિયાઝત અને મુશ્કિલ મુજાહદહ હોય, (તો પણ તે) મુન્ઈમે હકીકી[1] જલ્લ શાનુહૂની નાફરમાની અને ગુનેગારી તેમ જ નાશુક્રિમાં દાખલ છે!

હિંદુ બ્રાહ્મણો અને યૂનાની ફિલસૂફોએ રિયાઝતો અને મુજાહદાઓ ઓછાં કરેલાં નથી, પરંતુ એ તમામ (રિયાઝતો અને મુજાહદાઓ) અંબિયા અલૈહિમુસ્સલામના અહકામ પ્રમાણે નથી, એટલા માટે મર્દૂદ[2] છે, અને આખિરતની નજાતથી બેનસીબ છે.

એટલે સૈયદુલ મુર્સલીન (સલ.) અને ખુલફાએ રાશેદીન મહદીય્યીન (રદિ.)ની ઈત્તિબાઅને લાઝિમ પકડવી જરૂરી છે.

# પત્ર ૭૨

## ❀ પ્રતિ : ખ્વાજા જહાંન[3] (રહ.)

દીન અને દુનિયાને ભેગાં કરવા, બે વિરોધી ગુણવાળી વસ્તુઓને ભેગી કરવું છે.

આખિરતના તાલિબ માટે દુનિયા તર્ક કરવી જરૂરી છે; પરંતુ જો આજના જમાનામાં એનો હકીકી તર્ક મયસ્સર[4] ન હોય, તો તર્કે હુકમી તો કરવો જ જોઈએ. એટલે કે પોતાનું ખાવું, પીવું, લિબાસ......વગેરે શરીઅતના મસાઈલ પ્રમાણે કરવું જોઈએ.

જો કોઈને તર્કે હુકમી પણ મયસ્સર ન હોય તો તે આ ચર્ચા (ના ક્ષેત્ર)થી બહાર છે. તે મુનાફિકનો હુકમ ધરાવે છે.

૧ મુન્ઈમે હકીકી : નેઅમતોનો મૂળ આપનાર અર્થાત અલ્લાહ
૨ મર્દૂદ : રદ થવાને પાત્ર, અસ્વીકાર્ય
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક ૪૭
૪ મયસ્સર : પ્રાપ્ય

# પત્ર ૭૩

## ● પ્રતિ : કુલીચલ્લાહ[1]

દુનિયાની તરો તાઝગી અને આરાઈશોના લાલચુ (થવું ન જોઈએ) અને મૃગજળ[2]ની જેમ ધોકો આપનારી (દુનિયા) પર મોહ પામવું ન જોઈએ. જેણે એને (દુનિયાને) દોસ્ત રાખી તે દીવાનો અને મજનૂન[3] છે.

હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે ઈરશાદ ફરમાવ્યો છે કે :

'દુનિયા અને આખિરત બંને આપસમાં શોક છે. જો એક રાઝી થશે તો બીજી નારાઝ થશે.'

એટલે જેણે દુનિયાને રાઝી કરી, આખિરત તેનાથી નારાઝ થશે. આખિરતથી તે બેનસીબ થઈ જશે.

જે ઉલૂમ[4] આખિરતમાં કામ આવનારા નથી તે સૌ દુનિયામાં દાખલ છે.

જો નુજૂમ (ખગોળશાસ્ત્ર), ભૂમિતિ, તર્કશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ...વગેરે બેફાયદા (નકામા) ઉલૂમનું હાસિલ થવું ફાયદાકાર હોત તો તમામ ફિલસૂફો નજાત મેળવનારાઓમાંથી હોત.

હઝરત રસૂલેપાક સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ફરમાવે છે :

'બંદાઓનું ફુઝૂલ[5] કામોમાં મશગૂલ થવું, ખુદાવંદ તઆલાની નાફરમાનીની નિશાની છે.'

● ૧ કુલીચલ્લાહ : કુલીચ (તલવાર) અર્થાત્ અલ્લાહની તલવાર અહીં વિશેષનામ તરીકે છે. પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧, ૨ ક્રમાંક ૩૧

૨ મૃગજળ : રેતાળ જમીન ઉપર સૂર્યનાં કિરણ પડવાથી દૂરથી પાણી જેવું દેખાય છે તે.

૩ મજનૂન : પાગલ, દીવાનો, ગાંડો, ઘેલો

૪ ઉલૂમ : ઈલ્મ શબ્દનું બહુવચન, વિદ્યા

૫ ફુઝૂલ : નકામું, વ્યર્થ

# પત્ર ૭૪

## પ્રતિ : મિર્ઝા બદીઉઝ્ઝમાં[1] (રહ.)

ફકીરોની મુહબ્બત આખિરતની પુંજી છે. કારણ કે એ જ લોકો અલ્લાહના હમનશીન[2] છે. એ (એવા) લોકો છે કે જેમનો હમનશીન બદબખ્ત હોતો નથી.

નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ, મુહાજિરીન ફકીરોના તુફૈલ (વસીલાથી) અલ્લાહ પાસે ફતેહ માટે દુઆ કરતા હતા.

હુઝૂર (સલ.)એ એમના હકમાં ફરમાવ્યુ છે કે :

'ઘણા એવા પરેશાન છે જેઓને દરવાજાઓ પરથી હાંકી કાઢવામાં આવે છે, અગર તેઓ કસમ ખાય, તો ખુદાવંદ અલબત્ત તેને પૂરી કરી આપે.'

# પત્ર ૭૫

## પ્રતિ : મિર્ઝા બદીઉઝ્ઝમાં (રહ.)

બંને જહાંનની બેહતરી સુન્નતની ઈત્તેબાઅ પર અવલંબિત છે. દુનિયા અસલી મકસદ નથી.

# પત્ર ૭૬

## પ્રતિ : કુલીચખાં[3] (રહ.)

નજાતનો દારોમદાર બે ચીઝો પર છે :

અવામિર[4]નું પાલન કરવું અને નવાહી[5]થી થંભી જવું.

- ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧, ૨ ક્રમાંક, ૬૫
- ૨ હમનશીન : સહવાસી, સોબતી, સાથી
- ૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧, ૨, ક્રમાંક ૩૫
- ૪ અવામીર : અમ્ર (હુકમ) શબ્દનું બહુવચન, શરીઅતે જે કામો કરવા હુકમો આપેલાં છે તે
- ૫ નવાહી : શરીઅતે જે કામોથી બચવા માટે હુકમો આપેલાં છે તે

પરંતુ આ બંને ચીઝોમાંથી પાછળનો ભાગ (ગુનાહોથી બચવું) વધારે મહત્ત્વની વસ્તુ છે. એ વર્અ અને તકવા[1] તરીકે ઓળખાય છે. ઈન્સાનની ફરિશ્તાઓ પર બુઝુર્ગી એજ જુઝવ (તકવા)ના લીધે છે ફુબ્બના દરજ્જાઓ પર તરક્કી પણ એજ જુઝવથી સાબિત થઈ છે.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે ઈરશાદ ફરમાવ્યો છે કે:

'મારી ઉમ્મતમાં મુફલિસ તે છે કે, કિયામતના દિવસે તે નમાઝ, રોઝા, ઝકાત સર્વ કંઈ લઈને આવે, પરંતુ એના સાથે જ તેણે કોઈને ગાળ આપી હોય, અને કોઈના પર તોહમત લગાવી હોય, અને કોઈનો માલ ખાધો હોય, અને કોઈનું લોહી રેડ્યું હોય, અને કોઈને માર્યો હોય, તો તેની નેકીઓમાંથી હરેક હકદારને તેના હકના બરાબર આપવામાં આવશે. અને જો તેની નેકીઓ તેમના હકોના બરાબર ન થઈ તો એ હકદારોના ગુનાહ લઈને એની બૂરાઈઓમાં શામેલ કરવામાં આવશે. પછી તેને દોઝખમાં નાંખવામાં આવશે.'

## પત્ર ૭૭

### પ્રતિ : જમ્માલી ખાન[2]

(બ દો) જ્યારે તમામ 'મા સીવલ્લાહ'[3]ની ગુલામીથી આઝાદ થઈ જાય; અને

જ્યારે એનો કિબ્લએ તવજ્જુહ[4] ઝાતે અહદિય્યત[5]ના સિવાય બીજા કોઈના તરફ ન રહે; અને

૧ વર્અ અને તકવા : પરહેઝગારી, ગુનાહોથી બચવું
૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ ૧ ૧, ૨ ક્રમાંક ૪૪
૩ 'મા સીવલ્લાહ' : ગેરૂલ્લાહ, અલ્લાહ સિવાયની તમામ ચીઝો
૪ કિબ્લએ તવજ્જુહ : ધ્યાન કેન્દ્ર, લક્ષ્ય કેન્દ્ર
૫ ઝાતે અહદિય્યત : અલ્લાહ તઆલાની એક માત્ર ઝાત

જ્યારે હક તઆલાના (તરફથી મળતાં) ઈન્આમ અને ઈલામ[1] (બંને) એ તવજ્જુહને અનુરૂપ એને એક સરખા માલૂમ પડે;

ત્યારે એને ખુદાયે અઝઝ વ જલ્લની (સાચી) ઈબાદત પ્રાપ્ત થાય છે.

આ દૌલતનું હાસિલ થવું 'ફનાએ મુત્લક'[2] સાથે સંબંધ ધરાવે છે.

જે ઈબાદત રગ્બત[3] અને ખૌફ[4]ની સાથે સંબંધ ધરાવે છે તે હકીકતમાં પોતાની ઈબાદત છે કારણ કે એનો હેતુ પોતાની નજાત[5] અને સુરૂર[6] છે.

□

**આગાહી**

ખૌફ અને રગ્બતના (કારણે કરવામાં આવતી) ઈબાદત 'અબરાર'ની ઈબાદત છે.

'આરિફો'ની ઈબાદત રઝાએ હક[7]ના માટે હોય છે. (એ પ્રમાણેની) રઝાએ હકના માટે ઈબાદત હોવી 'ફનાએ તામ'[8] અને 'બકાએ અકમલ'[9] સાથે સંબંધ ધરાવે છે. એની ખાલિસ ઈબાદત કરવું આરિફોનું કામ છે.

- ૧ ઈલામ : દુ:ખ, કષ્ટ, પીડા
- ૨ ફનાએ મુત્લક : સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૧૬૮
- ૩ રગ્બત : શૌખ (જન્નત હાસિલ કરવા માટેનો શૌખ)
- ૪ ખૌફ : ભય, ડર, બીક, (ખુદાનો અને દોઝખના અઝાબનો ખૌફ)
- ૫ નજાત : (દોઝખના અઝાબથી) છુટકારો, મુક્તિ
- ૬ સુરૂર : (જન્નત પ્રાપ્ત થવાની) ખુશી
- ૭ રઝાએ હક : ખુદાની ખુશનુદી, અલ્લાહની પ્રસન્નતા
- ૮ ફનાએ તામ : સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૧૬૮
- ૯ બકાએ અકમલ : સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક પા. ૧૪૨ થી ૧૮૨

# પત્ર ૭૮

## ● પ્રતિ : જબ્બારી ખાન

'સફર દર વતન'[1]નો અર્થ 'સૈર આફાકી'[2]થી 'સૈર અનફુસી'[3] (તરફ પ્રયાણુ કરવું) છે.

વાળ બરાબર પણ શરીઅતની ખિલાફ (ચાલવાની) હાલતમાં અહવાલ અને મવાજીદ[4] (હાસિલ) થાય, તો એ ઈસ્તિદરાજમાં[5] દાખલ છે.

□

બૂરા કામો કરતી વેળા :
લોકો (શિક્ષા કરશે એવા) ખૌફથી,
લોકોમાં (બદનામી થવાના) ખ્યાલથી,
અને
લોકો જોતા હોવાના કારણે (શરમ લાગવાથી),
(મુસલમાન) એ બૂરા કામો કરવાથી અટકી જાય છે;
પરંતુ (એ જ મુસલમાન) :
ખુદાને તમામ વાતો સાંભળનાર અને જોનાર કહેવા છતાં;
ખુદાને હાઝિર અને નાઝિર કહેવા છતાં;
(ખુદાનો ખૌફ રાખ્યા વગર ગુનાહના કામો)
કરતો જ જાય છે !!!
(એવા મુસલમાનને) શરમ આવવી જોઈએ કે હક તઆલાનો
ભરોસો માણસના જેટલો પણ રાખતો નથી !
(એવા મુસલમાને) તૌબા કરવી જોઈએ અને 'કલમએ

● ૧ સફર દર વતન : સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૬૮
૨ સૈર આફાકી : એની સમજૂતી પત્ર નં. ૩૦ માં આપેલી છે.
૩ સૈર અનફુસી : એની સમજૂતી પત્ર નં. ૩૦ માં આપેલી છે.
૪ અહવાલ અને મવાજીદ : હાલ અને મસ્તી
૫ ઈસ્તિદરાજ : જાદુ

તૈયિબહ' (ફરીથી) પઢીને ઈમાનને તાઝું કરવું જોઈએ.

□

પોતાના પીર અને મુર્શિદ પર એ'તિરાઝ[1] ન કરવું જોઈએ. અને (એવા) એ'તિરાઝને કાતિલ ઝેર (સમાન) સમજવું જોઈએ.

# પત્ર ૭૯

## ❁ પ્રતિ : જબ્બારી ખાન

હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ તમામ અસ્મા અને સિફાતના કમાલાતના એઅતિદાલ[2]ની સાથે જામેઅ[3] છે. તેમ જ તમામ અંબિયા અલૈહિમુસ્સલામના મઝહર છે.

કુરઆને મજીદ તમામ આસમાની કિતાબોનો ખૂલાસો (નિચોડ) છે, અને આ (ઈસ્લામની) શરીઅત એ પહેલાંની તમામ શરીઅતોનો ખૂલાસો તથા ઈક્તિબાસ[4] છે. અને આ સાચી શરીઅતના આમાલ એથી પહેલાંની શરીઅતોથી બલકે ફરિસ્તાઓના આમાલથી ચુંટેલા છે.

# પત્ર ૮૦

## ❁ પ્રતિ : મિર્ઝા ફત્હુલ્લાહ ખાન[5] (રહ.)

૭૩ (તોતેર) ફિર્કાઓમાંથી જે એક ફિર્કાના નજાતની જાણ નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે કરી છે તે 'નાજિયહ' (નજાત પામનારો) ફિર્કો, અહલે સુન્નત વલ જમાઅતનો છે. કારણ કે આ ફિર્કો સહાબા (રદિ.)ના કદમ-બ-કદમ છે.

● ૧ એ'તિરાઝ : શંકા, વિરોધ
૨ એઅતિદાલ : બરાબર કરવું, સમતોલ
૩ જામેઅ : સર્વગુણ સંપન્ન
૪ ઈક્તિબાસ : ચયન, સંગ્રહ
૫ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧૦

હુઝૂર (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો છે કે :

'નાજિયહ ફિર્કો તે છે, જેના પર હું અને મારા સહાબા (રદિ.) છીએ.'

વળી શરીઅતની ઈશાઅત[1] કરનારા
કુરઆન શરીફને જમા કરનારા, અને
હદીસોને નકલ કરનારા
એ જ સહાબા (રદિ.) છે.
જો એમના પર તઅન[2] છે તો બધાં પર તઅન છે.

ખારજી, રાફઝી, મુઅતઝિલહ...વગેરે (ફિર્કાઓ) નવો મઝહબ ધરાવે છે.

(એ તમામ ફિર્કાઓ) નાજિયહ ફિર્કાથી અલગ છે.

કુરઆન શરીફને સંપાદિત કરનાર હઝરત ઉસ્માન (રદિ.) છે. હકીકતમાં એના સંપાદક હઝરત સિદ્દીક (રદિ.), હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.) છે. એટલે એ બુઝુર્ગોનો ઈન્કાર હકીકતમાં કુરઆન શરીફનો ઈન્કાર છે.

હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની રહલત[3] ના દિવસે ૩૩ (તેંત્રીસ) હઝાર સહાબા (રદિ.) મોજૂદ હતાં. તેઓએ ખૂશીથી અને શોખથી સિદ્દીકે અકબર (રદિ.)થી બૈઅત કરી. આટલા બધાં સહાબા (રદિ.)નું ગુમરાહી પર જમા થવું અશકય છે.

ખુદ હુઝૂર અલૈહિસ્સલામે ફરમાવ્યું છે કે :

لا تجتمع امتى على الضلالة

મારી આખી ઉમ્મત ગુમરાહી પર કદાપી જમા ન થશે.

• ૧ ઈશાઅત : પ્રચાર અને પ્રસાર
૨ તઅન : દોષારોપણ, આરોપ,
૩ રહલત : વિસાલ, ઈન્તેકાલ, અવસાન

## પત્ર ૮૧

### ❀ પ્રતિ : લાલહ બેગ[૧] (રહ.)

ઈસ્લામના અહકામો જારી થવામાં ગેર મઝહબો અવરોધક બને છે. આપ કોશિશ કરો કે ઈસ્લામના અહકામનું ચલન સંપૂર્ણ રીતે થાય. ખુદા આપને જઝા[૨] આપે.

## પત્ર ૮૨

### ❀ પ્રતિ : સિકન્દર ખાન લોદી[૩]

દિલની સલામતી ફના અને બકા સિવાય પ્રાપ્ત થતી નથી.

## પત્ર ૮૩

### ❀ પ્રતિ : બહાદુર ખાન[૪]

ઝાહિર[૫]ને રોશન શરીઅત વડે આભૂષિત કરવું, અને બાતિન[૬] ને હક તઆલાની સાથે રાખવું મોટું કામ છે.

## પત્ર ૮૪

### ❀ પ્રતિ : સૈયદ અહમદ કાદરી[૭]

શરીઅત અને તરીકત એક બીજાના ઐન[૮] છે. ખરેખર (બંને) એક બીજાથી જુદા નથી.

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૬૪
૨ જઝા : નેક કામનો બદલો
૩ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૧૦૯
૪ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨ ક્રમાંક : ૬૮
૫ ઝાહિર : જિસ્મ, શરીર, દેહ, બાહ્ય,
૬ બાતિન : દિલ, કલ્બ, અંતર
૭ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨, ક્રમાંક : ૨૯
૮ ઐન : હુબહુ, આબેહૂબ, સમરૂપ

(બંને વચ્ચે) તફાવત માત્ર :
સંક્ષેપ અને વિસ્તારનો,
કશ્ફ અને દલીલનો,
પરોક્ષ અને પ્રત્યક્ષનો,
તેમ જ
તઅમ્મુલ[૧] અને અદમે તઅમ્મુલ[૨]નો છે.

□

(સુલૂકની) રાહમાં ('મુબ્તદી'[૩] અને 'મુતવસ્સીત'[૪]ને) 'સુક્ર'[૫]ને કારણે (શરીઅતથી) મુખાલિફત માલૂમ પડે છે; પરંતુ 'હક્કુલ યકીન'ના મકામમાં પહોંચ્યા પછી 'મુન્તહી'[૬]ને મુખાલિફત જણાતી નથી.

□

ઈલ્મ અને અમલની બાબતમાં, (નક્શબંદી) તરીકાના મશાઈખમાંથી જો કોઈ વડે શરીઅતથી કંઈ મુખાલિફત થઈ હોય, તો તે (સુલૂકની) રાહમાં મસ્તીના કારણે થઈ છે.

□

કેટલાક મશાઈખની ઈબારતોમાં મોજૂદ છે કે :
'શરીઅત હકીકતનું ખોળિયું છે; અને હકીકત શરીઅતનું મગજ છે'.
જો એનો ભાવાર્થ એ હોય કે :
'સંક્ષિપ્તને વિસ્તૃતની સાથે એવો સંબંધ છે, જેવો મગજને

● ૧ તઅમ્મુલ : અમલન કરવું, કામ કરવું
૨ અદમે તઅમ્મુલ : અમલ ન કરવું, કામ ન કરવું
૩ મુબ્તદી : પ્રાથમિક અવસ્થાનો સાલિક
૪ મુતવસ્સીત : મુબ્તદી અને મુન્તહીની વચ્ચેનો-માધ્યમિક કક્ષાનો સાલિક
૫ સુક્ર : મસ્તી, બેખુદી, હાલ
૬ મુન્તહી : 'ફના ફીલ્લાહ' અને 'બકાબીલ્લાહ'થી મુશર્રફ થનાર સાલિક

ખોળિયા સાથે છે.'[૧]

તો એ મઝમૂન દુરસ્ત થઈ શકે છે.

# પત્ર ૮૫

## ❀ પ્રતિ : મિર્ઝા ફત્હુલ્લાહ[૨]

નમાઝ સૌ ઈબાદતોમાં બેહતર ઈબાદત છે. એને ખુઝૂઅ અને ખુશૂઅથી, જમાઅત સાથે અદા કરવી જોઈએ.

સામાન્ય લોકોની નમાઝ સૂરતે નમાઝ છે. અને ખાસાને ખુદાની[૩] નમાઝ હકીકતે નમાજ છે. પરંતુ જ્યાં સુધી હકીકતે નમાઝ હાસિલ ન થાય, ત્યાં સુધી સૂરતે નમાઝને છોડવું ન જોઈએ. તે અક્રમુલ અક્રમીન[૪] અગર સૂરતે નમાજને હકીકત તરીકે કબૂલ ફરમાવે તો કંઈ દૂર નથી.

# પત્ર ૮૬

## ❀ પ્રતિ : એક અનામી વ્યક્તિ

દિલની સલામતી આપણા માટે જરૂરી છે. દિલની સલામતી 'નિસ્યાન મા સિવલ્લાહ'[૫] સિવાય પ્રાપ્ત થતી નથી. 'નિસ્યાન મા સિવલ્લાહ' પ્રાપ્ત થઈ જવા પછી અગર હઝાર વરસની ઉંમર મળે તો પણ ખુદાની તરફથી એક પળ માટે ગફલત થતી નથી..

• ૧ સમગ્ર શરીરની તમામ ચેતનાઓ સંક્ષિપ્ત સ્વરૂપે એક નાના સરખા મગજમાં સમાયેલી છે; અથવા શરીરની ચેતનાઓ મગજની ચેતનાઓનો વિસ્તાર છે.

૨ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨, ક્રમાંક : ૬૦

૩ ખાસાને ખુદા : અલ્લાહના ખાસ બંદાઓ અર્થાત ઔલિયા અલ્લાહ

૪ અક્રમુલ અક્રમીન : તમામ મહેરબાનો કરતાં સૌથી વધારે મહેરબાન અર્થાત અલ્લાહ

૫ નિસ્યાન મા સિવલ્લાહ : ફના.

## પત્ર ૮૭

### ● પ્રતિ : મહમૂદ પહેલવાન[1]

ખુદાના દોસ્ત[2] કોઈને દોસ્ત રાખે એ ઘણી મોટી સઆદત[3] છે.

## પત્ર ૮૮

### ● પ્રતિ : મહમૂદ પહેલવાન

જવાનીમાં ખુદાની યાદ કરવી અને બુઢાપામાં ખુદાથી મગફિરતની ઉમ્મીદ રાખવી એ ખુદાની નેઅમત છે.

હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે :

'ઈસ્લામમાં જે વૃદ્ધ થયો તેને બખ્શવામાં આવશે.'

બુઢાપામાં રજા (ઉમ્મીદ) વધારે હોવી જોઈએ.

## પત્ર ૮૯

### ● પ્રતિ : મિર્ઝા અલીજાન[4]

દરેક નફસ[5] મોતની મઝા ચાખનાર છે. અલ્લાહ તઆલા આપના બુઝુર્ગને બખ્શે.[6] એમનું વુજૂદ આ સમયે ઘણું ગનીમત હતું. આપ પર જરૂરી છે કે એહસાનના બદલામાં એહસાન કરો અને દુઆ, સદકહથી હરઘડી એમની મદદ કરો કારણ કે મૈયત

● ૧ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨, ક્રમાંક : ૭૨
૨ ઔલિયા અલ્લાહ.
૩ સઆદત : સૌભાગ્ય, બુઝુર્ગી
૪ પરિચય માટે જુઓ પરિશિષ્ટ : ૧, ૨, ક્રમાંક : ૨૫
૫ નફસ : જીવ, પ્રાણ
૬ આ પત્ર મિર્ઝા અલીજાનના કોઈક સંબંધીના અવસાન નિમિત્તે લખવામાં આવેલો છે.

રૂએલા (માણસ) સમાન હોય છે અને દુઆનો ઈન્તેઝાર કરતી હોય છે.

## પત્ર ૯૦

### પ્રતિ : ખ્વાજા કાસિમ (રહ.)

મોટી મોટી સખ્ત રિયાઝતો અને મુજાહદાઓથી એટલું હાસિલ થતું નથી જેટલું આ (નકશબંદી) બુઝુર્ગવારોની એક જ સુહબતથી હાસિલ થાય છે. પહેલી જ સુહબતમાં (તેઓ) એટલું બધું અર્પણ કરી દે છે કે જે બીજા તરીકાઓના મુન્તહીઓને અંતમાં પહોંચીને હાસિલ થાય છે.

## પત્ર ૯૧

### પ્રતિ : શૈખ કબીર

અહલે સુન્નત વલ જમાઅત ફિર્કાના ઉલ્માના અનુસાર પ્રથમ (પોતાના) એઅતિકાદને દુરુસ્ત કરવા જોઈએ. તેમ જ ફિકહના અહકામ અનુસાર ઈલ્મ અને અમલ કરવું જોઈએ. આ એઅતિકાદી અને અમલી બંને પાંખોને હાસિલ કર્યા પછી 'આલમે કુદસ'ની તરફ ઊડવાનો ઈરાદો કરવો જોઈએ.

શરીઅતના આમાલ તેમ જ હકીકતના અહવાલનો હેતુ નફસને પાક કરવાનો અને દિલને સાફ કરવાનો છે. જ્યાં સુધી નફસ પાક અને દિલ તંદુરસ્ત ન થઈ જાય, ત્યાં સુધી ઈમાને હકીકી પ્રાપ્ત થતુ નથી.

## પત્ર ૯૨

### પ્રતિ : શૈખ કબીર

અલ્લાહના ઝિક્રથી દિલને ઈતિમનાન થાય છે. (ઝિક્રથી)

ઝાકિર[1] અને મઝકૂર[2]ના દરમિયાન એક પ્રકારનો સંબંધ સ્થાપિત થઈ જાય છે. (એ સંબંધ) મુહબ્બતનો શબબ બને છે.

ઝિક્ર ગો ઝિક્ર, તા તુરા જાન અસ્ત,
જિંદગીના અંતિમ શ્વાસ સુધી અલ્લાહનો ઝિક્ર કરતા રહે,

પાકિયે દિલ ઝે ઝિક્રે રહમાન અસ્ત.
કારણ કે અલ્લાહના ઝિક્રથી દિલ પાક થાય છે.

## પત્ર ૯૩

### ❀ પ્રતિ : સિકંદર ખાન લોદી

પાંચે વખતની નમાઝને જમાઅત સાથે અદા કરવી જોઈએ. સુન્નતે મુઅક્કિદહ અદા કર્યા પછી પોતાના સમયને અલ્લાહના ઝિક્રમાં વાપરવો જોઈએ. એના સિવાય બીજી કોઈ ચીઝમાં મશગૂલ થવું ન જોઈએ. એટલે કે ખાવા-પીવામાં, આવવા-જવામાં ગાફિલ ન થવું જોઈએ. અગર કોઈ વખતે જમઈય્યત (એકાગ્રતા)માં ખલેલ માલૂમ પડે તો રુદન અને અશ્રુવહન, તૌબા અને ઈસ્તિગફાર કરો તથા જે શૈખથી ઝિક્ર શિખ્યા છો, એમને જ વસીલો બનાવવો જોઈએ.

## પત્ર ૯૪

### ❀ પ્રતિ : ખિઝર ખાન લોદી

અહલે સુન્નત વલ જમાઅત પ્રમાણે (પ્રથમ) એઅતિકાદને દુરુસ્ત કર્યા પછી સુન્નતની ઈત્તિબાઅ કરો ત્યાર પછી હકીકતની

● ૧ ઝાકિર : ઝિક્ર કરનાર બંદો
૨ મઝકૂર : બંદો જેનો ઝિક્ર કરે છે તે અર્થાત્ અલ્લાહ

તરફ ધ્યાન કેન્દ્રિત કરો. એ વિના આલમે કુદ્સની તરફ ઉડ્ડયન અશક્ય છે.

મુહાલ અસ્ત સઅદી કે રાહે સફા,
હે સઅદી! તરીકત અને હકીકતના રસ્તા પર ચાલવું,

તવાન રફ્ત જુઝ દર પયે મુસ્તફા (સલ.)
હુઝૂરે અકદસ (સલ.)ની પૈરવી વગર અશક્ય છે.

# પત્ર ૯૫

## ● પ્રતિ : સૈયદ અહમદ બજવાડી (રહ.)

ઈન્સાન 'નુસ્ખએ જામેઅ'[1] છે. તમામ મખ્લુકાતમાં જે કંઈ છે, તે બધું જ એકલા ઈન્સાનમાં (હોવાનું) સાબિત છે. પરંતુ (એ પૈકી) 'આલમે ઈમ્કાન'[2]માંથી (જે કંઈ છે તે) હકીકત રૂપે છે અને 'મર્તબાએ વુજૂબ' માંથી (જે કંઈ છે તે) સૂરત રૂપે છે.

ઈન્સાનનું કલ્બ પણ એ જ (પ્રમાણે) જામેઈય્યત પર પેદા કરવામાં આવ્યું છે. સમગ્ર ઈન્સાનમાં જે કંઈ છે તે બધું જ એકલા કલ્બમાં છે. એટલા જ માટે કલ્બને 'હકીકતે જામેઆ' કહે છે.

કલ્બની એ જામેઈય્યતના કારણે જ કેટલાક મશાઈખે કલ્બની વ્યાપકતા અને વિશાળતા વિશે એવું જણાવ્યું છે કે :

'અગર અર્શ અને તેમાં જે કંઈ છે તે સર્વ આરિફના દિલના ખૂણામાં નાંખવામાં આવે તો કંઈ (પડેલું છે એવું)

● ૧ નુસ્ખએ જામેઅ : જેમાં સકળ સૃષ્ટિના સકળ તત્વો જમા થયેલાં છે એવો નુસ્ખો
૨ આલમે ઈમ્કાન : સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૧૧૮

માલૂમ પણ ન પડે.'[૧]

કલ્બ (ચારેય) અનાસિર[૨]નો, આસમાનોનો, અર્શનો, કુર્સીનો, અકલનો અને નફ્સનો જમેઅ છે. વળી કલ્બ 'મકાની'[૩] અને 'લામકાની'[૪] (બંને)માં શામેલ છે.

(કલ્બ) 'લા મકાનિયત'માં શામેલ હોવાના કારણે (એની વ્યાપકતા અને વિશાળતા એવી અસીમ છે કે) અર્શ અને તેમાં જે ચીઝો શામેલ છે તે તમામની કલ્બમાં કંઈ વિસાત નથી.

અર્શ અને તેમાં જે ચીઝો શામેલ છે તે તમામ (અત્યંત) વ્યાપકતા અને વિશાળતા ધરાવતી હોવા છતાં 'દાઈરાએ ઈમ્કાન' માં શામેલ છે. (અર્શનું) સ્થળ જો કે (અતિ) વિશાળ અને વ્યાપક છે પરંતુ 'લામકાની' (કલ્બ)ની તુલનામાં ખૂબ જ સાંકડું અને સંકુચિત છે અને એની કંઈ વિસાત નથી. એમ છતાં હઝરાતે અહલે શહુવ[૫] કુદ્દેસ સિર્રુહૂ, આ વાત જાણે છે કે આ (પ્રમાણેનો) કલામ 'ઔલિયાએ સુકર'[૬]નો છે.

● ૧ હઝરત બાઝીયદ બુસ્તામી (રહ.) ફરમાવે છે કે :
'મારા કલ્બની વિશાળતા એટલી છે કે અર્શે મોઅલ્લા મારા કલ્બની તુલનામાં એવો નાનો માલૂમ પડે છે જેવી રીતે કોઈ મકાનના ખૂણામાં ઠીકરી પડેલી હોય!'
હઝરત મિર્ઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.) ફરમાવે છે કે : 'સુલૂકના સમયે કલ્બના નૂરની તુલનામાં આસમાનો ખસખસના દાણા જેવડા (ટચૂકડા) માલૂમ પડે છે.' ['અહસનુત્તકવીમ' પા. ૪૩]
૨ ચાર અનાસિર : ચાર પાર્થિવ તત્ત્વો : આગ, પાણી, હવા અને માટી
૩ મકાની : સ્થળની સીમાથી મર્યાદિત, જેનો અંત છે એવું, સાંત
૪ લા મકાની : સ્થળની સીમાથી પર, અનંત, અસીમ
૫ અહલે શહુવ : જ્યાં મસ્તી અને હાલ તારી થતાં રહે છે તેમ જ અહવાલમાં ફેરફાર થતા રહે છે એવા નિમ્ન કક્ષાના 'ફના' ના 'મકામે તલવીન'માંથી તરક્કી કરી જ્યાં સભાનતા અને

(અનુસંધાન પાન ૧૮૩ ઉપર)

દિલના આયનામાં અર્શની સૂરત દેખાય છે; અર્શની હકીકત દેખાતી નથી. જેવી રીતે આયનામાં સૂરજ દેખાય છે અને છતાં આયનાનો ઘણો ભાગ ખાલી રહે છે. તો આયનામાં સૂરજની સૂરત (દેખાય) છે; સૂરજની હકીકત (દેખાતી) નથી.

કેટલાક મશાઈખે મસ્તી અને બેહોશીમાં કહેલા કલામ એ જ પ્રમાણેના છે.

સુકર[1] વિલાયતમાં છે;
શહવ[2] નબુવ્વતમાં છે.
કેટલાક લોકોએ કહ્યું છે કે:
'નબીની વિલાયત એની નબુવ્વત કરતાં અફઝલ છે.'[3]

વિલાયતનું રુખ માત્ર ખુદાની તરફ હોય છે;
નબવ્વતનું રુખ ખાલિક અને મખ્લૂક બંનેની તરફ હોય છે.
નબીનું બાતિન ખાલિકની સાથે અને ઝાહિર ખલ્કની સાથે હોય છે.

• (પાના ૧૮૨ની ફૂટનોટ ચાલુ)
'ઈસ્તેહકામ' પ્રાપ્ત થાય છે એવા ઉચ્ચ કક્ષાના 'મકામે તમકીન'માં પહોંચેલા બુઝુર્ગો.
હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને જ્યારે 'ફના'થી આગળ તરક્કી થઈ હતી ત્યારે આપે ફરમાવ્યું હતું કે :
**'તૌહિદ કૂચએ તંગ અસ્ત, શાહરાહ દિગર અસ્ત.'**
'ફના' તો સાંકડો માર્ગ છે; અંબિયા (અલ.) એ દર્શાવેલો વિશાળ રાજમાર્ગ તો બીજો છે.
૬ ઓલિયાએ સુકર : 'ફના'ના મકામમાં હોવાના કારણે જેમના પર હાલ અને મસ્તી તારી થયેલાં છે તેવા ઓલિયા અલ્લાહ, મજઝૂબ

• ૧ સુકર : મસ્તી, બેહોશી, અભાન અવસ્થા
૨ શહવ : સભાનતા, હોશિયારી
૩ આ કથન પછી હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) એ પોતાનો અભિપ્રાય આપતા લખ્યું છે કે : '......પરંતુ ફકીરની નજીક આ પ્રકારની વાતો બેહુદા માલૂમ પડે છે.'

જેનું બધું જ ધ્યાન (માત્ર) ખલ્કની તરફ હોય તે બહબખ્ત છે.
અંબિયા અલૈહિમુસ્સલામ તમામ ખલ્કમાં અફઝલ છે.
સૌથી બેહતર દૌલત એમને જ મળેલી છે.

નબુવ્વત સમષ્ટિ છે અને વિલાયત એનો માત્ર એક અંશ છે
એટલે વિલાયતના કરતાં નબુવ્વત અફઝલ છે;
ભલે વિલાયત નબી (અલ.)ની હોય કે વલીની.

નબુવ્વતમાં શહવ છે;
વિલાયતમાં સુકર છે.
નબી (અલ.)ની ઈત્તિબાઅ કરવી વલી માટે ફર્ઝ છે;
વલીની ઈત્તિબાઅ કરવી નબી (અલ.) માટે ફર્ઝ નથી.

□

હદીસે કુદસીમાં જે વારિદ છે કે:

**'વલા યસઉની અર્દી વલા સમાઈ**
**વલા કિન્ન યસઉની કલ્બો અબ્દીલ મોમિન'**

નથી સમાતો હું જમીનમાં કે આસમાનમાં;
સમાઉં છું હું મોમિનના કલ્બમાં.

□

આ સમાવેશ 'મર્તબાએ વુજૂબ'ની સૂરત છે;
હકીકત નથી; કારણ કે 'હુલુલ'[1] ત્યાં અશક્ય છે.

## પત્ર ૯૬

### ❁ પ્રતિ : મુહમ્મદ શરીફ

મારા અઝીઝ!
નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત અને શરીઅતના અહકામોને

● ૧ હુલુલ : એક વસ્તુ બીજી વસ્તુમાં એવી રીતે મિશ્ર થઈ જાય કે બંને વચ્ચે તફાવત બાકી ન રહે; તાદાત્મ્ય, સાયુજ્ય

પૂરા કરવા જોઈએ. રોજે હિસાબનો હિસાબ માંગવાનો સમય હવે નઝદીક છે.

શેતાન ખુદાની મહેરબાની પર મગરૂર કરીને સુસ્તીમાં નાંખે છે. અને એની માફીનું બહાનું બનાવીને ગુનાહ કરવા પ્રેરે છે.

દુનિયા આઝમાઈશ (કસોટી) માટેની જગા છે. આસમાની અહકામોની લાપરવાહી કરવું ઈમાનના નૂરને સલામત કઈ રીતે લઈ જવા દેશે?!

અલ્લાહ તઆલા પોતાના ફઝલથી પોતાની (ખુદાની) મરજી પર ચાલવાની તૌફિક ઈનાયત ફરમાવે! (આમીન!)

# પત્ર ૯૭

## ❁ પ્રતિ : શેખ દુરવેશ (રહ.)

જેવી રીતે ઈન્સાનની પૈદાઈશનો મકસદ 'ઈબાદતે મામૂરહ'[1] ને અદા કરવાનો છે;[2] એ જ પ્રમાણે ઈબાદતે મામૂરહને અદા કરવાનો મકસદ (તે) યકીનને હાસિલ કરવાનો છે; કે જે ઈમાનની હકીકત છે. ફના તેમ જ બકા (હાસિલ કરવાનો) મકસદ માત્ર એ જ યકીનને (હાસિલ કરવાનો) છે.

હઝરત ઈબ્રાહીમ બિન શૈબાન કુદ્દેસ સિર્રુહૂ જેઓ મશાઈખે તબકાતમાંથી છે તેઓ ફરમાવે છે કે :

'ફના અને બકાનો ઈલ્મ, વહદાનિયતના ઈખ્લાસની અને ઊબુદિય્યતની સિહતની ફરતે ફરે છે. એના સિવાય ગુમરાહી અને કુફ્ર છે.'

● ૧ ઈબાદતે મામૂરહ : અલ્લાહ તઆલા તરફથી જેનો હુકમ કરવામાં આવેલો છે તે ઈબાદતો

૨ આ આયત શ. તરફ ઈશારો છે :

(અનુસંધાન પાનં ૧૮૬ ઉપર)

# પત્ર ૯૮

## ● પ્રતિ : શૈખ ઝકરિયા (રહ.)

હુઝૂર અલૈહિસ્સલામે ઈરશાદ ફરમાવ્યો છે કે:
'અલ્લાહ રફીક છે. નરમીને દોસ્ત રાખે છે. અને નરમીથી જે મળે છે; તે સખ્તીથી નથી મળતું.'

□

વળી (આગળ) ઈરશાદ છે:

'નમ્રતાને લાઝિમ પકડો; સખ્તી અને બકવાસથી બચો કારણ કે નમ્રતા (માણસને) શોભા આપે છે અને જે (માણસમાંથી નમ્રતા) નીકળી જાય છે તેને કલંકિત કરી દે છે. જે નમ્રતાથી મેહરૂમ રહ્યો તે તમામ નેકીઓથી મેહરૂમ રહ્યો. તમારામાંથી મારી નજીક તે સારો છે જેના અખ્લાક સારા છે. જેને નમ્રતાનો કંઈક હિસ્સો આપવામાં આવ્યો છે, તેને દુનિયા અને આખિરતની ભલાઈનો હિસ્સો મળી ગયો.'

□

વળી હુઝૂર (સલ.) એ ફરમાવ્યું છે કે:

'હયા ઈમાનમાંથી છે અને ઈમાનવાળાઓનું (સ્થાન) જન્નતમાં છે. બકવાસ જફામાંથી છે અને જફા દોઝખમાં છે. અલ્લાહ તઆલા બેહયા બકવાસીને દુશ્મન સમજે છે.

શું હું તમને ન બતાવું કે દોઝખની આગ કોના પર હરામ છે? હરેક વિનમ્ર, વિવેકી પર. મોમિન સૌ નમ્રતા અને વિવેક દર્શાવનારા છે. નાકમાં નાથ અને લગામ નાંખેલા ઊંટની જેમ જો

● (પાન ૧૮૫ની ફૂટનોટ ચાલુ)

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنْسَ إِلَّا لِيَعْبُدُوْنِ

મેં નથી પેદા કર્યાં જિન્ન અને ઇન્સાનને પરંતુ ઈબાદત કરવા માટે

તેને હાંકવામાં આવે, તો ચાલી નીકળે છે અને જો તેને પથ્થર પર બેસાડે તો બેસી જાય છે.[1]

ગુસ્સો ઠાલવવા પર કાબૂ ધરાવતો હોવા છતાં જે ગુસ્સાને ગળી જશે તેને અલ્લાહ તઆલા કિયામતના દિવસે તમામ મખ્લૂકની સામે બોલાવશે, કે જેથી તેને અધિકાર રહે કે જે હૂરને ચાહે તેને પસંદ કરે.'

□

એક શખ્સે હુઝૂર (સલ.)થી અરજ કરી કે આપ (અલ.) મને વસીય્યત કરો. આપે ફરમાવ્યું :

'ગુસ્સો ન કરો.'

તેણે ફરી પાછી અરજ કરી. ફરી પાછું આપે ફરમાવ્યું :

'ગુસ્સો કર્યા ન કરો. શું હું તમને જન્નતવાળાઓ વિશે ખબર ન આપું ?! તેઓ ઝઈફ અને આજિઝ (લોકો) છે કે અગર (તેઓ) અલ્લાહ પર કસમ ખાય તો અલ્લાહ તેમની કસમને સાચી કરી દે.

શું હું તમને દોઝખવાળાઓ વિશે જાણ ન કરું ?!

તેઓ માથાફરેલ ઘમંડી (લોકો) છે. જ્યારે તમારામાંથી કોઈને ગુસ્સો આવે, ત્યારે અગર તે ઊભો હોય તો બેસી જાય, એનાથી જો એનો ગુસ્સો દૂર થઈ ગયો તો બેહતર છે નહિતર તેણે સૂઈ જવું જોઈએ કારણ કે ગુસ્સો ઈમાનને એવી રીતે બગાડી નાંખે છે જેવી રીતે સિબ્ર (એલવહ[2]) મધને બગાડી નાંખે છે.

જેણે અલ્લાહના માટે વિનમ્રતા (ધારણ) કરી તેને અલ્લાહ બુલંદ કરે છે. તે પોતે પોતાની ઝાતને તુચ્છ સમજે છે પરંતુ લોકોની આંખોમાં મોટો હોય છે.

• ૧ પોતાના માલિકના હુકમ પ્રમાણે વર્તે છે.
૨ સિબ્ર (એલવહ) : એક કડવો ગુંદર જે મધમાં પડે તો મધને પણ કડવું બનાવી દે છે.

જે તકબ્બુર કરે છે, અલ્લાહ તેનું અધઃપતન કરે છે. તે લોકોની આંખોમાં હકીર હોય છે અને પોતે પોતાની ઝાતને મોટી માને છે. અહીં સુધી કે લોકોની નઝદીક તે કૂતરા અને ભૂંડના કરતાં પણ વધારે ધૃણાસ્પદ હોય છે.

હઝરત મૂસા બિન ઈમ્રાન અલા નબીય્યેના વ અલૈહિસ્સલાતો વસ્સલામે અર્ઝ કરી : 'યા રબ! તારા બંદાઓમાંથી તારા નઝદીક વધારે અઝીઝ કોણ છે?' (તો અલ્લાહ તઆલાએ) ફરમાવ્યું : 'તે શખ્સ જે શક્તિવાન હોવા છતાં માફ કરી દે.'

□

વળી હુઝૂર (સલ.) એ ફરમાવ્યુ :

'જે પોતાની ઝબાનને બંધ રાખે છે, અલ્લાહ તઆલા તેની શર્મગાહને ઢાંકે છે, અને જે ગુસ્સાને રોકે છે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેનાથી અઝાબને રોકી લેશે અને જે (કોઈનો) બચાવ કબૂલ કરે છે, અલ્લાહ તઆલા તેના બચાવને કબુલ કરશે.'

□

વળી હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો :

'કોઈ શખ્સ પર પોતાના કોઈ ભાઈનો કોઈ માલ કે બીજો કોઈ હક હોય, તો તેણે (મૌત આવવા)થી પહેલાં આજે જ તેને માફ કરાવવું જોઈએ, (કારણ કે કિયામતના દિવસે) એની પાસે કોઈ દિર્હમ કે દિનાર (નાણાં) ન હશે. અગર એનો કોઈ નેક અમલ હશે તો એના (હકના) પ્રમાણે લેવામાં આવશે અને જો કોઈ નેકી ન હશે, તો હકદારની બૂરાઈઓ લઈને એની બૂરાઈઓમાં વધારો કરવામાં આવશે.'

□

વળી હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો :

'તમે જાણો છો મુફલિસ કોણ છે?'

સહાબા (રદિ.)એ અરજ કરી કે :

'અમારામાં મુફલિસ તે છે કે જેની પાસે દિર્હમ (નાણાં) અને માલ-સામાન કંઈ ન હોય.'

આપ (સલ.)એ ફરમાવ્યું કે:

'મારી ઉમ્મતમાં મુફલિસ તે છે જે કિયામતના દિવસે નમાઝ, રોઝા, ઝકાત બધું જ કરીને આવશે પરંતુ એની સાથે એણે કોઈને ગાળ આપી હશે, અને કોઈનો માલ પચાવી પાડયો હશે, કોઈને તોહમત લગાવ્યું હશે, અને કોઈનું ખૂન વહાવ્યું હશે, અને કોઈને માર્યો હશે. પછી તેની નેકીઓમાંથી હરેક (હક્દાર)ને આપવામાં આવશે, પછી જો હક અદા થવાથી પહેલાં તેની નેકીઓ પૂરી થઈ જશે તો હક્દારોના કસૂર લઈને એના ગુનાહોમાં ઉમેરો વધારો કરવામાં આવશે અને પછી તેને દોઝખમાં નાંખી દેવામાં આવશે.'

□

વળી હઝરત મુઆવિયા (રદિ.)થી રિવાયત છે કે તેમણે હઝરત આયશા સિદ્દીકા રદિયલ્લાહો અન્હાને લખ્યું કે મને આપ કંઈક લખો, જેમાં વસીયતો હોય, પરંતુ વધારે ન હોય, થોડી હોય.

પછી આપે (હઝરત આયશા રદિ.) એ (જવાબમાં) લખ્યું કે:

'આપ પર સલામ હો. એ પછી (આપને) જાણ થાય કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમથી સાંભળ્યું છે કે:

'જે શખ્સ લોકોના ગુસ્સાના મુકાબલામાં અલ્લાહની રઝામંદી ચાહે, અલ્લાહ તઆલા તેને લોકોની તકલીફથી બચાવેલો રાખે છે. અને જે શખ્સ અલ્લાહની નારાઝગીના મુકાબલામાં લોકોની રઝામંદી ચાહે, અલ્લાહ તઆલા તેને લોકોના હવાલે કરી દે છે.'

□

તમારા પર સલામ થાઓ.

હક તઆલા આપને (અને) મને મુખ્બિરે સાદિક[1] અલૈહિસ્સલામના ફરમાનો પર અમલ કરવાની તૌફિક આપે.

# પત્ર ૯૯

## ● પ્રતિ : મુલ્લા હસન કશ્મિરી (રહ.)

ઈન્સાનની રૂહનો આ જિસ્માની સૂરત સાથે સંબંધ થયો તે પહેલા એનો તરક્કી અને ઉરૂજનો રસ્તો બંધ હતો.[2]

(તે વખતે રૂહ)

'વમા મિન્ના ઈલ્લા લહૂ મકામુમ મઅલૂમ'[3]

ના પિંજરામાં કેદ અને સ્થગિત હતી. હક તઆલાએ કમાલે કુદરતથી એ નૂરાની જવહરને (રૂહને) આ અંધકારમય જિસ્મની સાથે ભેગી (સંલગ્ન) કરી. પાક છે તે ઝાત જેણે નૂર અને ઝુલ્મતને[4] ભેગાં કરી દીધાં તેમજ અમ્ર[5]ને ખલ્ક[6]ની સાથે મેળવી દીધું.

રૂહ જો પોતાની હકીકત ભૂલીને જિસ્મની સાથે સંબંધ

● ૧ મુખ્બિરે સાદિક : સાચી ખબરો આપનાર, સાચા સંદેશાવાહક એટલે કે હુઝૂર (સલ.)

૨ ઈન્સાનના જિસ્મ સહિતના જન્મ પહેલાં અલ્લાહ તઆલાએ એની રૂહને વર્ષો પહેલાં બનાવીને તૈયાર રાખી હતી પરંતુ શારીરિક જન્મ પહેલાંના સમયગાળામાં એનું એક ચોક્કસ સ્થાન નિશ્ચિત હતું; ત્યાંથી એને બિલકુલ તરક્કી ન હતી.

૩ **ભાવાર્થ :**

અને અમારામાંથી દરેકનો એક મુકર્રર દરજ્જો છે.

૪ ઝુલ્મત : અંધારું, તિમિર

૫ રૂહ આલમે અમ્ર પૈકી છે. સમજૂતી માટે પાના ૯૨ ઉપર આપેલા પારિભાષિક શબ્દો પૈકી નં. ૮ જુઓ.

૬ જિસ્મ (શરીર) આલમે ખલ્ક પૈકી છે. સમજૂતી માટે પાના ૯૧ ઉપર આપેલા પારિભાષિક શબ્દો પૈકી નં. ૭ જુઓ.

સ્થાપે છે અને ગફલત ગ્રહણ કરે છે તો એનામાં પણ ઝુલ્મત પૈદા થાય છે અને કમાલ અને ઉરૂજથી મેહરૂમ રહે છે.

(પરંતુ જો રૂહ) પોતાની અસલીયતને યાદ કરે છે તો માટીના અંધકારમય જિસ્મને પણ નૂરાની બનાવી દે છે અને જિસ્મના કારણે તરક્કી પામીને પોતાના મકસૂદ (ધ્યેય)ને હાસિલ કરે છે યાને ફના અને બકાથી મુશર્રફ થઈને એના પ્રભાવથી નફસમાં પણ ખૂબી અને ભલાઈ પૈદા કરી દે છે.

# પત્ર ૧૦૦

## પ્રતિ : મુલ્લા હુસૈન કશ્મિરી (રહ.)

શૈખ અબ્દુલકરીમ યમનીએ જે કહ્યું છે કે હક તઆલા આલિમુલ ગૈબ નથી, ફકીર[1]ને એ પ્રકારની વાત સાંભળવાની તાબ નથી. બેઈખ્તિયાર મારી રગે ફારૂકી[2] (ફારૂકી વંશનું ખૂન) જોશમાં આવી જાય છે. અને એમાં તાવીલ અને તોજીહની ફુરસદ નથી આપતી. (એવી) વાતો કહેનારા ભલેને શૈખ કબીર યમની હોય કે શૈખ અકબર શામી હોય; આપણને તો મુહમ્મદ અરબી અલૈહિસ્સલાતો વસ્સલામનો કલામ જરૂરી છે.

આપણને

ન મુહ્યુદ્દીન ઈબ્ને અરબી[3]ના કલામની જરૂરત છે,

1 નમ્રતા દર્શાવવા માટે હ. મુજદ્દિદ સાહબ (રહ.) પોતાના માટે ફકીર શબ્દ વાપરે છે.

2 હ. મુજદ્દિદ સા. (રહ.) હ. ઉમર ફારૂક (રદિ.)ના વંશમાંથી છે એટલે આમ ફરમાવ્યું છે.

3 શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)

આપ શૈખ શહાબુદ્દીન સુહરવર્દી (રહ.)ના સમકાલીન હતા. આપ ઉન્દલુસ શહેરના મર્સિયહ નામના સ્થળે ૧૭મી રમઝાન શરીફ હિ. સ. ૫૬૦માં પેદા થયા. 'વહદતુલ વુજૂદ'માં માનનારા-

(અનુસંધાન પાના ૧૯૨ ઉપર)

...મ સદ્રુદ્દીન કોન્યવી[1]ના કલામની જરૂરત છે કે

(પાના ૧૯૧ની ફૂટનોટ ચાલુ)

ઓના આપ પેશવા છે. એક રિવાયત પ્રમાણે આપે લગભગ ૫૦૦ જેટલી કિતાબો લખેલી છે જેમાંથી 'ફુસૂસુલ હિકમ' અને 'ફુતૂહાત' પ્રખ્યાત છે. આપની કેટલીક વાતો વિશે બુઝુર્ગોમાં લાંબા કાળથી વાદ-વિવાદ થતો આવ્યો છે. હ. મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) એ પણ પોતાના ઘણા પત્રોમાં આપના વિશે ચર્ચા કરેલી છે. એક પત્રમાં આપ (રહ.) ફરમાવે છે : 'ફકીરના નઝદીક આ વાત બેહતર છે કે ન શેખ (રહ.)ની વિલાયતનો ઈન્કાર કરવામાં આવે; ન શેખની આવી વાતોને માનવામાં આવે.' [મકતૂબાત શ. ભા-૩-પત્ર-૭૭] મકતૂબાત શ. ભા-૩, પત્ર-૭૯માં પણ આપના વિશે લાંબી ચર્ચા કરેલી છે.

૨૨ રબીઉલ અવ્વલ, હિ. સ. ૬૩૮માં દમિશ્કમાં આપનો ઈન્તેકાલ થયો. આપને 'શેખ અકબર શામી' તરીકે પણ ઓળખવામાં આવે છે.

૧ શેખ સદ્રુદ્દીન કોન્યવી (રહ.)

આપ (રહ.)ની કુનિયત (લકબ) 'અબૂલ મઆલી' છે. ઝાહેરી તેમ જ બાતિની ઈલ્મથી મુશર્રફ હતા, ખ્વાજા નસીરૂદ્દીન તૂસી (રહ.) સાથે આપે ઘણો વાદ-વિવાદ કર્યો હતો મૌલાના કુત્બુદ્દીન અલ્લામા શીરાઝી, હદીસમાં આપના શાગિર્દ છે. શેખ મવીદ્દુદ્દીન જુન્દી, મૌલાના શમ્સુદ્દીન રાયકી, શેખ ફખ્રુદ્દીન ઈરાકી શેખ સઈદુદ્દીન ફર્ગાની વગેરે બુઝુર્ગોએ આપની સુહબત મેળવી હતી.

આપ શેખ સઈદુદ્દીન હમ્વી (રહ.)ની સુહબતમાં વધારે રહ્યા છે. આપના જન્મ પછી, આપના વાલિદના ઈન્તેકાલ બાદ આપની વાલિદહ શેખ અકબર હઝરત મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)ના નિકાહમાં આવી હતી. આપે શેખ અકબરથી સુહબત અને તર્બિયત મેળવી હતી.

આપની કિતાબો : 'તફસિરે ફાતિહા,' 'મિફતાહુલ ગૈબ,' 'ફુસૂસ વ ફુકૂક,' 'શર્હે હદીસ,' 'નફહાતુલ ઈલાહિયહ' વગેરે છે. આપને હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.) સાથે ખાસ

(અનુસંધાન પાના ૧૯૩ ઉપર)

ન અબ્દુર્રઝાક કાશી[1]ના કલામની જરૂરત છે.
આપણને તો નસ્સ (કુરઆન અને હદીસ)થી કામ છે;
ફસ્સ (ફુસૂસુલ હિકમના કોઈ પ્રકરણ)થી કામ નથી.
'ફુતૂહાતે મદનિય્યહ' (યાને અહાદીસે નબવીય્યહએ, આપણને
ફુતૂહાતે મક્કીયહ[2] (શૈખ અકબરના લખાણો)થી
લાપરવાહ કરી દીધાં છે.

ખુદા તઆલા કુરઆન મજીદમાં પોતાની તા'રીફ ઈલ્મે ગૈબથી કરે છે અને પોતે પોતાને આલિમુલ ગૈબ હોવાનું ફરમાવે છે. એટલે હક તઆલાના ઈલ્મે ગૈબનો ઈન્કાર કરવો હકીકતમાં હકતઆલાના (કલામને) જુઠાડવા બરાબર છે જે નાના મોઢે મોટી વાત કરવા સમાન છે.

અગર મન્સૂર (રહ.)એ :
'અનલ હક'
હું ખુદા છું.

● (પાના ૧૯૨ની ફૂટનોટ ચાલુ)
મુહબ્બત અને સુહબત હતી. હઝરત મૌલાના રૂમી (રહ.)નો આપથી પહેલાં ઈન્તેકાલ થયો હતો. હઝરત મૌલાના રૂમી (રહ.) એ પોતાના જનાઝાની નમાઝ આપ પઢાવે એવી વસિયત કરી હતી.

['નફહાતુલ ઉન્સ' (ઉર્દૂ) પા. ૫૯૨]

૧ શૈખ કમાલુદ્દીન અબ્દુર્રઝાક કાશી (રહ.) :
આપ શૈખ નૂરુદ્દીન અબ્દુસ્સમદ તઝીના મુરીદ હતા. ઝાહેરી અને બાતિની બંને ઉલૂમથી મુશર્રફ હતા. આપની કિતાબો : 'તફસીર,' 'તાવીલાત,' 'ઈસ્તિલાહાતે સૂફિયહ,' 'શર્હે ફુસૂસુલ હિકમ,' 'શર્હે મનાઝિલુસ્સાઈરીન'...વગેરે છે.

આપ શૈખ રુકનુદ્દીન અલાઉદ્દૌલહ (રહ.)ના સમકાલીન હતા. બંને વચ્ચે 'વહદતુલ વુજૂદ'ના મસઅલા વિશે ભારે વાદ-વિવાદ થતા રહેતા હતા. ['નફહાતુલ ઉન્સ' (ઉર્દૂ) પા. ૫૫૧)
૨ ફુતૂહાત : શૈખ મુહયુદ્દીન ઈબ્ને અરબી (રહ.)ની પ્રખ્યાત કિતાબ

અને બાયઝીદ બુસ્તામી (રહ.) એ :

'સુબ્હાની'

પાક છે મારી ઝાત

કહ્યું છે તો તેઓએ અહવાલ[1]ના ગલ્બામાં મગ્લૂબ હોવાની હાલતમાં કહેલું છે જેથી તેઓ મા'ઝૂર છે. પરંતુ (શૈખ અબ્દુલ કરીમ યમનીએ 'અલ્લાહ તઆલા આલિમુલ ગૈબ નથી' એ શબ્દો) અહવાલના ગલ્બાના કારણે કહેલાં નથી બલકે એ કલામ ઈલ્મની સાથે સંબંધ ધરાવે છે. એ કલામ કોઈ પણ ઉઝ્ર (બચાવ)ને લાયક નથી.

વળી આ મકામ (સભાન અસ્થા)માં કોઈ તાવીલ[2] મકબૂલ (સ્વીકાર્ય) નથી. કારણ કે તાવીલ (માત્ર) મસ્તીવાળાઓના કલામની (જ) કરવામાં આવે છે. (અન્યોના કલામની તાવીલ કરવામાં આવતી નથી.)

## પત્ર ૧૦૧

### પ્રતિ : મુલ્લા હુસૈન કશ્મિરી (રહ.)

ખાસાને ખુદા (વલીઓ) પર એ'તિરાઝ કરવો ન જોઈએ. એમનો નફસ મુતમઈન્નહ છે. નફસે અમ્મારહની જેમ નથી, સામાન્ય લોકો પોતાના નફસે અમ્મારહની જેમ (જ) ખાસાને હકના નફસે મુતમઈન્નહને ખ્યાલ કરે છે. સામાન્ય લોકોનું કામ પોતાની ખ્વાહીશ પ્રમાણે હોય છે જ્યારે ખાસાને ખુદાના (કામ) રઝાયે હકના માટે હોય છે.

અલ્લાહ તઆલા ખાસાને ખુદાના ઈન્કાર અને એમના કામો પર એઅતિરાઝ કરવાથી બચાવે !

૧ અહવાલ : મસ્તી, બેખુદી, હાલ,
૨ તાવીલ : જાહેરી શબ્દાર્થ લેવાના બદલે સારો સૂચિતાર્થ લેવો.

## પત્ર ૧૦૨

### ❁ પ્રતિ : મુલ્લા મુઝફ્ફર

વ્યાજે નાણું લેવા નસ્સે કતઈ (કુરઆન શરીફની સુસ્પષ્ટ આયતો)થી હરામ છે. ભલે જરૂરતમંદ હોય કે ન હોય. સૌના માટે (સરખો હુકમ) છે. એમાં મોહતાજને ખાસ કરવું (અપવાદ ગણવું) આ સુસ્પષ્ટ હુકમને મન્સૂખ (રદ) કરવા સમાન છે.

જે નાણાં વ્યાજે લેવામાં આવે તે બધાં જ હરામ છે. દાખલા તરીકે કોઈએ દસ રૂપિયા વ્યાજે કરજ લીધા, અને બાર (રૂપિયા) લખ્યા. તો એવું નથી કે પેલા (વધારાના) બે રૂપિયા હરામ અને (મૂળ) દસ રૂપિયા હલાલ. બલ્કે બધા જ (બારેબાર રૂપિયા) હરામ છે.

## પત્ર ૧૦૩

### ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

હું આપના માટે આફિયત[1] ચાહું છું. તે આફિયત કે જે એક બુઝુર્ગ દુઆ કરતા હતા કે :

'ઈલાહી એક દિવસની આફિયત ચાહું છું !'

કોઈએ પૂછ્યું :

'એક દિવસની આફિયતથી શી મુરાદ છે?'

તો ફરમાવ્યું :

'તે દિવસ જેમાં અલ્લાહ તઆલાની નાફરમાની ન થાય.'

## પત્ર ૧૦૪

### ❁ પ્રતિ : મુસ્તફનના કાઝીઓ

આપના બુઝુર્ગના ઈન્તેકાલથી અફસોસ છે. પરંતુ બંદગીનો

• ૧ આફિયત : આરામ

મકામ એજ છે કે ખુદાના કાર્યથી રાઝી રહીયે. એ સિવાય બીજો કોઈ ઉપાય નથી.

બંદાઓને અહીં (આ દુનિયામાં) રહેવા માટે મોકલ્યા નથી. બલકે કામ કરવા માટે મોકલ્યા છે. જે કામના માટે મોકલ્યા છે તે કામ કરવું જોઈએ. પછી કંઈ ભય નથી.

દુઆથી, ઈસ્તિગફારથી, સદકાથી (મર્હૂમોની) મદદ કરવી જોઈએ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું છે કે:

'ડૂબતો માણસ જેમ મદદ માટે બૂમો પાડે છે, તેમ કબરમાં મૈયત દુઆનો ઈન્તેઝાર કરતી રહે છે કે જે તેને બાપ યા મા યા ભાઈ યા દોસ્તના તરફથી પહોંચે. એટલે જ્યારે એને એ દુઆ પહોંચે છે તો એની નઝદીક દુનિયા અને એની તમામ ચીઝોના કરતાં બેહતર હોય છે.

બેશક અલ્લાહ તઆલા ઝમીન પર રહેનારાઓની દુઆથી કબરવાળાઓ પર પહાડો જેટલી રેહમત નાઝિલ ફરમાવે છે, અને બેશક જીવતાઓએ મુર્દાઓ માટે મગફિરત (ની દુઆ) માંગવું એ મુર્દાઓ માટે તોહફો છે.'

# પત્ર ૧૦૫

## ❁ પ્રતિ : હકીમ અબ્દુલકાદિર

હકીમો (વૈદો અને તબીબો)ની નઝદીક (અભ્યાસ અને અનુભવથી એ વાત) નક્કી થયેલી છે કે જ્યાં સુધી બીમાર બીમારીથી તંદુરસ્ત થઈ ન જાય ત્યાં સુધી કોઈ ખોરાક એને ફાયદો આપતો નથી; ભલેને ભૂંજેલી મરઘી હોય. બલકે એવી હાલતમાં (આવો ભારે ખોરાક) રોગમાં વધારો કરે છે.

હરચે ગીરદ ઈલ્લતી ઈલ્લત શવદ
બીમાર જે કંઈ ખાય છે તેનાથી બીમારી વધે છે.

એટલે (હકીમો) પ્રથમ એના (રોગીના) રોગને દૂર કરવાની

ફિકર કરે છે. તે પછી યોગ્ય ખોરાક આપીને ધીમે ધીમે તેને મૂળ શક્તિની તરફ (પાછો) લાવે છે. એ જ પ્રમાણે આદમી જ્યાં સુધી.

'ફી કુલૂબિહિમ મરઝુન'
જેમના દિલોમાં રોગ હતો[1]

□

'મર્ઝે કલ્બી' (દિલના રોગમાં) સપડાયેલો છે ત્યાં સુધી કોઈ ઈબાદત અને તાઅત એને ફાયદો નથી આપતી. બલ્કે એના માટે નુકસાનકારક છે.

'રુબ્બ તાલીતલિલ કુરઆની વલ કુરઆનુ યલઅનુહુ'
કેટલાક લોકો કુરઆન એવી રીતે પઢે છે કે કુરઆન તેઓ પર લાનત કરે છે.
આ હદીસ મશહૂર છે.

□

વળી આ પણ સહીહ ખબર (હદીસ) છે કે :

'કેટલાક રોઝાદાર એવા છે કે ભૂખ અને તરસ સિવાય તેઓને બીજું કંઈ મળતું નથી.'

□

દિલના રોગોનો ઈલાજ કરનારા મશાઈખ પણ પ્રથમ (દિલના) રોગોને દૂર કરવાનો હુકમ ફરમાવે છે. (દિલના) એ રોગોથી મુરાદ 'મા સિવાય હક'[2]ની ગિરફતારી છે. બલ્કે પોતાના નફસની ગિરફતારી છે. કારણ કે હરેક શખ્સ જે કંઈ ચાહે છે તે પોતાના નફસના માટે ચાહે છે. અગર ફરઝંદને દોસ્ત રાખે છે તો પોતાના માટે, અગર માલ અને જમીનજાગીર, મુહબ્બત અને મોબ્બો ચાહે છે તો પોતાના માટે.

● ૧ સૂરએ અનફાલ, આયત-૪૯
૨ મા સિવાય હક : ગૈરુલ્લાહ, અલ્લાહ સિવાયની ચીઝો.

એટલે હકીકતમાં એનો મા'બૂદ એની પોતાની નફસાની ખ્વાહિસો છે. એટલે જ્યાં સુધી નફસ આ બંધનથી છુટકારો ન મેળવે, ત્યાં સુધી નજાતની ઉમ્મીદ મુશ્કેલ છે. એટલે દાનિશમંદ આલિમો અને સાહેબે બસીરત હકીમોના માટે આ રોગોને દૂર કરવાની ફિકર કરવું લાઝિમ છે.

દર ખાનહ અગર કસ અસ્ત, યક હર્ફ બસ અસ્ત.

ઘરમાં કોઈ હોય તો એક વખત હાક મારવી પૂરતી છે એટલે કે દિલમાં એહસાસ જેવું કંઈ હોય તો તેને એક શબ્દથી ઈશારો કરવો પૂરતો છે.

## પત્ર ૧૦૬

### ❀ પ્રતિ : મુહમ્મદ સાદિક કશ્મિરી (રહ.)

ખુદાના દોસ્તોની મુહબ્બત નેઅમત છે. શૈખુલ ઈસ્લામ હરવી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે :

'જેણે ઔલિયાને ઓળખ્યા, (તેણે) તને (અલ્લાહને) મેળવી લીધો, અને જ્યાં સુધી તને ન મેળવ્યો, ત્યાં સુધી તેઓને (ઔલિયાને) ન ઓળખ્યા. આ (ઔલિયાના) સમૂહના (લોકો તરફ) બુગ્ઝ[1] (રાખવું) કાતિલ ઝહેર છે અને એમના પર તા'ન[2] કરવું હમેશાંની માયૂસીનું નિમિત્ત છે.'

□

વળી શૈખુલ ઈસ્લામ હરવી (રહ.) એમ પણ ફરમાવે છે કે :

'ઈલાહી તું જેને પોતાના દરબારમાંથી ધુત્કારવા ચાહે છે, તેને તું અમારો (ઔલિયાનો) મુખાલિફ બનાવી દે છે.'

□

બે ઈનાયાતે હક વ ખાસાને હક,

અલ્લાહ અને અલ્લાહના ખાસ બંદાઓની ઈનાયત (કૃપા) વિના,

● ૧ બુગ્ઝ : કિનો, કપટ, દ્વેષ
૨ તા'ન : કટાક્ષ, દોષારોપણ

ગર મલક બાશદ સિયાહ હસ્તશ વરક.
જો ફરિશ્તો પણ હોય તો એના આમાલ નામના પૃષ્ઠો કાળા પડી જાય.

# પત્ર ૧૦૭

## પ્રતિ : મુહમ્મદ સાદિક કશ્મિરી (રહ.)

ખવારિકે આદાત[1] વિલાયત માટે શર્ત નથી. મોઅજિઝા હોવું નબી (અલ.)ના માટે શર્ત છે. કરામતોની વિપુલતા ફઝીલતની દલીલ નથી. સહાબા રિદવાનુલ્લાહે અલૈહિમ અજમઈનથી ઘણી ઓછી કરામતો જાહેર થયેલી છે. કેટલાક ઓલિયાની તુલનામાં એમની કરામતો સોમો (૧૦૦) હિસ્સો (એક ટકો) પણ નથી. છતાં એમની (સહાબાની) વિલાયતને અને મરતબાને કોઈ વલી પહોંચી નથી શકતો.

ઓલિયાના કશ્ફ... વગેરેમાં શૈતાની ઈલ્કા (પ્રેરણા) હોઈ શકે છે; એનાથી ઓલિયા મેહફૂઝ (સુરક્ષિત) નથી.

જોકે અંબિયા (અલ.)ના કલામમાં (પણ) શૈતાની ઈલ્કા હોઈ શકે છે પરંતુ એ ફર્ક છે કે શૈતાની ઈલ્કાથી અંબિયા અલૈહિમુસ્સલામને આગાહ કરી દેવામાં આવે છે.

વલીને આગાહીની જરૂરત નથી. કારણ કે તે નબી (અ.)નો મુત્તબેઅ (તાબેદાર) છે એટલે (પોતાના કશ્ફમાં) જે ફેઅલ (કાર્ય) નબી (અલ.)ના ખિલાફ જોશે તેને રોકી દેશે.

□

કશ્ફનું ગલત હોવું (માત્ર) શૈતાનના ઈલ્કા પર જ અવલંબિત નથી. બલ્કે કેટલીક વેળા વિચાર અને કલ્પના શકિતમાં અસત્ય અહકામ એક સ્વરૂપ (આભાસ) પૈદા કરી દે છે. જેમાં શૈતાનનો કંઈ હાથ નથી હોતો.

• ૧ ખવારિકે આદાત : કરામતો

એ જ પ્રમાણે કેટલાક લોકો ખ્વાબોમાં હઝરત પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામને જુએ છે અને (ખ્વાબમાં) કેટલાક એવા અહકામ ગ્રહણ કરે છે જે હકીકતમાં શરીઅતના ખિલાફ સાબિત છે.

આ પ્રકારમાં શૈતાની ઈલ્કાને દખલ નથી કારણ કે આલિમોની નજીક મુખ્તાર અને મુકર્રર છે કે શૈતાન હઝરત ખૈરુલ બશર અલૈહિસ્સલાતો વસ્સલામનું સ્વરૂપ કોઈ રીતે ધારણ કરી શકતો નથી. એટલે આ પ્રકારમાં માત્ર વિચાર અને કલ્પના શક્તિનો પ્રભાવ છે જેણે ગૈર વાકેઆને (જે નથી તેને) વાકેઆ (છે એમ) જાહેર કર્યો છે.

□

કરામત અને ઈસ્તિદરાજ (જાદુ)માં એ ફર્ક છે કે મુબ્તદી[1] જો સાહેબે વિજદાન[2] સાહેબે કરામત (ઔલિયા)ની પાસે બેસશે તો (બેસનારમાં) અલ્લાહની મુહબ્બત તેમ જ દુનિયા તરફ વૈરાગ પૈદા થશે. અને ઈસ્તિદરાજ ધરાવનાર વ્યક્તિની સુહબતમાં બેસવાથી એનાથી ખિલાફ (અલ્લાહથી દુશ્મની અને દુનિયા તરફ અનુરાગ પૈદા) થશે.

# પત્ર ૧૦૮

## પ્રતિ : સૈયદ અહમદ (રહ.)

નબુવ્વત વિલાયતના કરતાં અફઝલ છે. ભલે એ વિલાયત નબી (અલ.)ની જ વિલાયત હોય.

વિલાયતનું રુખ ખુદાની તરફ હોય છે, ખલ્કની તરફ નથી હોતું. એટલે એ ખલ્કને પૂરી હિદાયત નથી કરી શકતા.

નબુવ્વતનું રુખ ખલ્કની તરફ હોય છે એટલે એનાથી હિદાયતનો પૂરો હક અદા થાય છે. □

● ૧ મુબ્તદી : પ્રાથમિક કક્ષાનો સાલિક
૨ સાહેબ વિજદાન : મસ્તીવાળો, જેના પર હાલનો ગલબો છે તેવો

આગ્રાહી :

કેટલાક અકમલ વલી જેઓ કમાલાતે નબુવ્વતથી, યા ફનાએ-તામ અને બકાએ અકમલથી મુશર્રફ હોય છે તેઓ પણ નબી (અલ.)ની ઈત્તિબાઅના કારણે શહવ[1]માં હોય છે. અને ખલ્કને હિદાયત કરે છે. તેઓ ખાલિક અને મખ્લૂકના દરમ્યાન હર્ફે-મુશદ્દદ[2]ની જેમ હોય છે.

## પત્ર ૧૦૯

### ❀ પ્રતિ : હકીમ સદરુદ્દીન (રહ.)

દિલની સલામતી 'નિસ્યાન મા સિવલ્લાહ'[3] વિના નથી હોતી અને એનું હાસિલ થવું ખાસાને ખુદા (ઔલિયા)ની તવજ્જોહ પર અવલંબિત છે.

એમનો કલામ દવા છે;
એમની નઝર શિફા છે;
એમના હમનશીન બદબખ્ત નથી હોતા.
એ જ લોકો અલ્લાહના હમનશીન[4] છે.
એમના જ તુફૈલથી વર્ષા વરસે છે અને
એમના જ તુફૈલથી ખલ્કને રિઝક આપવામાં આવે છે.

## પત્ર ૧૧૦

### ❀ પ્રતિ : શૈખ સદરુદ્દીન

ઈન્સાનના સર્જનથી મુરાદ અને મકસૂદ ઈબાદત છે:

● ૧ શહવ : સભાનતા, હોશિયારી
૨ હર્ફેમુશદ્દદ : તશ્દીદવાળો અક્ષર. એ એના આગળના અને પાછળના બંને અક્ષરો સાથે સંકલિત અને સંલગ્ન હોય છે એ જ પ્રમાણે અકમલ વલીઓ ખાલીક અને મખ્લૂક બંનેની વચ્ચે હોય છે અને બંને સાથે સંકલિત તથા સંલગ્ન હોય છે.
૩ નિસ્યાન મા સિવલ્લાહ : ફના અને બકા
૪ હમ નશીન : સાથી, સોબતી, મિત્ર, સહવાસી

ઈબાદત પણ તે ઈબાદત જે ખાલિસ હોય.

# પત્ર ૧૧૧

## પ્રતિ : શૈખ હમીદ સંભલી (રહ.)

તૌહીદથી મુરાદ એ છે કે દિલ ગૈર (ગૈરૂલ્લાહ)ના ખ્યાલથી બિલકુલ ખાલી થઈ જાય અને હરેક અમલ ખાલિસ થઈ જાય.

# પત્ર ૧૧૨

## પ્રતિ : શૈખ અબ્દુલ જલીલ (રહ.)

જો અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાના પ્રમાણે અકીદાઓ સહીહ થઈ જાય, અને સુન્નતની પૈરવી નસીબ થઈ જાય તો બખ્શીશના માટે પૂરતું છે અગર એ ઉપરાંત અહવાલ[1] અને મવાજિદ[2] (પણ) આપી દે તો નૂરુન અલા નૂર છે.

# પત્ર ૧૧૩

## પ્રતિ : શૈખ જમાલુદ્દીન હુસૈન કોલાવી (રહ.)

જઝબ અને કશિશ થતાં નથી પરંતુ મકામે ફૌક[3]માં ન ફૌક ફૌકમાં. એટલે સુલૂક (તય) કર્યો નથી તે મજઝૂબોને; જેઓ મકામે કલ્બમાં છે, જઝબ અને કશિશ નથી થતાં, પરંતુ મકામે રૂહમાં જે મકામે કલ્બના ઉપર છે. કશિશે ઈલાહી મુન્તહીઓના જઝબાહમાં છે. જેના ઉપર કોઈ મકામ નથી,[4]

મશહૂદ રૂહને શુહૂદે હક સમજે છે. પરંતુ રૂહ ખલ્કના સાથે મુનાસિબત ધરાવે છે એટલા માટે શુહૂદે હક નથી થઈ શકતી.

- ૧ અહવાલ : હાલ (મસ્તી)નું બહુવચન
- ૨ મવાજિદ : વજદ (મસ્તી) નું બહુવચન
- ૩ મકામે ફૌક : ઉપરનો મકામ
- ૪ મજઝૂબને આલા મકામાતમાં તરક્કી થતી નથી.

શુહૂદે હક બેચુ' અને બેચગુ' છે એટલે એનો શુહૂદ મુન્તહીને થાય છે.

## પત્ર ૧૧૪

### પ્રતિ : સૂફી કુરબાન (રહ.)

અલ્લાહ તઆલા સૈયદુલ બશર અલૈહિસ્સલાતો વસ્સલામની સુન્નતની પૈરવી નસીબ કરે. અને એના પર ઈસ્તેકામત આપે. કારણુ કે એ પસંદીદહ તાબેદારીનુ' (માત્ર) એક રજકણુ (પણુ) તમામ દુન્યવી લઝઝતો અને આખિરતની નેઅમતોના કરતાં કેટલાયે દરજ્જે બેહતર છે.

બુઝુર્ગી'નો આધાર સુન્નતની તાબેદારી પર છે. અને (દરજ્જામાં) વધારાનો આધાર શરીઅતના પાલન પર છે.

દાખલા તરીકે :

સુન્નતની તાબેદારી (કરવાના) હેતુથી બપોરે (થોડીવાર) સૂવુ' ; સુન્નતની તાબેદારીનો હેતુ ન હોય એવી કરોડો રાતોના જાગરણુ કરતાં બેહતર અને અફઝલ છે.

## પત્ર ૧૧૫

### પ્રતિ : મુલ્લા અબ્દુલ હક

આ રાહ[1] જેને આપણે તય કરવા ચાહિયે છીએ, તમામ સાત કદમ[2] છે. જેમાંથી બે કદમ આલમે ખલ્કમાં છે અને પાંચ કદમ આલમે અમ્રમાં છે.

આલમે અમ્રમાં જે કદમ મૂકવામાં આવે છે, (તેમાં)
'પહેલાં કદમ પર તજલ્લિયે અફઆલી' જાહેર થાય છે.
બીજા કદમ પર 'તજલ્લિયે સિફાત' અને

• ૧ અહીં રાહથી મુરાદ સુલૂક છે.
૨ અહીં કદમથી મુરાદ લતીફા છે.

ત્રીજા કદમ પર 'તજલ્લિયાતે ઝાતિયહ' શરૂ થઈ જાય છે.

એ જ પ્રમાણે દરજાતે કામિલના ઈખ્તિલાફના પ્રમાણે ઝુહૂર થતા જાય છે. જે આ રસ્તાને તય કરનારાઓ પર છુપું નથી. આ સર્વનો આધાર સૈયદુલ અવ્વલીન અને આખિરીન (સલ.)ની તાબેદારી પર છે. સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ.

કેટલાકે આ રસ્તાને જે બે કદમ કહ્યો છે તે એટલા માટે કહ્યો છે કે એમનો હેતુ એક (કદમ) આલમે ખલ્ક અને બીજો (કદમ) આલમે અમ્ર છે.

# પત્ર ૧૧૬

## ✿ પ્રતિ : મુલ્લા અબ્દુલ વાહિદ લાહોરી (રહ.)

કલ્બની સલામતી 'નિસ્યાન મા સિવલ્લાહ'[1] પર આધારિત છે. દુનિયાના કારભારમાં એવા મશગૂલ ન થવું જોઈએ કે દુનિયાની રગબત[2] ગાલિબ આવી જાય. દિલની સલામતી પર મગરૂર ન થાઓ કારણ કે રૂજૂઅ[3] શક્ય છે.

ફકીરીમાં નિમ્ન સ્થાને બેસવું દૌલતમંદીના ઉચ્ચ સ્થાન કરતાં કેટલાયે દરજ્જે બહેતર છે. દૌલતમંદી અને દૌલતમંદોથી એવી રીતે ભાગો, જેવી રીતે સિંહથી ભાગો છો.

□

**આગાહી**

'ફનાએ અવ્વલ'[4]ના રૂજૂઅ વિશે ઈરશાદ છે. 'ફનાએ સાની'[5]માં રૂજૂઅ નથી.

● ૧ નિસ્યાન મા સિવલ્લાહ : ફના
૨ રગબત : મોહ, માયા
૩ રૂજૂઅ : તરક્કીના સ્થાનેથી ફરી પાછું પતન થવું
૪, ૫, 'ફનાએ અવ્વલ' અને 'ફનાએ સાની' વિશે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૧૬૮

# પત્ર ૧૧૭

## ❀ પ્રતિ : મુલ્લા યાર મુહમ્મદ બદખ્શી (રહ.)

હદીસ શરીફમાં ઈરશાદ છે કે જેણે પોતાની આંખ પર કાબૂ ન મેળવ્યો, દિલ પણ તેના કાબૂમાં નથી.

# પત્ર ૧૧૮

## ❀ પ્રતિ : મુલ્લા કાસિમ અલી બદખ્શી (રહ.)

ખ્વાજા અબ્દુલ્લાહ અનસારી ફરમાવે છે કે :

'ઈલાહી જેને તું તબાહ કરવા ચાહે છે, તેને તું અમારો (ઔલિયાનો) દુશ્મન બનાવી દે છે.'

□

અલ્લાહ તઆલા ખૈરૂલ બશર અલૈહિસ્સલાતો વસ્સલામના તુફેલ મુસલમાનોને ફુકરા (ફકીરો અર્થાત વલીઓ)ના ઈન્કારથી અને દુરવેશોના તા'ન[1]થી બચાવે.

# પત્ર ૧૧૯

## ❀ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)

તરીકતના મશાઈખ કેટલાક મુરીદોને (તેઓ) કામિલ થાય તે પહેલાં (બીજાઓને) તરીકો શીખવવા માટે (મુરીદ બનાવવા માટે) પરવાનગી આપતા રહે છે.[2]

હઝરત ખ્વાજા નકશબંદ કુદ્દેસ સિર્રુહૂએ મૌલાના યાકૂબ ચર્ખી રહમતુલ્લાહે અલૈહને તરીકો શીખવ્યા પછી (મુરીદ બનાવ્યા પછી) અને (સુલૂકની) અમુક મંઝિલો (તેમને) પાર કરાવ્યા પછી ફરમાવ્યું હતું કે :

• ૧ તા'ન : કટાક્ષ, દોષારોપણ
૨ ઈજાઝત

'હે યાકૂબ! જે કંઈ અમારાથી તમને પહોંચ્યું છે, તે (બીજા) લોકોને પહોંચાડી દો!'

□

આપે એ પણ ફરમાવ્યું હતું કે:

'મારા (ઈન્તેકાલ) પછી અલાઉદ્દીન (રહ.)ની ખિદમતમાં રહેજો.'

અને (ખ્વાજા નક્શબંદ (રહ.)ના ઈન્તેકાલ પછી) તેમણે હઝરત અલાઉદ્દીન અત્તાર (રહ.)ની ખિદમતમાં મોટા ભાગનું કામ પૂરું કર્યું. (સુલૂકની મંઝીલો પુરી કરી.)

## પત્ર ૧૨૦

### ❁ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)

અરબાબે જમઈય્યત (અલ્લાહવાળાઓ)ની સુહબત મોટી ચીઝ છે. શું આપ જોતા નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના સહાબા (રદિ.) સુહબતના કારણે જ અંબિયા અલૈહિમુસ્સલામ સિવાય બીજા બધા (લોકો) ઉપર ફઝીલત મેળવી ગયાં!

## પત્ર ૧૨૧

### ❁ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)

સુલૂકનો આ રસ્તો સાત કદમ છે; અને કેટલાક લોકો છ કદમ પર પહોંચ્યા છે.[1]

## પત્ર ૧૨૨

### ❁ પ્રતિ : મુલ્લા તાહિર બદખ્શી (રહ.)

હિંમત બુલંદ રાખવી જોઈએ. દવામે હુઝૂર[2]ની તલબ (હોવી

• ૧ એની સમજૂતી પત્ર ૧૧૫માં આવી છે.

૨ દવામે હુઝૂર : દિલ કાયમના માટે આપોઆપ ચાલુ થઈ જાય. એને 'યાદ દાશ્ત' પણ કહે છે. વધુ માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પાન ૬૫.

જોઈએ) અને ગૈરોની સુહબતથી બચવું જોઈએ.

## પત્ર ૧૨૩

### ❁ પ્રતિ : મુલ્લા તાહિર બદખ્શી (રહ.)

ફર્ઝને છોડીને નફિલમાં મશ્ગૂલ થવું લાયા'ની[1]માં દાખલ છે.

## પત્ર ૧૨૪

### ❁ પ્રતિ : મુલ્લા તાહિર બદખ્શી (રહ.)

હજ્જના માટે શક્તિમાન હોવું શર્ત છે.

શક્તિ વિના સમયનો બગાડ છે.

જરૂરી કામ છોડીને બીનજરૂરી કામમાં મશગૂલ થવું યોગ્ય નથી.

## પત્ર ૧૨૫

### ❁ પ્રતિ : મીર સાલેહ નેશાપૂરી

જહાંન (વિશ્વ) ભલે નાનું હોય કે મોટું, હક તઆલાના અસ્મા[2] અને સિફાત[3]નું મઝહર[4] છે અને તેના શુયૂન[5] અને ઝાતી કમાલાતના આયનાઓ છે.

અલ્લાહ તઆલા એક છૂપો અને ગુપ્ત ખઝાનો હતા. તેણે ચાહ્યું હતું કે પોતે પોતાને ગુપ્તતામાંથી જાહેરમાં લાવે[6] અને

● ૧ લાયા'ની : જેમાં ન દીનનો ફાયદો હોય કે ન દુન્યવી મસ્લેહત હોય એવું બીનજરૂરી કામ

૨ અસ્મા : નામો

૩ સિફાત : સિફતો, ગુણો, લક્ષણો

૪ મઝહર : જાહેર થવાની જગા, પ્રદર્શન સ્થાન

૫ શુયૂન : જુઓ પારિભાષિક શબ્દો નં. ૩ (પાનું ૮૯)

૬ આ હદીસે કુદસી તરફ ઈશારો છે :

كُنْتُ كَنْزًا مَخْفِيًّا

હું એક છૂપો ખજાનો હતો; મેં ચાહ્યું કે હું મારી ઓળખ કરાવું, જેથી મેં સૃષ્ટિનું સર્જન કર્યું.

ઈજમાલ[1]માંથી તફસીલ[2]માં લાવે તો જહાંનને એવી રીતે પૈદા કર્યું કે જહાંન પોતાની ઝાત અને સિફાત (વડે) હક તઆલાની ઝાત અને સિફાતને સાબિત કરે.

એટલે જહાંનને પોતાના સર્જક સાથે કોઈ નિસ્બત નથી પરંતુ માત્ર એટલી કે તેની મખ્લૂક છે તેમ જ તેના અસ્મા અને સિફાત અને શુયૂન અને કમાલાતને સાબિત કરનારા છે.

ત્યાં ઈત્તિહાદ,[3] ઐનિય્યત,[4] ઈહાતા,[5] સરયાન[6] અને મઈય્યતે[7] ઝાતિયહનો હુકમ લગાવવો ગલ્બએ હાલ[8] અને સુકરે વકત[9]ના કારણે છે.

# પત્ર ૧૨૬

## ❁ પ્રતિ : મીર સાલેહ નેશાપૂરી (રહ.)

'ફના ફીલ્લાહ' અને 'બકા બિલ્લાહ' (હાસિલ થઈ જવા બાદ) 'મુમ્કિન'[10] 'વાજિબ'[11] થઈ જાય છે એવો ખ્યાલ કરવો

૧ ઈજમાલ : લાઘવ, ટૂંકાણ, થોડાથી ઘણાનો ખુલાસો થવો
૨ તફસીલ : વિગત, વિસ્તાર
૩ ઈત્તિહાદ : ઐક્ય, બંદા અને ખુદાનું એક થઈ જવું
૪ ઐનિય્યત : તાદશ, બંદાનું આબેહૂબ ખુદા સમાન થઈ જવું
૫ ઈહાતા : સીમા, ઘેરાવો, બંધન, મર્યાદા, આવૃત્ત, પરિધ, એટલે કે અલ્લાહ તઆલાનું સીમિત થઈ જઈને બંદાના પરિધમાં સમાઈ જવું
૬ સરયાન : બંદા અને ખુદાનું એક બીજામાં એવી રીતે ભળી જવું કે બંને વચ્ચે ભેદ પારખી ન શકાય, અભેદ, અદ્વૈત
૭ મઈય્યત : તાદાત્મ્ય,
૮ ગલ્બએ હાલ : મસ્તી-બેખુદીનો ગલ્બો અથવા પ્રભુત્વ
૯ સુકરે વક્ત : અમૂક સમય પૂરતી બેહોશી, મદહોશી, અભાન
૧૦ મુમ્કિન : બંદો
૧૧ વાજિબ : અલ્લાહ

ન જોઈએ કારણ કે એ અશક્ય છે અને એનાથી હકીકતોમાં ફેરફાર અને તબ્દીલી લાઝિમ આવે છે.

એટલે જો મુમ્કિન વાજિબ થઈ શકતો નથી તો એને ઈજ્ઝ[1] સિવાય (બીજું કંઈ) પ્રાપ્ત ન થશે.

## પત્ર ૧૨૭

### ❁ પ્રતિ : મુલ્લા સફર અહમદ રૂમી (રહ.)

અલ્લાહ તઆલાએ ઈન્સાનને પોતાના માતા-પિતા સાથે એહસાન કરવાનો હુકમ આપ્યો છે. વળી એ પણ ફરમાવ્યું છે કે :

'મારો અને તમારા માતા-પિતાનો શુક્ર અદા કરો !'

આ હુકમ છતાં એ વાતનો યકીન રાખવો જોઈએ કે એ બધું અસલી મકસદ સુધી પહોંચવાના મુકાબલામાં માત્ર બેકાર છે; બલકે સુલૂકની મંઝિલો પાર કરવામાં કેવળ તા'તિલ છે.

□

આપે સાંભળ્યું હશે કે :

**'હસનાતુલ અબરારે, સૈયેઆતુલ મુકર્રબીન'**

અબરારની નેકી મુકર્રબીનની ખતા સમાન છે.[2]

● ૧ ઈજ્ઝ : આજિઝી, વિવશતા, લાચારી

૨ હઝરત પૈગમ્બરે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે હઝરત બિલાલ (રદિ.)ની શાનમાં ફરમાવ્યું છે કે :

'બિલાલ (રદિ.)ની (નાની) 'સીન' અલ્લાહની નઝદીક (મોટી) શીન છે.'

હઝરત બિલાલ (રદિ.) અજમી-બીન અરબ હતા અને અઝાનમાં 'અશ્હદો' ના બદલે 'અસ્હદો' પઢતા હતા.

આમ હઝરત બિલાલ (રદિ.)ની ખતા (ભૂલ) બીજાઓના સવાબ કરતાં બેહતર છે.

['મેઅયારુસ્સુલૂક']

□

હક તઆલાનો હક તમામ મખ્લુકાતના હકો કરતાં અગ્ર-સ્થાને છે. માતા-પિતાના હકોને (પણ) ખુદાના હુકમની તાબેદારીના કારણે અદા કરવાના છે. નહિતર કોની મજાલ છે કે તેની (ખુદાની) ખિદમતને છોડીને બીજાઓની ખિદમતમાં મશગૂલ થઈ જાય!

એટલે એ રીતે તેઓની (માતા-પિતાની) ખિદમત ખુદાની જ ખિદમતોમાંથી છે. પરંતુ ખિદમત ખિદમતમાં ઘણો મોટો ફર્ક છે. હળ ચલાવનાર ખેડૂત પણ બાદશાહની ખિદમત કરે છે.[1] પરંતુ બાદશાહના નિકટના-(ખાદિમો[2])ની ખિદમત જુદી છે. ત્યાં ખેતી અને હળ ચલાવવાનું નામ લેવું ગુનાહ છે.

દરેક કામની મજુરી તે કામના પ્રમાણે હોય છે. હળ ચલાવનારા ઘણી મહેનતથી આખા દિવસમાં એક 'તંગહ' (ચલણી સિક્કો) મજુરી લે છે જ્યારે નિકટના ખાદિમો એક કલાક ખિદમતમાં હાજર થઈને લાખો (મેળવવાને) પાત્ર થઈ જાય છે. જો કે તેઓને એ લાખો સાથે કંઈ સંબંધ નથી. તેઓ માત્ર બાદશાહના સામીપ્યમાં બંધાયેલાં છે. એ બંનેમાં ઘણો મોટો તફાવત છે.

## પત્ર ૧૨૮

### પ્રતિ : ખ્વાજા મુકીમ (રહ.)

હિંમત બુલંદ રાખવી જોઈએ. વચ્ચેની મંઝિલો મૃગજળ સમાન છે. જો કોઈ મધ્યને અંત સમજીને ગૈર મકસદને મકસદ સમજે (જેને પ્રાપ્ત કરવું મૂળ મકસદ નથી તેને જ મકસદ સમજી

૧ પ્રજાજનોને જરૂરી અનાજ મળી રહે એવી વ્યવસ્થા કરવી એ બાદશાહની ફરજ છે. એટલે એ રીતે અનાજ પકવીને ખેડૂત બાદશાહની ખિદમત કરે છે એમ કહી શકાય.

૨ પ્રધાનો વગેરે

લે) અને ચુંન (મખ્લૂક) ને બેચુંન (ખુદા) ખ્યાલ કરીને પાછળ રહી જાય, તેના પર અફસોસ છે.

હિંમત બુલંદ રાખવી જોઈએ. અને કંઈ પણ પ્રાપ્ત થાય તો તેના પર સંતોષ માનવો ન જોઈએ. ખુદાના સામીપ્યને ઉચ્ચથી પણ ઉચ્ચ (સ્થાનો)માં શોધવું જોઈએ.

## પત્ર ૧૨૯

### ❁ પ્રતિ : સૈયદ નિઝામ (રહ.)

ઈન્સાન જામેએ જમીઅ મખ્લૂકાત[૧] છે. એટલા માટે એની જામેઈય્યત[૨] જ એના તફરકા[૩]નું કારણ છે. અને એ જ જામેઈય્યત એની જમઈય્યત[૪]નું કારણ છે.

જો ઈન્સાન પોતાનું રુખ ખલ્ક (દુનિયા)ની તરફ કરી લે છે તો તફરકાનું નિમિત્ત બની જાય છે. પરંતુ જો પોતાનું રુખ ખાલિક (ખુદા)ની તરફ ફેરવી લે છે. તો આયના-એ-કામિલ તેમ જ જામેઈય્યત પૂર્ણ થવાના કારણે અસ્મા અને સિફાતના પ્રતિબિંબોથી મુનવ્વર થઈને સંપૂર્ણ જમઈય્યત પ્રાપ્ત કરી લે છે.

## પત્ર ૧૩૦

### ❁ પ્રતિ : જમાલુદ્દીન (રહ.)

અહવાલની પરંપરાનો કંઈ ભરોસો નથી. એ બાબતના બંધનમાં રહેવું ન જોઈએ. શું આવ્યું, શું ગયું, શું કહ્યું અને શું સાંભળ્યું, મકસૂદ કંઈક બીજું જ છે. જે કહેવા, સાંભળવા, જોવા અને જાણવાથી ઉચ્ચ અને પર છે.

• ૧ જામેએ જમીઅ મખ્લૂકાત : સકળ સૃષ્ટિના સકળગુણો જેમાં જમા (એકત્ર) થયેલા છે તે
૨ જામેઈય્યત : એકત્રીકરણ, કેન્દ્રીકરણ, એકતા
૩ તફરકા : વિભિન્નતા, વિકેન્દ્રીકરણ, જુદાઈ, અંતર, વિક્ષેપ
૪ જમઈય્યત : તસલ્લી અને તશફ્ફી, પરિતોષ, સાંત્વન, એકાગ્રતા

# પત્ર ૧૩૧

## પ્રતિ : મુહમ્મદ અશરફ કાબુલી (રહ.)

નકશબંદી બુઝુર્ગો રહમતુલ્લાહે અલૈહિમ અજમઈનનો તરીકો બધાં તરીકાઓ કરતાં આસાન અને અકરબ છે.

(નકશબંદી બુઝુર્ગો) :

- ○ શરીઅતના અહકામ રૂપી જે ઉમદા મોતીઓ છે તેને બાળકોની જેમ વજદ અને હાલ રૂપી અખરોટ અને દ્રાક્ષના બદલામાં આપી દેતાં નથી.
- ○ તેઓ સૂફીઓની બેહૂદા વાતો પર મગરૂર અને આકર્ષિત થતાં નથી.
- ○ (તેઓ) 'નસ' (કુરઆન શરીફ)ને છોડીને 'ફસ' (ફુસૂસુલ હિકમ)[1]ની તરફ જતાં નથી.

□

- ○ તેઓ ફૂતૂહાતે મદીના' (હદીસ શરીફ) તરફ આંખ આડા કાન કરીને 'ફુતૂહાતે મક્કીયા' (હઝરત શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)ની કિતાબો) તરફ જતાં નથી.

□

પાછળના કેટલાક ખલીફાઓએ આ તરીકામાં નવી નવી વાતો ઉપજાવી કાઢી છે અને આ બુઝુર્ગોના અસલ રસ્તાને છોડી દીધો છે! એને તેઓ તરક્કીનો સબબ સમજે છે, (પરંતુ) હકીકતમાં એ દૂરી (દૂરત્વ)નો સબબ છે.

# પત્ર ૧૩૨

## પ્રતિ : મુલ્લા મુહમ્મદ સિદ્દીક બદખ્શી (રહ.)

માલદારોની સુહબતથી બચવું જોઈએ.

● ૧ ફુસૂસુલ હિકમ : એ હઝરત મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)ની વિખ્યાત અને બહુચર્ચિત કિતાબનું નામ છે.

ફકીરોની સુહબત ગ્રહણ કરવી જોઈએ.

ફકીરોનું નિમ્ન આસન માલદારોના ઉચ્ચ આસન કરતાં બેહતર છે.

## પત્ર ૧૩૩

**પ્રતિ : મુલ્લા મુહમ્મદ સિદ્દીક બદખ્શી (રહ.)**

- ફુરસદને ગનીમત સમજવું જોઈએ અને સમયને પ્રિય રાખવું જોઈએ.
- જે નકદ (વર્તમાન) સમય છે તેને જરૂરી કામોમાં વાપરવો અને ઉધાર (ભવિષ્યના) સમયને બેહૂદા વાતોમાં વાપરવા માટે જમા કરવો.
- અલ્લાહ તઆલા સુન્નતની ઈત્તેબાઅ અને દર્દ આપે કે એ નિરંતર અને હંમેશાના આરામનો સબબ છે.

## પત્ર ૧૩૪

**પ્રતિ : મુલ્લા મુહમ્મદ સિદ્દીક બદખ્શી (રહ.)**

'અલ વકતો સૈફુન કાતેઅ'

સમય કતલ કરનારી તલવાર છે.

□

ન જાણે આવતી કાલ સુધી જીવતા રહીશું કે નહિ. માટે જરૂરી કામો આજે કરો અને બીજા જરૂરી (કામો)ને આવતી કાલના માટે છોડો.

## પત્ર ૧૩૫

**પ્રતિ : મુલ્લા મુહમ્મદ સિદ્દીક બદખ્શી (રહ.)**

વિલાયતથી મુરાદ ફના અને બકા[1] છે.

[1] ફના અને બકા : જુઓ 'મેઅયારુસ્સુલૂક' પાનું ૨૧૧

આમ (સામાન્ય) વિલાયતથી મુરાદ મુત્લક વિલાયત છે.
ખાસ વિલાયતથી મુરાદ વિલાયતે મુહમ્મદીયા[૧] છે.
(અલૈહિસ્સલાતો વસ્સલામ).
એમાં 'ફના-એ-અતમ[૨]' અને
'બકા-એ-અકમલ'[૩] (શામેલ) છે.



હુઝૂર (સલ.)ને શબે મેઅરાજ (ભૌતિક) શરીર સાથે થઈ. અને જન્નત તેમ જ દોઝખ આપ (સલ.)ના રૂબરૂ પેશ કરવામાં આવ્યા. આપ (સલ.) રૂયતે બસરી (સાક્ષાત દર્શન)થી મુશર્રફ થયા. આ મેઅરાજ હુઝૂર (સલ.)ની જ ઝાતથી મખ્સૂસ છે. અને હુઝૂર અલૈહિસ્સલામના તાબેદાર કામિલ ઔલિયાને પણ એમાંથી કંઈક હિસ્સો આપવામાં આવ્યો છે.



દુનિયામાં અલ્લાહના દર્શન થવા ખાસ હુઝૂર અલૈહિસ્સલામના માટે જ છે. અને આં હઝરત સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમની તાબેદારીના કારણે ઔલિયાઓને જે હાલત હાસિલ થાય છે તે રૂયત (દર્શન) નથી બલ્કે પ્રતિબિંબ સમાન છે.

## પત્ર ૧૩૬

### પ્રતિ : મુલ્લા મુહમ્મદ સિદ્દીક બદખ્શી (રહ.)

સમયને ગનીમત સમજીને સમય પર કામ કરો! શી ખબર ફરી સમય મળે કે ન મળે!

૧ વિલાયતે મુહમ્મદીયા (સલ.) : જુઓ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) પા. ૧૬૭, ૧૬૮

૨ ફના-એઅતમ
૩ બકા-એઅકમલ } ......વગેરેની સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) પા. ૨૧૧

## પત્ર ૧૩૭

### પ્રતિ : હાજી ખિઝર અફગાની (રહ.)

જે લિજ્જત નમાઝ અદા કરવાના સમયે હાસિલ થાય છે, નફસનો એમાં કોઈ ફાયદો નથી બલ્કે આ લિજ્જત હાસિલ કરવાના ઐન સમયે (નફસ) વિલાપ અને આક્રંદ કરવા માંડે છે.

દુનિયામાં નમાઝનો રુત્બો આખિરતમાં રૂયત[1]ના રુત્બાની જેમ છે. દુનિયામાં કુબ્બે નિહાયત (પરમ સામીપ્ય) નમાઝમાં છે. અને અખિરતમાં પરમ સામીપ્ય રૂયતના સમયે છે.

તમામ ઈબાદતો નમાઝના વસીલા છે. અને નમાઝ અસલ મકસદ છે.

## પત્ર ૧૩૮

### પ્રતિ : શૈખ બહાઉદ્દીન સરહિંદી (રહ.)

લોકો આખિરતને દુનિયાના બદલામાં વેચે છે. તેમ જ હક તઆલાને છોડીને દુનિયાને પકડે છે; એના કરતાં વધારે બેવકૂફી (મૂર્ખાઈ) બીજી શી હશે! આખર એક દિવસ પત્ની અને બાળકોને છોડવા પડશે અને એમની સંભાળ અને વ્યવસ્થા અલ્લાહ તઆલાને સોંપવી પડશે, માટે આજે જ પોતાને મૃત્યુ પામેલા સમજવું જોઈએ અને કુટુંબ-પરિવારની જરૂરત હક તઆલાને સોંપી દેવી જોઈએ.

દુનિયાવાળાઓ સાથે રહેવું, તેમની સાથે હળવું-મળવું, કાતિલ ઝેર છે. આ ઝેરથી મુરાદ હમેશાંની મોતમાં સપડાવું છે.

હદીસ શરીફમાં આવ્યું છે કે:
'જેણે કોઈ ધનવાનનો આદર-સત્કાર તેના ધનના કારણે કર્યો, તેના દીનના બે હિસ્સા ચાલ્યા ગયા.'

[1] રૂયત : દીદારે ઈલાહી, અલ્લાહના દર્શન

## પત્ર ૧૩૯

### ❀ પ્રતિ : જા'ફર બેગ

જે લોકો ઔલિયા અલ્લાહને મેણા-ટોણા મારે છે તેઓની નિંદા કરવી જોઈએ છે.

## પત્ર ૧૪૦

### ❀ પ્રતિ : મુલ્લા મુહમ્મદ માસૂમ કાબુલી (રહ.)

દોસ્ત (અર્થાત : ખુદા) રંજ અને આવારગી ચાહે છે કે જેથી (બંદો) એના ગૈરથી સંપૂર્ણ રીતે અલગ થઈ જાય.

અહીં (દુનિયામાં) :
આરામ, અવિરામમાં છે;
સાઝ[1] સોઝમાં[2] છે;
કરાર,[3] બેકારી[4]માં છે;
અને
સુખ, દુઃખમાં છે!

આ મકામમાં (દુનિયામાં) આરામની ઇચ્છા કરવી પોતાને (આખિરતના) દુઃખમાં નાંખવું છે. પોતે પોતાને (પોતાના) મેહબૂબ (અર્થાત : ખુદા)ના હવાલે કરવું જોઈએ. અને જે કંઈ તેની (ખુદાની) તરફથી આવે (તને) ખુશીથી કબુલ કરવું જોઈએ.

## પત્ર ૧૪૧

### ❀ પ્રતિ : મુલ્લા મુહમ્મદ કુલીચ (રહ.)

દુરવેશીમાં અસલ વસ્તુ મુહબ્બત અને ઈખ્લાસ છે.

● ૧ સાઝ : સાધન સામગ્રી, માલ અસબાબ,
૨ સોઝ : દિલનું દર્દ, લાગણી, અંતરાગ્નિ,
૩ કરાર : ચેન, શાંતિ, સુકૂન
૪ બેકરારી : બેચેની, અશાંતિ, વ્યગ્રતા

# પત્ર ૧૪૨

## ❁ પ્રતિ : મુલ્લા અબ્દુલ ગફૂર સમરકંદી

નકશબંદી બુઝુર્ગો રહમતુલ્લાહે અલૈહિમ અજમઈનની નિસ્બત અગર થોડી પણ પહોંચે તો એ થોડી નથી કારણ કે :

'ઈંદિરાજુન નિહાયત ફીલ બિદાયત'

બીજાઓનો જ્યાં અંત છે ત્યાં એમનો આરંભ છે.

□

કબા (પહેરણ) મોકલવામાં આવે છે. કોઈ કોઈ વખતે એને પહેરજો અને અદબથી નિગાહ રાખજો, કારણ કે એનાથી ઘણા ફાયદાની ઉમ્મીદ છે. જે વખતે પહેરો, બા-વુઝૂ પહેરજો, ઈન્શા અલ્લાહ 'જમઈય્યતે તામ'[1] હાસિલ થશે.

# પત્ર ૧૪૩

## ❁ પ્રતિ : મુલ્લા શમ્સુદ્દીન (રહ.)

યુવાનીના સમયને ગનીમત સમજો. એને ખેલ-તમાશામાં ખોવું ન જોઈએ. પાંચ વખતની નમાઝ જમાઅત સાથે અદા કરો. બંને જહાનની આફિયત[2] સુન્નતની ઈત્તેબાઅમાં છે.

# પત્ર ૧૪૪

## ❁ પ્રતિ : હાફિઝ મહમૂદ લાહોરી (રહ.)

અસ્મા[3]માં, સિફાત[4]માં, શુયૂન[5]માં, એઅતિબારાતમાં,

• ૧ જમઈય્યતે તામ : પૂર્ણ પરિતોષ, સંપૂર્ણ સાંત્વન, સંપૂર્ણ એકાગ્રતા
૨ આફિયત : સુખચેન, આરામ, રાહત
૩ અસ્મા : અલ્લાહ તઆલાના મુબારક નામો
૪ સિફાત : અલ્લાહ તઆલાની મુબારક સિફતો
૫ શુયૂન : આરંભમાં આપેલી પારિભાષિક શબ્દોની સમજૂતીમાં નં. ૩ જુઓ (પાનું ૮૯)

તકદીસાતમાં, અને તંઝીહાતમાં જે સૈર થાય છે તેને :

ન કોઈ પણ ઈબારત વડે વર્ણવી શકાય છે;
ન કોઈ ઈશારા વડે બયાન કરી શકાય છે;
ન કોઈ નામ વડે એનું નામ રાખી શકાય છે;
ન કોઈ ગૂઢ કે ગહન વાણી વડે (એનો ભાવાર્થ) અદા થઈ શકે છે;
ન કોઈ આલિમ એને જાણી શકે છે;
અને
ન સમજશક્તિ એને સમજી શકે છે!
એ 'સૈર'નું નામ 'બકા' રાખવામાં આવ્યું છે.

# પત્ર ૧૪૫

## પ્રતિ : મુલ્લા અબ્દુર્રહમાન મુફ્તી (રહ.)

નકશબંદી તરીકાના મશાઈખ રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈને સૈરની શરૂઆત 'આલમે અમ્ર'થી કરી છે અને બીજા તરીકાઓના મશાઈખે 'આલમે ખલ્ક'થી શરૂઆત કરી છે. એ જ કારણ છે કે આ (નકશબંદી) તરીકો બીજા તરીકાઓની તુલનામાં અકરબ છે.

□

**આગાહી :**

- 'આલમે અમ્ર'થી મુરાદ કલ્બ, રૂહ, સિર, ખફી અને અખ્ફાના લતીફા છે.
- 'આલમે ખલ્ક'થી મુરાદ ચાર (પાર્થિવ) તત્ત્વો (માટી, હવા, આગ અને પાણી) છે.

# પત્ર ૧૪૬

## પ્રતિ : શરફુદ્દીન હુસૈન બદખ્શી (રહ.)

તાલિબ શૈખથી જે સબક હાસિલ કરે તેને ભૂલવું ન જોઈએ અને તેનાથી પોતાનો સમય આબાદ રાખવો જોઈએ તેમ જ ફુરસદને હાથમાંથી જવા દેવું ન જોઈએ.

# પત્ર ૧૪૭

## પ્રતિ : ખ્વાજા અશરફ કાબુલી (રહ.)

તરીકતના મુબારક અને મુકદ્દસ મશાઈખમાંથી કેટલાકે તોડવાને જોડવા કરતાં અગ્રસ્થાન આપ્યું છે અને કેટલાકે જોડવાને તોડવા પર અગ્રતા આપી છે.[૧] વળી

ત્રીજો સમૂહ તવક્કુફ તરફ ગયો છે.

ખ્વાજા અબૂ સઈદ ખિરાઝ રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે :

'તા ને રહી ન યાબી, વ
તા ન યાબી ને રહી;
ન દાનમ કુદામ પેશ બૂદ.'
જ્યાં સુધી તું છૂટશે નહિ; પામશે નહિ; અને
જ્યાં સુધી તું પામશે નહિ, તું છૂટશે નહિ.
ખબર નથી કોણ આગળ છે.

□

હું-(પત્ર) લેખક-શૈખ અહમદ કહું છું કે તોડવું અને જોડવું બંને એક જ સમયે સાબિત થઈ જાય છે. જાઈઝ નથી કે તોડવું અને જોડવું અલગ હોય, અને જોડવું, તોડવા વિના, જાહેર થાય.

શૈખુલ ઈસ્લામ હર્વી કુદ્દેસ (સિર્રુહૂ 'ઉપરોક્ત બે પૈકી) બીજા મઝહબ (વિચારસરણી)ને અપનાવે છે અને ફરમાવે છે કે,

'સબકત (પહેલ) એ જ તરફથી સારી છે.'

• ૧ 'નવાબ નૂરુલ હસનખાન મરહૂમ લખે છે : આપે (હઝરત મૌ. ફઝલે રહમાન ગંજમુરાદાબાદી રહ. એ) 'નફી અકસ્બાત'નો તર્જુમો 'તોડ-જોડ' ફરમાવ્યો.'
કિતાબ : તઝકેરએ હઝરત મૌલાના ફઝલે રહમાન ગંજ મુરાદાબાદી (રહ.) પાનું ૮૨, ૮૩
લેખક : હઝરત મૌલાના સૈયદ અબૂલ હસન અલી નદવી

બેશક આ વાત દુરસ્ત છે. જે લોકોએ તોડવાને અગ્રતા આપી છે તેઓ પણ આ સબ્કત (પહેલ)નો ઈન્કાર કરતાં નથી.

તેઓની મુરાદ જોડવાથી 'ઝુહૂરે તામ' છે. અને ઝુહૂરે તામ'ની સબ્કત, 'ઝુહૂરે મુત્લક'ની સબકતથી વિરુદ્ધ નથી. કારણ કે 'ઝુહૂરે મુત્લક' તોડવા પર મુકદ્દમ (અગ્રસ્થાને) છે અને તામ' એના કરતાં પાછળ છે.

આ તહકિક (સંશોધન) પર તેઓની તકરાર શબ્દોની તરફ અભિમુખ થઈ જાય છે. પરંતુ પ્રથમ સમૂહની નઝર ઘણી બુલંદ છે. કારણ કે અલ્પ (થોડાં)ની ગણના કરતાં નથી. અને જાણવું જોઈએ કે આ અર્થઘટનમાં 'તકદ્દુમે ઝમાની' પણ જાહેર છે.

ટૂંકમાં :
'ગુસ્તન વ પૈવસ્તન
તોડવું અને જોડવું

ના મઝહર (ઘોતક) હોવું જોઈએ. કારણકે વિલાયતનો મર્તબો એ જ બંને મર્તબાઓથી સંલગ્ન છે.

પહેલો મર્તબો 'સૈર ઈલલ્લાહ'થી સંલગ્ન છે અને બીજો મર્તબો 'સૈર ફીલ્લાહ'થી (સંલગ્ન) છે. અને આ બંને સૈર ના મજમૂઆથી દરજ્જાઓના ઈખ્તેલાફ પ્રમાણે 'મર્તબાએ વિલાયત' અને કમાલ સુધી પહોંચી જાય છે.[1]

બાંગ ઝદ કર્દમ અગર દર દેહ કસ અસ્ત.
જો ગામમાં કોઈ હોય તો, મેં ખબર કરી દીધી છે.

## પત્ર ૧૪૮

**❁ પ્રતિ : મુલ્લા મુહમ્મદ સાદિક કાબુલી (રહ.)**

જેણે પહોંચવાનો ખયાલ કર્યો તે ન પહોંચ્યો અને જેણે પોતાને બે-હાસિલ જાણ્યો તે વાસિલ છે.

● ૧ આ પત્રમાં આવતી ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દોની)ની સમજૂતી માટે 'મેઅયારુસ્સુલૂક' વાંચો

મશાઈખની સૂરતોને તેમ જ તેઓની ઈમ્દાદોને વસીલા પર ખયાલ ન કરે. શૈખના લતીફાઓ મશાઈખના સ્વરૂપમાં જાહેર થાય છે. ધ્યાન શૈખના તરફ રહેવું જોઈએ.

દુન્યવી કામોમાં ઘટાડો કરો, (એમાં) મશ્ગૂલ ન થાઓ. યાદે હકમાં કોશિશ કરતા રહો.

## પત્ર ૧૪૯

### ❁ પ્રતિ : મુલ્લા મુહમ્મદ સાદિક કાબુલી (રહ.)

અસબાબ ખુદાએ પૈદા કર્યા છે.

જો કોઈની નઝર અસબાબના બનાવનાર (ખુદા)ની તરફ હોય તો બેહતર છે.

ખુદાને યાદ કરવું જોઈએ.

દુનિયા થોડા દિવસની છે.

## પત્ર ૧૫૦

### ❁ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ કાસિમ (રહ.)

દુનિયાના મામલાઓથી પરેશાન અને દુઃખી ન થાઓ.

આ દુનિયા નાશ પામનારી છે.

હક તઆલાની રઝામંદીમાં સમય વિતાવવો જોઈએ.

## પત્ર ૧૫૧

### ❁ પ્રતિ : મીર મોમિન બલ્ખી (રહ.)

નકશબંદી બુઝુર્ગો રહમતુલ્લાહે અલૈહિમ અજમઈનના સિલસિલામાં 'યાદ દાશ્ત'થી મુરાદ હુઝૂર બે ગૈબત છે. એટલે કે હઝરત ઝાતે તઆલાનો 'દવામે હુઝૂર' 'શુયૂનાત' અને 'સિફાત'ના પરદા વિના (હોય.)

જો કોઈ વેળા પરદા પડી જાય અને કોઈ વેળા નહિ, (તો) એવી 'તજલ્લીએઝાત' અને 'હુઝૂર' 'એઅતેબાર'થી નિમ્ન છે.)

## પત્ર ૧૫૨

### ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની ઈતાઅત એન હક તઆલાની ઈતાઅત છે. (એમાં) જે ફર્ક કરે છે તેની હાલત મસ્તીથી ખાલી નથી.

'મુસ્તકીમુલ અહવાલ'[2] બુઝુર્ગ ખુદા અને રસૂલની ઈતાઅતમાં કંઈ ફર્ક કરતાં નથી.

## પત્ર ૧૫૩

### ❁ પ્રતિ : શૈખ મુઝઝમ્મિલ (રહ.)

અલ્લાહ તઆલાની હમ્દ છે જેણે પોતાના તાલિબોને પોતાની તલબમાં બેકરાર અને બેઆરામ રાખ્યા છે. અને એ બેઆરામીમાં પોતાના ગૈરના આરામથી નજાત આપી છે.

પરંતુ ગૈરોની ગુલામીથી પૂરેપૂરી મુક્તિ અને આઝાદી ત્યારે હાસિલ થાય છે જ્યારે 'ફના-એ-મુત્લક'થી મુશર્રફ થાય અને 'મા સિવલ્લાહ'[3]ના નકશ[4] દિલમાંથી બિલકુલ નષ્ટ થઈ જાય.

- ૧ ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)ની સમજૂતી માટે 'મેઅયારુસ્સુલૂક' વાંચો.
- ૨ મુસ્તકીમુલ અહવાલ બુઝુર્ગો : 'મકામે તમકીન'માં પહોંચેલા બુઝુર્ગો. જુઓ પત્ર ૧૮
- ૩ મા સિવલ્લાહ : ગૈરુલ્લાહ
- ૪ નકશ : છાપ, પ્રતિકૃતિ

## પત્ર ૧૫૪

### ❁ પ્રતિ : શૈખ મુઝઝમ્મિલ (રહ.)

જે બલા અને મુસીબત છે તે પોતાની ખ્વાહીશોમાં ફસાવાના કારણે છે. જો પોતે પોતાનાથી (પોતાની ખ્વાહીશોથી) મુક્ત થઈ ગયો તો જાણે (અલ્લાહ) સિવાય હરેક ચીઝની પકડમાંથી મુક્ત થઈ ગયો.

જેવી રીતે :

'અઝખુદ ગુઝશતન'[1]
ફર્ઝ છે; તેવી રીતે :
'દર ખુદ રફતન'[2]
પણ લાઝિમ છે.

□

'સૈર આફાકી' દૂરત્વમાં દૂરત્વ છે;
'સૈર અનફુસી' નિકટમાં નિકટ છે.
આ મકામમાં પહોંચવા પહેલાં 'ફિક્ર' કરવું મના છે.

## પત્ર ૧૫૫

### ❁ પ્રતિ : શૈખ મુઝઝમ્મિલ (રહ.)

حب الوطن من الایمان

પોતાના વતનને ચાહવું ઈમાનનો એક ભાગ છે.[3]

□

● ૧ 'સૈર આફાકી'
૨ સૈર અનફુસી
(બંને વિશે પત્ર નં. ૩૦માં ઉલ્લેખ આવી ગયો છે.)
૩ ઈન્સાનનું અસલ વતન આખિરત છે માટે દુનિયાના બદલે આખિરતને ચાહવું જોઈએ.

આ ખબર સાચી છે. જેથી

فَفِرُّوا إِلَى اللّٰهِ

અલ્લાહની તરફ રુજૂઅ (અભિમુખ) થાઓ.
માં કોશિશ કરવી જોઈએ,

## પત્ર ૧૫૬

### ❀ પ્રતિ : શૈખ મુઝઝમ્મિલ (રહ.)

પોતાની ઉમર ફકીરોની સુહબતમાં વિતાવવી જોઈએ. અને તેઓની સાથે મુહબ્બત રાખવી જોઈએ.

□

**આગાહી**

નવાબ મુકર્રમ ખાન સાહેબથી બાદશાહ આલમગીર[1] સાહેબે પૂછ્યું :

'તમારી ઉમર કેટલી છે?

તેમણે જવાબ આપ્યો :

'ચાર વરસ !'

જો કે તેમની ઉમર લગભગ એંસી વરસની હતી. બાદશાહે એનું કારણ પૂછ્યું તો જવાબ આપ્યો :

'હું મારા પીર હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલૈહની ખિદમત શરીફમાં ચાર વરસ હાજર રહ્યો છું એજ (મારી) (સાચી) ઉમર છે બાકીની ઉમર આખિરતમાં વબાલ છે.'

વળી આ શએર પઢી સંભળાવ્યો :

> ઉમ્ર હમા બુદ કે બા યાર બસર રફ્ત,
> જે ઉમર અલ્લાહવાળાઓની સુહબતમાં વિતી તેજ ખરી ઉમર છે,

● ૧ ઔરંગઝેબ આલમગીર (રહ.)

બાકી હમા બે હાસિલી વ બે ખબરી બુદ.
તે સિવાયની ઉંમર નિરર્થક અને ગફલતમાં વિતેલી છે.

# પત્ર ૧૫૭

## પ્રતિ : હકીમ અબ્દુલ વહહાબ (રહ.)

ફકીરોની સુહબતમાં જ્યારે હાજર થાય ત્યારે પોતે પોતાને ખાલી કરીને હાજર થવું જોઈએ, જેથી ભરપૂર થઈને પાછો આવે તેમ જ પોતાની મુફલિસી જાહેર કરવી જોઈએ, જેથી માલદાર થઈને આવે.

બેહૂદા વાતોને છોડી દેવી અને સારી વાતોમાં મશ્ગૂલ થવું ઈન્સાનના 'હુસ્ને ઈસ્લામ'ની અલામત છે.

# પત્ર ૧૫૮

## પ્રતિ : શૈખ હમીદ બંગાલી (રહ.)

કમાલના મરતબાઓમાં ઈસ્તેઅદાદો[1]ના તફાવત પ્રમાણે તફાવત હોય છે. કેટલાકની પહોંચ 'તજલ્લીયે સિફાત' સુધી છે અને કેટલાકની 'તજલ્લીયે ઝાત' સુધી.

# પત્ર ૧૫૯

## પ્રતિ : શરફુદ્દીન હુસૈન બદખ્શી (રહ.)

જે શખ્સ મરવાથી પહેલાં ન મર્યો, મુસીબત તેના પર જ છે.[2] અને એનો જ વિલાપ હોવો જોઈએ. આપના વાલિદના ઈન્તેકાલથી સૌને રંજ થવો જોઈએ કારણ કે ખૈરના સબબ હતા.

● ૧ ઈસ્તેઅદાદ : સામર્થ્ય, ક્ષમતા, પોતીકી શક્તિ
૨ અહીં 'ફના'ના મકામ તરફ ઈશારો છે.

મારા અઝીઝ! સદકા, દુઆ અને ઇસ્તેગફાર વડે મુર્દાઓની મદદ કરવી જોઈએ. આ મોત ઝિન્દાઓના માટે સબક છે. ઝિક્ર અને ફિક્રમાં મશ્ગૂલ રહો. મોતનો ભરોસો નથી.

# પત્ર ૧૬૦

## ● પ્રતિ : યાર મુહમ્મદ (રહ.)

તરીકતના મશાઈખના ત્રણ સમૂહ છે :

**૧ પહેલાં સમૂહની માન્યતા એ છે કે :**

આલમ[૧] હક તઆલાની ઈજાદથી[૨] કાએમ છે;

જે કંઈ એમાં ગુણો અને કમાલ છે તે સર્વ હક તઆલાની ઈજાદથી છે;

અલ્લાહ તઆલાની ઝાત સાથે એને જુઝઈ[૩] કે કુલ્લી[૪] રીતે કંઈ નિસ્બત નથી.

□

**૨ બીજા સમૂહનો ખ્યાલ એવો છે કે :**

આ આલમ અલ્લાહ તઆલાનું ઝિલ્લ[૫] છે;

આલમ ખારિજ[૬]માં મોજૂદ છે પરંતુ ઝિલ્લીયતની રીતે, નહિ કે અસલિયતની રીતે;

આલમનું વુજૂદ હકતઆલાના વુજૂદથી કાએમ છે.

□

**૩ ત્રીજો સમૂહ 'વહદતે વુજૂદ'ને માનનારો છે :**

તેમની માન્યતા એવી છે કે :

● ૧ આલમ : વિશ્વ, જગત, બ્રહ્માંડ, દુનિયા
૨ ઈજાદ : નવી વાત પેદા કરવી, નવી ચીઝ બનાવવી
૩ જુઝઈ : આંશિક, થોડા ભાગે
૪ કુલ્લી : સંપૂર્ણ રીતે
૫ ઝિલ્લ : પ્રતિબિંબ, છાયા
૬ ખારિજ : અલગ, અલાયદું

ખારિજમાં ફક્ત એક જ ઝાત મોજૂદ છે;

આલમનો ખારિજમાં ઈલ્મી સુબૂત સિવાય હરગીઝ બીજો કોઈ સુબૂત નથી.

□

પહેલાં સમૂહના લોકો અતમ[1] અને અકમલ છે. તેમની તહકીક કુરઆન અને હદીસ અનુસાર છે.

□

બીજા સમૂહના લોકો જોકે આલમને ખુદાથી અલગ કહે છે. પરંતુ અસલની સાથે ઝિલ્લની મિસાલ પ્રમાણે સંબંધ દર્શાવે છે. અસલ અને તેના ઝિલ્લના આ સંબંધને શરીઅત કબૂલ કરતી નથી.

□

ચીઝો તેની (ખુદાની) મઝહર છે એવી માન્યતાના કારણે ત્રીજા સમૂહના લોકો (ચીઝોને) ઐન હક માને છે; ગૈર હક માનતા નથી.

## પત્ર ૧૬૧

### પ્રતિ : મુલ્લા સાલેહ બદખ્શી (રહ.)

સુલૂકની મંઝિલો પાર કરવાનો મૂળ હેતુ ઈમાને હકીકી હાસિલ કરવાનો છે; પરંતુ ઈમાને હકીકી 'ફનાઓ બકા' પછી હાસિલ થાય છે; તે પહેલાં હાસિલ થતું નથી.

## પત્ર ૧૬૨

### પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સિદ્દીક (રહ.)

(આ પત્ર) રમઝાનુલ મુબારક મહિનાની ખૈરાત અને બરકાત વિશે છે. એની વિગતો પત્ર–૪માં સવિસ્તાર આવી ગઈ છે.

• ૧ અતમ : કામિલ, પૂર્ણ, સંપૂર્ણ સાચી માન્યતા ધરાવનારા.

# પત્ર ૧૬૩

## પ્રતિ : શેખ ફરીદ (રહ.)

કુફ્ર અને ઈસ્લામ એક બીજાના વિરોધી છે. કુફ્રના રીત-રીવાજો પ્રમાણે વર્તન કરવામાં આવે તો ઈસ્લામનું અપમાન છે અને ઈસ્લામના હુકમો પ્રમાણે આચરણ કરવામાં આવે તો કુફ્રના મૂળ ઊખેડવા સમાન છે.

જ્યાં સુધી શકય હોય ઈસ્લામના અહકામોને ચાલુ કરવા જોઈએ ખુદા એનો બદલો આપશે. મકસૂદ[1] શરીઅતને ચાલુ કરવું છે.

# પત્ર ૧૬૪

## પ્રતિ : હાફિઝ બહાઉદ્દીન સરહિંદી (રહ.)

અલ્લાહ તઆલાનો 'ફૈઝે આમ' દરેક બૂરા અને ભલા સાથે છે. કેટલાક એને કબૂલ કરે છે અને કેટલાક (એને) કબૂલ કરતાં નથી. કબૂલ કરવું ન કરવું બશર[2] તરફથી છે :

فَمَنْ شَآءَ اتَّخَذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا

તો જે કોઈ ચાહે તે પોતાના પરવરદિગાર તરફ માર્ગગ્રહણ કરે.

બીજી જગાએ ઈરશાદ છે :

**'અમે તેઓ પર જુલ્મ નથી કર્યો., બલકે ખુદ તેઓએ પોતાની જાનો પર જુલ્મ કર્યો.'**

□

સૂરજની ગરમી ધોબી અને કપડાં બંને ઉપર એક સરખી પડે છે. પરંતુ કપડાં એનાથી ઉજળા થાય છે. અને ધોબી

● ૧ મકસૂદ : ધ્યેય, લક્ષ્ય
૨ બશર : માનવ

એનાથી કાળો થઈ જાઈ છે. આ તફાવત કબૂલ કરવાનો અને કબૂલ ન કરવાનો છે.

## પત્ર ૧૬૫

### પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામની પરિપૂર્ણ મુહબ્બતની નીશાની એ છે કે હુઝૂર (સલ.)ના દુશ્મનો જોડે પરિપૂર્ણ બુગ્ઝ[1] રાખે.

વળી આપ (સલ.)ની શરીઅતના વિરોધીઓ સાથે અદાવત જાહેર કરવી જોઈએ. અને શરીઅતના તાબેદારો સાથે મુહબ્બત રાખવી જોઈએ કારણ કે દોસ્તનો દોસ્ત હંમેશા દોસ્ત હોય છે અને દોસ્તનો દુશ્મન હંમેશા દુશ્મન હોય છે.

## પત્ર ૧૬૬

### પ્રતિ : મુલ્લા મુહમ્મદ અમીન (રહ.)

ફના થઈ જનારી ઉંમરને ફના થનારી સમજીને પોતાના વખતને 'યાદે હક' માં વાપરવું જોઈએ તેમ જ આવેશ અને ગુસ્સાને છોડીને પોતાને મરણ પામેલાં સમજીને દિલની દુરૂસ્તીમાં મશ્ગૂલ રહેવું જોઈએ. દિલની દુરુસ્તી પર આકેબત ની દુરૂસ્તીનો આધાર છે.

## પત્ર ૧૬૭

### પ્રતિ : (શ્રી) હરે રામ

[આ પત્ર શ્રી હરે રામ નામના એક હિંદુને લખેલો છે.]

□

અમારો, તમારો અને તમામ જહાનનો ખુદા એક છે;

• ૧ બુગ્ઝ : દુશ્મની, અદાવત

- તે બેચૂં[૧] અને બેચગૂં[૨] છે:
- તે મિસ્લ અને માનિન્દથી પર છે:
- તે શિકલ અને મિસાલથી મુક્ત છે;[૩]
- પિતા અને સંતાન હોવું તેના હકમાં અશક્ય છે:
- ઈત્તિહાદ[૪] અને હુલુલ[૫]નો આભાસ પણ તેની શાનમાં બૂરી બાબત છે;
- ગુપ્ત કે જાહેર હોવાનું અનુમાન તેની પાક ઝાતના હકમાં નકારું છે;
- તે ઝમાની[૬] નથી કારણ કે તે ઝમાના[૭]ને બનાવનારો છે;
- તે મકાની[૮] નથી કારણ કે મકાન[૯] તેનું બનાવેલું છે;[૧૦]
- તેના વુજૂદનો કોઈ આરંભ નથી અને અમરત્વનો કોઈ અંત નથી;
- તમામ પ્રકારની ભલાઈઓ અને કમાલ તેની ઝાતમાં સાબિતછે;
- તમામ પ્રકારની બૂરાઈઓથી અને પતનથી તે પાક છે.[૧૧] એટલે

ઈબાદતને યોગ્ય અને બંદગીને લાયક તે જ હક સુબ્હાનહૂ વ તઆલા છે.

## રામ, કૃષ્ણ...વગેરે જેઓ હિંદુઓના પૂજ્ય છે:

૧ બેચૂં : અનન્ય, અદ્વિતીય
૨ બેચગૂં : બેમિસાલ, અનુપમ, અજોડ
૩ શિક્લથી મુક્ત : નિરાકાર
૪ ઈત્તિહાદ : મેળ-મિલાપ, તાદાત્મ્ય, ઐક્ય;
૫ હુલુલ : એક ચીઝનું બીજી ચીઝમાં એવી રીતે મળી જવું કે તમીઝ ન થઈ શકે, સાયુજ્ય
૬ ઝમાની : સમયના બંધનથી જકડાયેલું,
૭ ઝમાનો : સમય, કાળ,
૮ મકાની : સ્થળના બંધનથી જકડાયેલું
૯ મકાન : સ્થળ, જગા
૧૦ એટલે કે ખુદાની ઝાત કાળ અને સ્થળના બંધનોથી મુક્ત છે.
૧૧ એટલે કે ખુદાની ઝાત નિરંજન-દોષ વિનાની છે.

○ તેઓ ખુદાની ચદના મખ્લુકાતમાંથી છે;
○ તેઓ માતા-પિતાથી પૈદા થયેલાં છે;
○ રામ, દશરથનો પુત્ર, લક્ષ્મણનો ભાઈ અને સીતાનો પતિ છે,
○ રામ જો પોતાની પત્નીની સંભાળ રાખી ન શક્યો તો બીજાઓની શી મદદ કરી શકે?![1]

□

(તમારે) બુદ્ધિ અને દુરંદેશીથી કામ લેવું જોઈએ. અને તેમના બતાવેલા માર્ગે ચાલવું ન જોઈએ.

રામ અને રહેમાનને એક સમજવું મોટી મૂર્ખાઈની વાત છે. રામ અને કૃષ્ણના પૈદા થવાં પહેલાં પરવરદિગારને રામ અને કૃષ્ણ કોઈ કહેતું ન હતું. તેમના જન્મ પછી એવું તે શું થઈ ગયું કે રામ અને કૃષ્ણના નામોને હક તઆલાની સાથે જોડવામાં આવે છે[2]! તેમ જ રામ અને કૃષ્ણની યાદને (તેમનું સ્મરણ કરવાને અને તેમનો જાપ જપવાને) પરવરદિગારની યાદ સમજવામાં આવે છે!!!

□

હરગિઝ હરગિઝ એવું નથી.

અમારા લગભગ એક લાખ અને ચોવીસ હજાર પૈગમ્બરો અલૈહિમુસ્સલાતો વસ્સલામ થયાં છે.

**એ તમામ પૈગમ્બરો (અલ.)એ:**

○ મખ્લૂકને ખાલિકની ઈબાદત કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યાં છે;
○ ખુદા સિવાય બીજા કોઈની ઈબાદત કરવાની મનાઈ કરી છે;
○ તેઓ પોતે પોતાને બંદા અને લાચાર સમજતાં હતાં;
○ તેઓ ખુદાની હેબત અને અઝમતથી ડરતાં તથા કંપતા હતા;

□

● ૧ રાવણ સીતાને ઉપાડી ગયો હતો તે તરફ ઈશારો છે.
૨ એટલે કે તેમને અલ્લાહના અવતાર માનવામાં આવે છે.

એનાથી વિરુદ્ધ

**હિંદુઓના મા'બૂદો (અવતારો)એ :**

- લોકોને પોતાની ઈબાદત (પૂજા) કરવા માટે પ્રેર્યા અને પ્રોત્સાહન આપ્યા!
- તેઓ પોતે પોતાને મા'બૂદ સમજતા રહ્યાં;
- તેઓ જોકે પરવરદિગારને માનતા હતા પરંતુ પોતાની ઝાતમાં તેનો હુલૂલ અને ઈત્તિહાદ સાબિત કરતા હતાં;[1]
- એ જ કારણે તેમણે લોકોને પોતાની ઈબાદત તરફ બોલાવ્યા; તેમ જ પોતાની ઝાતને મા'બૂદ કહેવડાવી;
- મા'બૂદને કોઈ ચીઝની મનાઈ નથી એવા વિચારે તેઓ (જરા પણ) ખંચકાટ વિના હરામ કામોમાં મશગૂલ થયાં છે;[2]
- (તેઓ એવું પણ માનતા હતા કે પોતે સર્જનહાર હોવાથી) પોતાની સૃષ્ટિમાં મનમાની રીતે ફેરફાર કરી શકે છે!

તેઓ આ પ્રકારના ઘણાં બેહૂદા અને ગંદા વિચારો ધરાવતા હતા. એ લોકો પોતે પણ ગુમરાહ થયાં અને બીજાઓને પણ ગુમરાહ કર્યાં.

□

એનાથી વિરુદ્ધ

**પૈગમ્બરો (અલ.)એ :**

- પોતે જે વાતોથી મખ્લૂકને મનાઈ કરી તેનાથી પોતાની ઝાતને પણ સંપૂર્ણ રીતે અલિપ્ત રાખી;
- તેઓ પોતે પોતાને પણ બીજા માનવોની જેમ માનવ જ હોવાનું કહેતા રહ્યા.

□

● ૧ એટલે કે પોતે માનવના રૂપમાં અલ્લાહનો અવતાર હોવાનું લોકોના મનમાં ઠસાવતા હતા!

૨ કૃષ્ણ......વગેરે અવતારોની લીલા, રંગ, રાગ અને વિલાસ તરફ ઈશારો છે.

બે બીં તફાવુતે રાહ અઝ કુજાસ્ત તા બ કુજા
જુઓ! બંને સમૂહના માર્ગો વચ્ચે કેટલો મોટો તફાવત છે;

# પત્ર ૧૬૮

## ❀ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ કાસિમ (રહ.)

આ (નકશબંદી) તરીકાની બુલંદી સુન્નતની અનિવાર્યતા તેમ જ બિદઅતોથી બચવાના કારણે છે. એ જ કારણે એ બુઝુર્ગોએ 'ઝિક્રે જહર'[1]થી પરહેઝ ફરમાવ્યો છે. અને 'ઝિક્રે કલ્બી'[2] ની તરફ રેહનુમાઈ ફરમાવી છે તેમ જ સિમાઅ[3], રકસ[4] અને તવાજુદ[5] વગેરે જે બાબતો આં હઝરત અલૈહિસ્સલાતો વસ્સલામ તથા ખુલફાએ રાશેદીન રિદવાનુલ્લાહે અલૈહિમ અજમઈનના જમાનામાં ન હતી તેનાથી મનાઈ કરી છે.

# પત્ર ૧૬૯

## ❀ પ્રતિ : શૈખ અબ્દુસ્સમદ સુલ્તાનપૂરી (રહ.)

સુલૂકના આરંભ અને મધ્યમાં પીરના આયના વગર મતલૂબ[6]ને જોઈ શકતા નથી પરંતુ ઈન્તેહા (અંત)માં પીરના વસીલા વગર 'જમાલે બે હિજાબ'[7]થી મુશર્રફ થઈ જાય છે.

- ૧ ઝિક્રે જહર : મોટેથી જબાની ઝિક્ર કરવો, ઝિક્રે ઝાહિર,
૨ ઝિક્રે કલ્બી : કલ્બ (દિલ)માં ઝિક્ર કરવો, ઝિક્રે ખફી
૩ સિમાઅ : જુઓ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) પા. ૧૩૨ (૨૧૧)
૪ રકસ : નૃત્ય, અલ્લાહની યાદમાં બેખુદ થઈ જઈને નાચવા માંડવું
૫ તવાજુદ : બેખુદી, મસ્તી, હાલ, વજદનું બહુવચન
૬ મતલૂબ : તાલિબને જેની તલબ છે તે, ખુદા
૭ જમાલે-બેહિજાબ : વચમાં કોઈ પણ પરદા વિનાનું દર્શન

## પત્ર ૧૭૦

### પ્રતિ : શૈખ નૂર (રહ.)

જેવી રીતે ઈન્સાનને હક તઆલાના અવામીર[1] તેમ જ નવાહી[2]નું પાલન કરવા વગર છૂટકો નથી, તેજ પ્રમાણે ખલ્કના હકો અને તેમની સહાનુભૂતિ તથા સહાય વગર પણ છૂટકો નથી. તેમની સાથે સારી રીતે રહેવું-કરવું જોઈએ. બદદિમાગી તેમ જ લાપરવાહી કરવી ન જોઈએ.

## પત્ર ૧૭૧

### પ્રતિ : મુલ્લા તાહિર બદખ્શી (રહ.)

આપણે ફકીરો પર જે લાઝિમ છે તે એ છે કે:
આપણે હમેશાં ઝલીલ, મોહતાજ, આજિઝ અને રડતાં રહીએ;
આપણે શરીઅતની હદોના પાબંદ રહીએ;
આપણે આપણા બાતિનને ખાલિસ રાખીએ;
આપણે આપણા ઝાહિરને સલામત રાખીએ;
આપણે આપણાં ઐબો જોતાં રહીએ;
આપણે આપણા ગુનાહો વધારે હોવાનું નિરીક્ષણ કરતાં રહીએ;
આપણે 'અલ્લામુલ ગુયૂબ'ના ઈન્તેકામથી ડરતા રહીએ;
આપણે આપણી નેકીઓને થોડી સમજીએ ભલેને ઘણી હોય;
આપણે આપણી બૂરાઈઓને ઘણી વધારે ખ્યાલ કરીએ,
ભલેને થોડી હોય;
આપણે લોકોમાં શોહરતથી ડરતાં રહીએ;

- ૧ અવામીર : જે કામો કરવાનો હુકમ આપેલો છે. હલાલ કામો કરવાના હુકમ.
- ૨ નવાહી : જે કામો કરવાની મનાઈ કરવામાં આવેલી છે તે હુકમો, હરામ કામોથી બચવાની તાકીદ.

આપણે દુનિયાનો માલ જમા કરવાથી બચતા રહીએ;
આપણે દુનિયાની મુહબ્બતથી બચતા રહીએ;

કારણ કે—

હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે કે:

**'દુનિયાની મુહબ્બત તમામ ગુનાહોની જડ છે.'**

આપણે દુનિયાદારોની સુહબતથી બચતા રહીએ;
આપણે દુનિયાદારોની મુહબ્બતથી બચતા રહીએ.

# પત્ર ૧૭૨

## ❁ પ્રતિ : શૈખ બદીઉદ્દીન (રહ.)

શરીઅતની એક સૂરત એટલે કે ઝાહિર[1] છે અને એક હકીકત એટલે કે બાતિન[2] છે. એની સૂરત તે છે જેને 'ઉલમાએ ઝાહિર'[3] બયાન કરે છે એની હકીકતથી સૂફીઓ મુમતાઝ છે.

# પત્ર ૧૭૩

## ❁ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ આટલી બધી બુલંદ શાનવાળા હોવા છતાં બશર હતા. તેમ જ હુદૂસ[4] અને ઈમ્કાન[5]ના દાગથી દાગદાર હતા.

માનવ, માનવના સર્જનહાર વિશે શું જાણી શકે!
મુમકિન,[6] વાજિબ[7] વિશે શું હાસિલ કરી શકે!

- ૧ ઝાહિર : બાહ્ય સ્વરૂપ
  ૨ બાતિન : આંતરિક સ્વરૂપ
  ૩ ઉલમાએ ઝાહિર : માત્ર ઝાહેરી ઈલ્મ ધરાવનાર આલિમો
  ૪ હુદૂસ : નવું પેદા થવું, આ સિફત મખ્લૂકની છે
  ૫ ઈમ્કાન : મુમકિન હોવું, આ સિફત પણ મખ્લૂકની છે
  ૬ મુમકિન : મખ્લૂક, બંદો
  ૭ વાજિબ : ખાલિક, સર્જનહાર, ખુદા

અને
હાદિસ,[1] કદીમ[2]ને (પોતાની સમજમાં) કેવી રીતે આવરી શકે!

હઝરત શૈખ ફરીદુદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે:

**નમી બીની કે શાહે ચું પયમ્બર,**
શું તું જોતો નથી કે હુઝૂર (સલ.) જેવા પેગમ્બરોના સરદાર પણ,

**નયાફ્ત ઉ ફ્કેકુલ તૂ રંજ કમ બર.**
બશરીયતથી મુક્ત થઈ શક્યા નથી; તો પછી તું એવો વિચાર શાને કરે છે?!

## પત્ર ૧૭૪

### પ્રતિ : ખ્વાજા અશરફ કાબુલી (રહ.)

હઝરાતે નકશબંદિયા રહમતુલ્લાહિ અલૈહિમ અજમઈન તે કુર્બ[3] ચાહે છે; જે દુરત્વ જેવું દેખાય અને એવું વસ્લ[4] ચાહે છે જે જુદાઈ જેવું દેખાય.

## પત્ર ૧૭૫

### પ્રતિ : હાફિઝ મહમૂદ (રહ.)

સાલિક મુન્તહી હોય કે મુન્તહી હોય પરંતુ અહવાલની તલવિનાત[5]થી છૂટકો નથી.

● ૧ હાદિસ : નવી ચીઝ જે પહેલાં ન હોય; આ સિફત મખ્લૂકની છે
૨ કદીમ : જે હમેશાંથી હોય; આ સિફત અલ્લાહની છે.
૩ કુર્બ : સામીપ્ય, નઝદીકી
૪ વસ્લ : મિલન
૫ તલવીનાત : ફેરફારો, પરિવર્તન, ક્રાંતિ, ઉથલપાથલ

## પત્ર ૧૭૬

**પ્રતિ : મુલ્લા મુહમ્મદ સિદ્દીક (રહ.)**

ફાયદાના કામોમાં મશ્ગૂલ રહેવું અને વ્યર્થ વાતોથી બચવું હુસ્ને ઈસ્લામની નિશાની છે.

## પત્ર ૧૭૭

**પ્રતિ : જમાલુદ્દીન હુસૈન બદખ્શી (રહ.)**

પ્રથમ અહલે સુન્નત વલ જમાઅતના અકીદા પ્રમાણે (પોતાના) અકીદાઓને (ઠીક) કરવા જોઈએ,

બીજુ' (પોતાના) અમલ ફિકહ (શરીઅત) પ્રમાણે (ઠીક) કરવા જોઈએ,

ત્રીજુ' મહાન સૂફીઓના તરીકા પ્રમાણે સુલૂક અખ્તિયાર કરવુ' જોઈએ.

## પત્ર ૧૭૮

**પ્રતિ : મિરઝા મુઝફ્ફર (રહ.)**

એહસાન સૌના સાથે કરવુ' સારું છે પર'તુ પડોશીનો હક વધારે છે.

## પત્ર ૧૭૯

**પ્રતિ : મીર અબ્દુલ્લાહ (રહ.)**

જુવાનીની ઉમરને ગનીમત સમજીને (તેને) સુન્નતોની ઈત્તિબાઅમાં અને ખુદાની યાદમાં વિતાવવુ' જોઈએ. વળી આ કિંમતી સમય બેહૂદા વાતોમાં વાપરવો ન જોઈએ.

## પત્ર ૧૮૦

### ❁ પ્રતિ : અબ્દુલ કાસિમ (રહ.)

મારા અઝીઝ ! મૌલાના ખ્વાજા અમકંગી રહમતુલ્લાહિ અલૈહિ અને ખ્વાજા અહરાર રહમતુલ્લાહિ અલૈહિના દરમ્યાન જે પીરો થયાં છે તેમના નામો તેહકીકના તૌર પર તમે જાણવા માંગ્યા છે. મને ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલૈહિ પાસેથી જે કંઈ જાણવા મળ્યું છે તે એ છે કે (એમના દરમ્યાન) બે બુઝુર્ગો છે :

એક હઝરત મૌલાના ખ્વાજા અમકંગી રહમતુલ્લાહિ અલૈહિના વાલિદે બુઝુર્ગવાર એટલે કે હઝરત મૌલાના દુરવેશ મુહમ્મદ રહમતુલ્લાહિ અલૈહિ છે.

બીજા મૌલાના મુહમ્મદ ઝાહિદ રહમતુલ્લાહિ અલૈહિ છે જેઓ હઝરત મૌલાના મુહમ્મદ દુરવેશના મામા છે.

## પત્ર ૧૮૧

### ❁ પ્રતિ : મુહમ્મદ સાદિક (રહ.)

જેટલા પ્રમાણમાં કમાલ વધારે હશે, (એટલા પ્રમાણમાં) યકીન વધારે હશે, અને જેટલા પ્રમાણમાં યકીન વધારે હશે, કામિલ વધારે હશે.

## પત્ર ૧૮૨

### ❁ પ્રતિ : મુલ્લા સાલેહ કોલાબી (રહ.)

(દિલમાં) ખતરાઓનું આવવું કમાલે ઈમાન છે.

**આગાહી**

મુબ્તદીને ખતરાઓનું આવવું નુકસાન કર્તા છે પરંતુ મુન્તહીને ખતરાઓથી કંઈ નુકસાન પહોંચતું નથી. એટલા જ માટે સહાબાના ખતરાઓ કમાલે ઈમાનની દલીલ_છે.

# પત્ર ૧૮૩

## પ્રતિ : મુલ્લા માસુમ કાબુલી (રહ.)

દુનિયા અને દુનિયામાં જે કંઈ છે તે એને લાયક નથી કે કિંમતી ઉંમર ખર્ચ કરીને એને હાસિલ કરવામાં આવે.

જો મોતથી પહેલાં કંઈ કામ કરી લેવામાં આવે તો બેહતર છે. નહિતર ખરાબમાં ખરાબ છે. બાતિની સબકને અઝીઝ સમજવું જોઈએ.

# પત્ર ૧૮૪

## પ્રતિ : ફ્લીચલ્લાહ

હે અઝીઝ! કાલે કિયામતમાં જે વાત કામ આવશે તે સાહેબે શરીઅત અલૈહિસ્સલાતો વસ્સલામ (હુઝૂર સલ.)ની તાબેદારી છે. એટલે જે અહવાલ[1], મવાજિદ[2], ઉલૂમ[3], મઆરિફ[4], ઈશારાત[5], અને રુમૂઝ[6] આ તાબેદારીના અનુસાર હોય તે બેહતર છે, અને નસીબદાર છે, નહિતર ખરાબી અને ઈસ્તેદરાજ સિવાય કંઈ નથી.

અલ્લાહ તઆલા સુન્નતની અને ખુલ્ફાએ રાશેદીન રિદ્વાનુલ્લાહે અલૈહિમ અજમઈનની તાબેદારી નસીબ કરે. (આમીન !)

- ૧ અહવાલ : હાલ (મસ્તી) નું બહુવચન
- ૨ મવાજિદ : વજદ (મસ્તી, બેખુદી) નું બહુવચન
- ૩ ઉલુમ : ઈલ્મ (વિદ્યા) નું બહુવચન
- ૪ મઆરિફ : ઈલ્મે બાતિન, ઓળખ
- ૫ ઈશારાત : ઈશારાઓ, સંકેતો
- ૬ રુમૂઝ : રમ્ઝ (રહસ્ય) નું બહુવચન

## પત્ર ૧૮૫

### પ્રતિ : મન્સૂર અરબ (રહ.)

જે કંઈ તમારા પર અને અમારા પર લાઝિમ છે તે એ છે કે દિલને 'મા સિવા હક'[1]ની ગિરફતારીમાંથી સલામત રાખીએ.

## પત્ર ૧૮૬

### પ્રતિ : અબ્દુર્રહમાન (રહ.)

ફકીરની નજીક
દરેક બિદઅત, બિદઅતે સૈયેઆ[2] છે.
બિદઅતે હસન[3] મારી નજીક કોઈ ચીઝ નથી.

## પત્ર ૧૮૭

### પ્રતિ : મુહમ્મદ અશરફ કાબુલી (રહ.)

જે 'રાબતહ'[4] તકલ્લુફ વિના છે તે પીરની અને મુરીદની મુનાસિબત કામિલ હોવાની નિશાની છે. એ ફાયદો પહોંચાડવા અને ફાયદો હાસિલ કરવાનો સબબ છે.

'વુસૂલ ઈલલ્લાહ'[5]ના માટે 'રાબતહ' કરતાં વધારે અકરબ તરીકો કોઈ નથી. જોઈએ, કયા દૌલતમંદને (અલ્લાહ તઆલા) આ સઆદતથી મુશર્રફ કરે છે.

ખ્વાજા અહરાર કુદ્દેસ સિર્રુહૂ ફરમાવે છે :

- ૧ મા સિવા હક : ગૈરુલ્લાહ
- ૨ સૈયેઆ : ખરાબ, બદ
- ૩ હસન : સારી, નેક
- ૪ રાબતહ : જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૮૧ (૧૫૩)
- ૫ વુસૂલ ઈલલ્લાહ : સૈર ઈલલ્લાહ. સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૧૪૭ (૨૩૬)

સાયાએ રેહબર બેહ અસ્ત અઝ ઝિક્રે હક
પીરનો સાયો ઝિક્રે હક કરતાં બેહતર છે.

## પત્ર ૧૮૮

### ✿ પ્રતિ : મુહમ્મદ સિદ્દીક બદખ્શી (રહ.)

'મરતબાએ કલ્બ'માં કેટલાંક લતીફાઓનું છૂપું રહેવું, તે લતીફાઓ પર જ મૌકૂફ છે, જેમનો સમાવેશ કલ્બમાં છે. ન તે લતીફાઓ પર (મૌકૂફ) છે, જેમની તેહકીક કલ્બ સિવાય બીજી જગાએ થયેલી છે.

## પત્ર ૧૮૯

### ✿ પ્રતિ : શરફુદ્દીન હુસેન બદખ્શી (રહ.)

ફકીરોની યાદ ફાયદો પહોંચાડવા અને ફાયદો હાસિલ કરવાનો સબબ છે.

□

હે ફરઝંદ! કમીની[1] દુનિયાની તરોતાઝગી પર લલચાવું ન જોઈએ તેમ જ એની ફાયદા વિહીન, શાનો શૌકત પર મોહી પડવું ન જોઈએ કારણ કે દુનિયાની કંઈ વિસાત નથી અને એનો કોઈ ભરોસો નથી.

□

બાતિની સબકને હકની નેઅમત સમજીને (એમાં) મશ્ગુલ રહો.

## પત્ર ૧૯૦

### ✿ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

આદમની તમામ ઔલાદની સઆદત, ખલાસી,[2] અને નજાત

● ૧ કમીની : નીચ, દુષ્ટ
૨ ખલાસી : છુટકારો

પોતાના મૌલાની યાદમાં છે. જ્યાં સુધી બની શકે, (પોતાના) બધાં સમયને મૌલાની યાદમાં ખર્ચવું જોઈએ. અને એક પળ માટે પણ ગફલત કરવી ન જોઈએ.

□

જો પીરની સૂરત તકલ્લુફ[1] વગર ઝિક્રના સમયે ઝાહિર થાય તો એને પણ કલ્બની તરફ લઈ જવું જોઈએ. પીર તે શખ્સ છે જેનાથી તું ખુદાયે પાકની તરફ પહોંચવાનો રસ્તો શીખે તેમ જ એ રસ્તામાં તું એનાથી મદદ અને સહાય હાંસિલ કરે.

# પત્ર ૧૯૧

## ❁ પ્રતિ : ખાન ખાનાન

હંમેશાની સઆદત અને કાયમી છુટકારો હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની તાબેદારી પર અવલંબે છે. હઝારો વરસ સુધી મુજાહિદા અને ઉગ્ર રિયાઝત કરવામાં આવે પરંતુ જો એ બુઝુર્ગવારોના મુવાફિક ન હોય, તો જવના બરાબર પણ એની કિંમત નથી.

બપોરનું સૂવું, 'કૈલૂલહ[2] જે નખશીખ ગફલત છે, તેના મુકાબલામાં તમામ રિયાઝતો તુચ્છ છે,[3] બલકે સુન્નતના ખિલાફ, તમામ રિયાઝતો મૃગજળ સમાન છે.

# પત્ર ૧૯૨

## ❁ પ્રતિ : શૈખ બદીઉદ્દીન (રહ.)

હું એવા મકામમાં પહોંચ્યો, જે હઝરત સિદ્દીકે અકબર

- ૧ તકલ્લુફ : બનાવટ, ઓપચારિકતા
- ૨ કૈલૂલહ : વામકુક્ષી
- ૩ એનું કારણ એ છે કે 'કૈલૂલહ'માં સુન્નતની ઇત્તિબાઅ છે.

રદિયલ્લાહો અન્હોના મકામથી ઉચ્ચતર છે. આ તરક્કી જુઝઈ[1] છે, કુલ્લી[2] નથી. અને જુઝઈ ફઝીલતથી કુલ્લી ફઝીલત હાંસિલ નથી થતી. વળી આ મકામમાં સૈર થઈ છે કિયામ નહિ.

એ ઉપરાંત બુઝુર્ગોએ ઠરાવેલું છે કે જુઝઈય્યાતમાંથી કોઈ જુઝઈમાં નબીના સિવાય કોઈ બીજાને નબી પર ફઝીલત સાબિત થઈ જાય, તો કંઈ ભય નથી, બલકે એવું થવું વાસ્તવિક છે. જેમકે શહીદોના વિશે એવી એવી ઝિયાદતીઓ (વિશેષતાઓ) વાકેઅ થયેલી છે, કે જે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામમાં નથી પરંતુ કુલ્લી ફઝીલત નબીના માટે (જ) છે. અલૈહિસ્સલાતો વસ્સલામ.

એ લિહાઝથી જો નબીના સિવાય ગૈરની સૈર આ જુઝઈ કમાલાતમાં વાકેઅ થઈ જાય, અને પોતે પોતાને આ ઉચ્ચતર મકામમાં માલૂમ કરે, તો જાઈઝ છે.



**આગાહી**

આ મઝમૂન સુલૂકના સમય દરમ્યાન સૈરની તરક્કીના હાલાત વિશે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહે અલૈહેએ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહે અલૈહેની ખિદમતમાં લખ્યો હતો. એના પર ઈસ્તેફસાર અને એતે'રાઝના તૌર પર કોઈએ આપથી પૂછ-પરછ કરી, તો આપે એનો સવિસ્તર જવાબ આપ્યો છે. મેં ટુંકાણ અને સંક્ષેપમાં જવાબ લખી દીધો છે.

જ્યારે આપને અલ્લાહ તઆલાએ ખલ્કની હિદાયતના અને રેહનુમાઈના ઉચ્ચ મકામ, 'કમાલાતે નબુવ્વત' અને 'હકીકતે મુહમ્મદી' અને 'ઝાતો સિફાત'થી આગાહ ફરમાવ્યા તો તે મકામની સૈર પણ અતા ફરમાવી, તો એમાં શી નવાઈ

• ૧ જુઝઈ : આંશિક, અલ્પ પ્રમાણમાં
૨ કુલ્લી : સંપૂર્ણતઃ, પૂરેપૂરી

અને એ'તેરાઝની વાત છે. એ'તેરાઝ તો ત્યારે થઈ શકતે કે આપ ફરમાવતે કે મારો મકામ હઝરત સિદ્દીક રદિયલ્લાહો અન્હોના મકામથી ઉચ્ચતર છે. આપ તો એ મકામની સૈર ફરમાવે છે, ન કે પોતાનો મકામ.

દાખલા રૂપે કોઈ બાદશાહના મહેલ અને દરબારખંડમાં કોઈ ઝાડૂવાળો (પટાવાળો) પહોંચી જાય, અને તે સર્વ વસ્તુઓ જુએ તો એ પટાવાળાના મહેલમાં જવા યા જોવાથી એ કહી નથી શકાતું કે તે પટાવાળાનો મરતબો પણ બાદશાહ જેવો થઈ ગયો છે! (એના વિશે ખુદ શૈખ(રહ.)નો જવાબ પત્ર-૨૦૨માં જુઓ!)

# પત્ર ૧૯૩

## ❁ પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

અકાઈદ અને અમલ અહલે સુન્નત વલ જમાઅતના ઉલ્મા પ્રમાણે (હોવા) જોઈએ કારણકે તે નબી અલૈહિસ્સલાતો વસ્સલામના ઉલૂમથી ગ્રહણ કરવામાં આવેલાં છે.

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર રહમતુલ્લાહે અલૈહ ફરમાવ્યા કરતા હતા કે:

> 'જો તમામ અહવાલ અને મવાજીદ આપણને આપી દેવામાં આવે પરંતુ હકીકતને અહલે સુન્નત વલ જમાઅતના અકાઈદની સાથે આભૂષિત કરવામાં ન આવે તો સિવાય ખરાબીના, હું કંઈ નથી જાણતો. જ્યાં સુધી બની શકે અહકામે શરીઅતના પાલનમાં પ્રયત્નશીલ રહેવું, એ હજારો ઈબાદતોથી બેહતર છે.'

હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે અસ્હાબ (રદિ.)ને ઉદ્દેશીને ફરમાવ્યું કે:

> 'તમે એવા જમાનામાં મોજૂદ છો કે જો અવામિર અને નવાહીમાંથી દસમાં ભાગને છોડી દો તો હલાક થઈ જાઓ,

> પરંતુ તમારા પછી એવા લોકો આવશે, કે અવામિર અને નવાહીમાંથી દસમાં ભાગનું (પણ) પાલન કરશે, તો મુક્તિ મેળવશે.'

હવે આ વખત તેજ વખત છે. અને એ આદમી તેજ આદમી છે.[1]

# પત્ર ૧૯૪

## પ્રતિ : સદ જહાંન

દીનના અહકામોને ચાલુ કરવા માટે અને કુફ્રને મિટાવવા માટે કોશિશ કરો, ખુદા બદલો આપશે.

'આલિમે હક્કાની' ને પસંદ કરવામાં ઉતાવળ કરો, કારણ કે ભલાઈ અને બૂરાઈ બંને (એ) આલિમના વુજૂદ સાથે સંબંધિત છે. જો (એ) આલિમ, આલિમે હક્કાની (અલ્લાહનો વલી) છે તો ખલ્કમાં ખૈર પેદા થશે નહિતર એનાથી ખિલાફ.

# પત્ર ૧૯૫

## પ્રતિ : સદ જહાંન

જો બાદશાહ, રઈસો અને વઝીરો દીનને ફેલાવવામાં અને સુન્નતે નબવી (સલ.) ને ચાલુ કરવામાં કોશિશ ન કરે તો આમ લોકો શું કરશે ?

> આંચે અઝ મન ગુમ શુદહ ગર અઝ સુલૈમાન ગુમ શુદે
> જે મારાથી ગુમ થયું છે તે જો સુલૈમાનથી ગુમ થતે
>
> હમ સુલૈમાન, હમ પરી, હમ અહરમન બ ગિરીસ્તે
> તો સુલૈમાન પણ, પરી પણ, દાનવ પણ, હરેક રુદન કરતે.

• ૧ આજનો જમાનો હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.)ના જમાના કરતાં પણ ચારસો વર્ષ પછીનો જમાનો છે!

# પત્ર ૧૯૬

## પ્રતિ : મન્સૂર અરબ (રહ.)

આ રસ્તો,[૧] જેને પાર કરવા માટે આપણે પ્રયત્નશીલ છીએ, સાત કદમ છે. બે (કદમ) આલમે ખલ્કના છે અને પાંચ (કદમ) આલમે અમ્રના છે.

કેટલાકે જે બે કદમ કહ્યું છે તેનાથી તેઓનો હેતુ ઈખ્તેસાર (ટુંકાણ) છે. એક (કદમ) આલમે ખલ્ક અને બીજો (કદમ) આલમે અમ્ર.

સાલિક આ સાત કદમોમાંથી દરેક કદમ પર પોતાથી દૂર અને હકથી કરીબ થતો જાય છે. એના પછી ફના અને બકાથી મુશર્રફ થાય છે.[૨]

# પત્ર ૧૯૭

## પ્રતિ : મહમૂદ (રહ.)

સઆદતમંદ (ભાગ્યશાળી) છે તે શખ્સ જેનું દિલ દુનિયાથી ઠંડું થઈ ગયું અને હક તઆલાની મુહબ્બતની ગરમીથી ગરમ થઈ ગયું.

દુનિયાની મુહબ્બત તમામ ગુનાહોની જડ છે અને એને તર્ક કરવું તમામ ઈબાદતોનો સરદાર છે.

# પત્ર ૧૯૮

## પ્રતિ : ખાન ખાનાન

દુનિયાદારો સાથે ફકીરોને મુહબ્બત હોવું મુશ્કેલ છે; કારણ કે :

૧ રાહે સુલૂક
૨ એની સમજૂતી પત્ર નં. ૧૧૫માં પણ આવી ગઈ છે. (પા. ૨૦૩)

જો ફકીરો પોતાની શુભ ભાવનાથી કોઈ દુનિયાદારને શિફારીશ રૂપે અથવા નસીહત રૂપે કંઈ લખે છે, તો દુનિયાદાર પોતાની બદગુમાનીથી ફકીરોને લોભી અને હાજતમંદ ખ્યાલ કરીને નુકસાનમાં પડે છે.

જો ઈસ્તેગના (બેપરવાઈ) અને લાપરવાહી, જે ફકીરોના માટે જરૂરી છે, તેનાથી પેશ આવે છે તો (દુનિયાદાર) એને અવિવેક અને તકબ્બુર સમજે છે.

# પત્ર ૧૯૯

## ❁ પ્રતિ : મુલ્લા મુહમ્મદ અમીન કાબુલી (રહ.)

તમારી તરક્કી અને દર્દ પૈદા કરવાના માટે મૌલાના મુહમ્મદ સિદ્દીકને મોકલવામાં આવ્યા છે, જેથી તમને ઝિક્રે હકમાં મશ્ગૂલ કરે.

# પત્ર ૨૦૦

## ❁ પ્રતિ : મુલ્લા શકીબી અસ્ફહાની (રહ.)

કેટલાક લોકો રેહબર (પીર) વગર મતલૂબ (ખુદા) સુધી પહોંચ્યા છે. તેઓમાંથી જે 'ઈજતબા'[1] અને 'સિફતે મુરાદ'[2]માંથી હિસ્સો ધરાવે છે, તેઓ કામિયાબ થયા અને હક તઆલાએ તેઓની દસ્તગીરી (મદદ) કરી અને જે લોકો 'સિફતે મુરાદિયત' અને 'ઈજતબા'માં હિસ્સો ધરાવતા ન હતા, તેઓ મતલૂબ સુધી પહોંચ્યા નહિ. અને નફસ (તથા) શૈતાને તેઓને ધોકો આપ્યો.

# પત્ર ૨૦૧

## ❁ પ્રતિ : કોચક બેગ હિસારી

હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂએ ફરમાવ્યું છે કે :

• ૧ ઈજતબા : કશિશે રબ, ઈશ-આકર્ષણ,
૨ મુરાદ : જેને ખુદા ખુદ ચાહે

'તમામ ઉલૂમ "બિસ્મિલ્લાહ"ના "બે"માં છે; બલ્કે એ "બે" અક્ષરના (પણ) નુક્તા (બિંદી)માં છે.'

## પત્ર ૨૦૨

### ❀ પ્રતિ : મિર્ઝા ફત્હુલ્લાહ ખાન (રહ.)

જે શખ્સ પોતાને હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહો અન્હો કરતાં બેહતર સમજે, તેનો હાલ બે અમ્રથી ખાલી નથી: યા તો ઝિન્દીક[1] છે, યા જાહિલ છે.

જે શખ્સો હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂને હઝરત સિદ્દીક રદિયલ્લાહો અન્હોથી અફઝલ સમજે, તે સમૂહ (પણ) અહલે સુન્નત વલ જમાઅતમાંથી નીકળી જાય છે, તો પછી તે શખ્સનો શું હાલ થાય જે પોતે પોતાને (હઝરત સિદ્દીક રદિ.ના કરતાં) અફઝલ સમજે!

(અલ્લાહવાળાઓના) સમૂહમાં એ વાત નક્કી છે કે, જે કોઈ સાલિક પોતે પોતાને ખબીસ કૂતરા કરતાં (પણ) બેહતર સમજે, તો તે આ બુઝુર્ગવારોના કમાલાતથી મેહરૂમ છે.

## પત્ર ૨૦૩

### ❀ પ્રતિ : મુલ્લા હુસૈની (રહ.)

હદીસ શરીફમાં આવ્યું છે કે:

'કેટલાક ફરિશ્તાઓ એવા છે, જેઓ ઝિક્ર કરનારાઓને શોધતા ફરે છે. જો કોઈ જગાએ ઝિક્ર કરનારાઓ મળી જાય છે, તો તેઓ બીજા ફરિશ્તાઓને ઝિક્ર સાંભળવા માટે પોકાર કરે છે, અને ઝિક્ર સાંભળ્યા પછી જનાબે બારી (ખુદાની જનાબમાં) હાજર થાય છે.'

● ૧ ઝિન્દીક : કાફિર, મુશરિક

આ હદીસનો વિષય લાંબો છે. એનો ખુલાસો (સાર) એ છે કે ખુદા ઝિક્ર કરનારાઓને અને જેઓ રસ્તે ચાલતાં (એમની મજલિસમાં) ઊભા રહી જાય છે તેઓને પણ બખ્શી દે છે. અલ્લાહ તઆલા ઓલિયા અલ્લાહના દોસ્તોને બદબખ્ત (કમનસીબ) નથી કરતા.

# પત્ર ૨૦૪

## પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)

જનાબ મીર મુહમ્મદ નુઅમાન ! એહલે ખુસરાન[1]ની પરેશાન વાતોથી દુઃખી થશો નહિ !

كُلٌّ يَعْمَلُ عَلىٰ شَاكِلَتِهٖ

દરેક પોતાની રીત પ્રમાણે કામ કરે છે.

□

'દરોગગો'[2] કદાપી 'ફરોગ'[3] મેળવી શકતો નથી.

# પત્ર ૨૦૫

## પ્રતિ : મુહમ્મદ અશરફ કાબુલી (રહ.)

અલ્લાહ તઆલા પોતાના રસૂલે પાક અલૈહિસ્સલાતો વસ્સલામની સુન્નતની પૈરવી નસીબ કરે; કારણ કે અસલી મકસૂદ[4] અને સિદ્દીકીન[5] ની દિલી આરઝૂ એ જ છે.

- ૧ એહલે ખુસરાન : આખિરતમાં નુકસાન પામનારા બદ્દીન અને બદીન લોકો. સૂરએ 'વલઅસ્ર'માં એનો ઉલ્લેખ છે.
- ૨ દરોગ ગો : જૂઠું બોલનાર, અસત્યવાદી
- ૩ ફરોગ : રોશની, હિદાયત
- ૪ અસલી મકસૂદ : મૂળ હેતુ.
- ૫ સિદ્દીકીન : અલ્લાહવાળાઓ

## પત્ર ૨૦૬

### ❁ પ્રતિ : મુલ્લા અબ્દુલગફૂર સમરકંદી (રહ.)

આદમીને ચરબીદાર અને સ્વાદિષ્ટ ભોજન આરોગવા માટે તેમ જ ઉમદા અને અદ્ભુત કપડાં પહેરવાના માટે દુનિયામાં નથી. લાવ્યા: અને મોજ શોખ તથા ખેલકૂદના માટે પેદા નથી કર્યા.

બલકે ઈન્સાનને પેદા કરવાનો હેતુ એની ઝિલ્લત, ઈન્કેસાર, ઈજ્ઝ, (અને) મોહતાજી છે; કે જે બંદગીની હકીકત છે.

પરંતુ ઈન્કેસાર, ઝિલ્લત... વગેરે શરીઅતના તાબે હોવા જોઈએ. ન કે ગેર મઝહબોના મુજાહિદા અને રિયાઝતો (જેવા), કે જે મકબૂલ નથી.

## પત્ર ૨૦૭

### ❁ પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

શારીરિક નજદીકી એટલે કે મર્દે કામિલની સુહબત ભારે પ્રભાવ ધરાવે છે. એટલા જ માટે સહાબા (રદિ.)ના મરતબાને કોઈ નથી પહોંચી શકતો.

## પત્ર ૨૦૮

### ❁ પ્રતિ : મિયાં મુહમ્મદ સાદિક (રહ.)

સાલિક ક્યારેક પોતાને અંબિયા અલૈહિમુસ્સલામના મકામમાં જુએ છે. એનું કારણ એ છે કે અંબિયા અલૈહિમુસ્સલામનો મબ્દઅ[1] અસ્માઓ સિફાત છે. અને એમની (અંબિયા અલ.ની) તરક્કી ઘણી ઉચ્ચતર છે. એમના તરક્કીના મકામ સુધી સાલિક નથી પહોંચી શકતો.

● ૧ મબ્દઅ : પ્રાગટ્ય સ્થાન, જાહેર થવાની જગ્યા, શરૂઆત

(સાલિક પોતાના) એ જ નિમ્ન (મકામને) ઈન્તહા (ઉચ્ચતમ મકામ) સમજે છે અને એવું માને છે કે તેને હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામ સુધી તરક્કી થઈ ગઈ! વળી વલીને જે તરક્કી થાય છે તે ઝીલ્લના તૌર પર થાય છે પરંતુ તે એને અસલ સમજી બેસે છે. નહિતર હકીકતમાં હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામનો તરક્કીનો મકામ એનાથી ઘણો ઉચ્ચતર છે.

જ્યારે કોઈ વલી સહાબા (રદિ.)ની વિલાયતને પણ હકીકતમાં હાસિલ કરી નથી શકતો તો હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના મકામને કેવી રીતે હાસિલ કરી શકે છે! હાં, ખુદાના ઈશ્ક અને મુહબ્બતની વિપુલતામાં ઉન્નતિ થાય છે, અને એ ઈશ્કે હક બુલંદી પર પહોંચી જાય છે પરંતુ નુઝૂલમાં તે જ દૂધનું દૂધ અને પાણીનું પાણી રહી જાય છે.

## પત્ર ૨૦૯

### ❁ પ્રતિ : મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)

હકીકતે ઈન્સાન તઅય્યુને[1] અસ્માએ ઈલાહી[2] છે. અને તઅય્યુને ઈન્સાની, ઈમ્કાની છે તેમ જ તઅય્યુને અસ્માએ ઈલાહીનું ઝિલ્લ છે. અને તે ઈસ્મે ઈલાહી આ ઈન્સાનનો રબ છે. અને ઈન્સાનના વુજૂદ અને તવાબેએ વુજૂદના ફૈઝોનો મબ્દા[3] છે.

□

મોટાભાગના ઔલિયા અસ્માના ઝિલ્લથી મુશર્રફ છે. ઘણા ઓછા ઔલિયા એવા છે જેઓ ઝિલ્લથી તરક્કી કરીને અસ્મા સુધી પહોંચ્યા છે. અને એ જ તરક્કીના લિહાઝથી ઔલિયા પર ઔલિયાને ફઝીલત છે.

□

- ૧ તઅય્યુન : વુજૂદ, અસ્તિત્વ
  ૨ અસ્માએ ઈલાહી : અલ્લાહ તઆલાના મુબારક નામો
  ૩ મબ્દા : પ્રાગટ્ય સ્થાન, શરૂઆત થવાની જગા

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમ તમામ આલમે ખલ્ક અને આલમે અમ્રથી મુરક્કબ[1] છે. હુઝૂર (સલ.)ના આલમે ખલ્કની પરવરિશ કરનાર શાનુલ અલીમ છે. અને આલમે અમ્રની તરબીયત કરનાર હકીકતે ઈસ્મ છે. 'શાનુલ અલીમ'થી મુરાદ હકીકતે મુહમ્મદી (સલ.) છે અને હકીકતે અહમદી અર્થ અને ઈશારો છે.

હઝરત આદમ અલૈહિસ્સલાતો વસ્સલામના વુજૂદથી પહેલાં હુઝૂર (સલ.)ની નબુવ્વત, હકીકતે અહમદીની હેસિયતમાં હતી; જેનો સંબંધ આલમે અમ્ર સાથે છે. અને હઝરત ઈસા અલૈહિસ્સલાતો વસ્સલામ આલમે અમ્રથી વધારે સંબંધ ધરાવે છે, એટલા જ માટે હુઝૂર (સલ.)ની તશરીફ આવરી (આગમન)ની ખુશખબરી ઈસ્મ 'અહમદ' (સલ.) સાથે આપી છે.[2]

□

આ જહાંનમાં હુઝૂર (સલ.)ની ઉન્સુરી પૈદાઈશ[3]ને હુઝૂર (સલ.)ની મલકી પૈદાઈશ[4] પર ગાલિબ કરી છે કે જેથી જેમાં બશરીયત વધારે ગાલીબ છે, તે મખ્લૂકાત (પણ) બશરી મુનાસિબતના કારણે હુઝૂર (સલ.)થી વધારે ફાયદો હાસિલ કરી શકે. એટલા જ માટે અલ્લાહ તઆલાએ હુઝૂર (સલ.)ને પોતાની સિફાતે બશરીને જાહેર કરવાની તાકીદ ફરમાવી છે:

- ૧ મુરક્કબ : અનેક વસ્તુઓના મિશ્રણથી બનેલ

૨ કુરઆન શરીફની 'સૂરએ સફ્ફ'ના પહેલા રૂકૂઅની આયત:
'ખુશખબરી સુણાવતા (હઝરત ઈસા અલ.) એ વાતની કે મારા પછી એક રસૂલ આવી રહ્યા છે જેમનું નામ અહમદ છે.'
ના અનુસંધાનમાં હઝરતે આ ઉલ્લેખ કર્યો છે.

૩ ઉન્સુરી પૈદાઈશ : ભૌતિક જન્મ, સદેહે જન્મ

૪ મલકી પૈદાઈશ : દિવ્ય જન્મ, ભૌતિક શરીર વિનાનો જન્મ

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰٓى اِلَيَّ

(હે મુહમ્મદ (સલ.)!) તમે કહો કે હું પણ તમારા જેવો જ એક માણુસ છું (પણ) મારી પાસે વહી આવે છે.

□

વુજૂદે ઉન્સુરીથી રેહલત ફરમાવ્યા બાદ (વફાત પછી) હુઝૂર (સલ.)ની સિફાતે બશરી કરતાં સિફાતે મલકી ગાલિબ થઈ ગઈ અને મુનાસિબતે બશરી કમ થઈ ગઈ. તથા દાવતની નૂરાનિયતમાં તફાવત પડી ગયો. એટલા જ માટે કેટલાક અસ્હાબે કિરામ (રદિ.) ફરમાવે છે કે :

'અમે હુઝૂર (સલ.)ને દફનાવવાથી ફારિગ (પણ) થયા ન હતા કે અમે પોતાના દિલોમાં તફાવત જોયો.'

□

હવે હુઝૂર (સલ.)ના આલમે અમ્રના લતીફાઓએ આલમે ખલ્કને પોતાના રંગમાં રંગી દીધાં છે અને હકીકતે મુહમ્મદી (સલ.) હકીકતે અહમદી (સલ.) સાથે સંયુક્ત થઈ ગઈ છે.

અહીં હકીકતે મુહમ્મદી (સલ.), હકીકતે અહમદી (સલ.), આલમે ખલ્ક અને આલમે અમ્રથી મુરાદ 'તઅય્યુને ઈમ્કાની' છે; ન કે 'તઅય્યુને વુજૂબી.' 'તઅય્યુને ઈમ્કાની' 'તઅય્યુને વુજૂબી'નું ઝિલ્લ છે.

**આગાહી**

'તઅય્યુને વુજૂબી'થી મુરાદ હઝરત હક તઆલાના અસ્માઓ સિફાત છે અને 'તઅઅય્યુને ઈમ્કાની'થી મુરાદ આલમે ખલ્ક તેમ જ અલ્લાહના અસ્માઓ સિફાતનું ઝિલ્લ છે.

□

હુઝૂર (સલ.)ની ઝાત પર 'ખલ્ક' શબ્દ વારિદ થઈ ચૂક્યો છે, જ્યારે ખુદાની ઝાત અને અસ્મા અને સિફાત 'ખલ્ક' શબ્દથી પાક તેમ જ હરેક ખરાબીથી મુક્ત અને પર છે. એ

કારણ હકીકતે મુહમ્મદી (સલ.) અને હકીકતે અહમદી (સલ.)નું સંલગ્ન હોવું શકય છે, પરંતુ અલ્લાહની ઝાત અને સિફાત જોડે (હુઝૂર (સલ.)ની) સંલગ્નતા અસંભવિત અને અશકય છે. કારણ કે કદીમ[1] અને હાદીસ[2] ભેગાં નથી થઈ શકતાં.



હકીકતે મુહમ્મદી (સલ.)થી મુરાદ (હુઝૂર (સલ.)ના) મુબારક શરીરના કમાલાત છે તેમ જ હકીકતે અહમદી (સલ.)થી મુરાદ હુઝૂર (સલ.)ની મુબારક રૂહ છે.

**સૂચના :**

'આગાહી' અહીં પૂરી થઈ. હવે ફરી હઝરત ઈમામે રબ્બાની રહ.નો કલામ શરૂ થાય છે.

જ્યારે હઝરત ઈસા અલૈહિસ્સલામ (આસમાનથી) નીચે ઊતરશે, તો હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામના દીનની પૈરવી કરશે. અને દીને મુહમ્મદી (સલ.)ને બળ આપશે.

આગળ થઈ ગયેલી શરીઅતોનો પણ એ જ હાલ હતો; કે પૈગમ્બરે ઉલૂલ અઝમના અવસાન પછી લગભગ હઝાર વરસ સુધી અંબિયાએ કિરામ અને મહાન રસૂલો મબઊસ (અવતિર્ણ) થતાં હતાં; જેઓ પેલા પૈગમ્બરે ઉલૂલ અઝમની શરીઅતને તકવીયત (બળ) આપતાં હતાં. અને તેમના કલેમાને બુલંદ કરતાં હતાં. અને જ્યારે ઉલૂલ અઝમ પૈગમ્બરોનો દૌર પૂરો થઈ જતો હતો ત્યારે બીજા પૈગમ્બરે ઉલૂલ અઝમ અવતિર્ણ થતા હતા. અને પોતાની નવી શરીઅત જાહેર કરતા હતા.

૧ કદીમ : જે હંમેશાથી છે, અનાદિ, સનાતન, એટલે કે અલ્લાહ
૨ હાદીસ : નવી ચીઝ, જે પહેલાંથી ન હોય એવી ચીઝ, એટલે કે મખ્લૂક

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામ અંતિમ રસૂલ છે, આપ (સલ.)ની શરીઅત રદ થવાથી તથા ફેરફાર થવાથી મેહફૂઝ (સુરક્ષિત) છે, એટલે હુઝૂર (સલ.)ની ઉમ્મતના ઉલમાને અંબિયા અલૈહિમુસ્સલામના સ્થાને નક્કી કરીને શરીઅતની તાઈદ અને તકવીયતનું કામ તેઓને સોંપવામાં આવ્યું છે. બલ્કે એક ઉલુલ અઝમ પૈગમ્બર, હઝરત ઈસા અલૈહિસ્સલામને હુઝૂર (સલ.)ના તાબેદાર બનાવીને હુઝૂર (સલ.)ની શરીઅતને તરક્કી અતા ફરમાવી છે.

□

અને એ પણ માલૂમ થાય કે હુઝૂર (સલ.)નાં રેહલત[1] ફરમાવ્યાના હઝાર વરસ પછી જે ઔલિયા થશે, ભલે થોડાં હશે, પરંતુ અકમલ હશે, કે જેથી શરીયતની ઈત્તેબાઅ અને તકવીયત સંપૂર્ણ રીતે કરે.

આ અલ્ફેસાની[2]ના ઔલિયાના કમાલાત અસ્હાબે કિરામ રિદ્વાનુલ્લાહે અલૈહિમ અજમઈનના જેવા હશે. જો કે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના બાદ બુઝુર્ગી અને ફઝીલત હઝરાતે સહાબાએ કિરામ (રદિ.)ના માટે છે, પરંતુ એ મુનાસિબ નથી કે 'કમાલે મુશાબેહત'થી એકને બીજા પર ફઝીલત આપી શકે.

હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો છે :

'હું નથી જાણતો કે અવ્વલ ઝમાનાના લોકો સારા હશે કે આખિર ઝમાનાના.'

□

**આગાહી**

સહાબા (રદિ.), અને તાબેઈન (રદિ.)અને તબ્એ તાબેઈન (રહ.)ની બુઝુર્ગી હુઝૂર (સલ.)એ ફરમાવી દીધી છે. પરંતુ એમના

● ૧ રેહલત : ઈન્તેકાલ, અવસાન, વફાત
૨ અલ્ફે સાની : બીજા હજાર વર્ષ એટલે કે હિ.સ. ૧૦૦૦થી હિ. સ. ૨૦૦૦નો સમયગાળો

પછીના કોઈ ઈમામે તરીકતને બીજા કોઈ ઈમામ પર યા બીજા ઓલિયાએ મુતકદેમિન પર યા મુતાખેરીન પર તકદ્દુમ (ચઢતા) અને અને તાખ્ખુર (ઉતરતા) કરવું, આ'લા કે અદના બનાવવું, ઈન્સાફ અને અક્કલથી દૂર છે.

ખુદાના ઈલ્મમાં ન જાણે કોણ અફઝલ છે અને કોણ કમતર છે. પછી આપણે ખુદાના ઘરનો ફેંસલો કરનારા કોણ? જો કોઈ ફેંસલો કરે પણ તો જુદાણુ સિવાય શું કહી શકાશે?

હાં, હઝરત મેહદી (રદિ.) આખિરી ઝમાનામાં આવશે અને તેઓ અકીદાની રૂએ ઓલિયા કરતાં અફઝલ છે. પરંતુ અસ્હાબ (રદિ.)નો ઝમાનો તમામ રીતે બેહતર છે; કે તેના વિશે વાતો કરવી પણ વ્યર્થ છે.

●

**સૂચના :**

આગાહી અહીં પૂરી થઈ. હવે ફરી હઝરત ઈમામે રબ્બાની (રહ.)નો કલામ શરૂ થાય છે.

●

કાબાએ રબ્બાનીની હકીકત, હકીકતે મુહમ્મદી (સલ.)ની મસ્જૂદ[1] છે.

કાબાએ રબ્બાનીની હકીકત બઐનેહી (આબેહૂબ) હકીકતે અહમદી (સલ.) છે કારણ કે હકીકતે મુહમ્મદી (સલ.); હકીકતે અહમદી (સલ.)નું ઝિલ્લ છે.

કાબાતુલ્લાહ કેટલાક ઓલિયા અલ્લાહના (તવાફ) માટે આવે છે, અને બરકાત હાસિલ કરે છે, એ કોઈ નવાઈની વાત નથી.

● ૧ મસ્જૂદ : જેને સિજદો કરવામાં આવે

આગાહી

ખાનાએ કા'બામાં તજલ્લીયે ઝાતનો ઝુહૂર છે. જ્યારે કલ્બે ઈન્સાનમાં ઝાતે હકનો ઝુહૂર છે.

●

સૂચના :

'આગાહી' અહીં પૂરી થાય છે. અને હવે ફરી હઝરત ઈમામે રબ્બાની (રહ.)નો કલામ શરૂ થાય છે.

●

હઝરાતે અંબિયાએ ઉલૂલ અઝમ અલૈહિસ્સલામની ફઝીલત મેં જે એકની બીજા પર આપી છે, તે કશ્ફની રૂએ આપી છે. અને એમના અફઝલ અને કમતર હોવા વિશે કોઈ શરઈ દલીલ નથી, એટલા માટે ઈસ્તેગફાર કરું છું.

પીરી મુરીદીની દુકાન ખોલવી હેતુ નથી. બલ્કે રઝાયે હક મકસૂદ છે. પીરને જોઈએ કે મુરીદોની નિગાહમાં હરેક વખતે હળતા-મળતા રહીને (પોતાને) બેવકાર (પ્રભાવહીન) ન બનાવે.

## પત્ર ૨૧૦

### ● પ્રતિ : મુલ્લા શકીબી અસ્ફહાની (રહ.)

'નફહાત'[૧]માં 'ઈબ્નુસ્સકીનહ' કુદ્દેસ સિર્રુહૂના મુરીદ વિશે વર્ણવેલું છે કે :

એક દિવસે દજલા નદી પર ગુસલના માટે પાણીમાં ડૂબકી લગાવી. આપે માથું પાણીમાંથી બહાર કાઢ્યું તો મિસરમાં નાઈલ નદીમાં નીકળ્યું. મિસરમાં આપે શાદી કરી. તે ઔરતથી (મિસરમાં) છોકરા પૈદા થયા. આપે સાત વરસ સુધી મિસરમાં નિવાસ કર્યો.

● ૧ નફહાત : હ. મૌ. અ. રહમાન જામી (રહ.)ની મશહૂર કિતાબ 'નફહાતુલ ઉન્સ' તરફ ઇશારો છે. એમાં લગભગ ૬૨૫ ઓલિયાએ કિરામ (રહ.)ના હાલાત લખેલાં છે.

ફરી એક દિવસે ગુસલના માટે નાઈલ નદીમાં ડૂબકી લગાવી અને માથું પાણીમાંથી બહાર કાઢ્યું તો દજલા નદીમાં નીકળ્યું. જોયું તો તેમના કપડાં જે દજલા નદીના કિનારે મૂકેલાં હતાં, જેમના તેમ છે. તે કપડાં પહેરીને ઘરે આવ્યા, તો એમની પત્નીએ કહ્યું કે જે ભોજન આપે મેહમાનોના માટે રંધાવ્યું છે, તે તૈયાર છે.[૧]

□

આપે આ હિકાયતની અસલ હકીકત પૂછી છે જેનો જવાબ નીચે પ્રમાણે છે :

**જવાબ**

મારા મખ્દૂમ! આ હિકાયત એટલા માટે અસંભવિત નથી કે વરસોનું કામ એક ઘડીમાં કેવી રીતે થઈ ગયું?! આ પ્રકારના મુઆમલાત ઘણા બને છે.

અંતિમ નબી હઝરત સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ શબે મેઅરાજમાં ઉરૂજના મરતબાઓ તય કરીને અને વુસૂલની મંઝિલો કત્અ કરીને—જે કંઈ કેટલાયે હઝાર વરસોમાં તય થઈ શકે— જ્યારે પોતાના ઘરે પાછાં તશરીફ લાવ્યા ત્યારે જોયું કે સૂવાનું બિછાનું હજી ગરમ છે, અને લોટામાં વુઝૂ માટેનું પાણી હજી હાલે છે!

એનું કારણ તે જ વાત છે જેનો આ હિકાયતના નકલ કરવા પછી 'નફહાત'માં ઉલ્લેખ છે.

આ વાત 'બસ્તે ઝમાન'[૨]ના પ્રકારની છે. ફકીરના નઝદીક આ હાલત જાગ્રત અવસ્થાની નથી બલ્કે ખ્વાબના પ્રકારમાંથી છે.

□

● ૧ દજલા નદી બગદાદ (ઇરાક)માં છે અને નાઈલ નદી મિસરમાં છે. બંને વચ્ચે સેંકડો કિલોમીટરનું અંતર છે.
૨ બસ્તે ઝમાન : સમય સ્થગિતતા, સમય થંભી જવો

આગાહી

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહે અલૈહનો આ ઇરશાદ દુરુસ્ત છે. આ હાલત મારા પર—(હિદાયતઅલી પર)—ગુજરેલી છે.

એક રાત્રે થોડા સમયમાં ખ્વાબની હાલતમાં મેં જોયું કે હઝરત મિર્ઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહે અલૈહેએ મારા બંને હાથ પોતાના મુબારક હાથોમાં પકડીને સાત દિવસ અને રાત બરાબર મને તવજ્જોહ આપી. અને સૂરજ બરાબર સાત દિવસ સુધી પોતાના નિયત સમયે બાર કલાક પછી ઉદય અને અસ્ત થતો રહ્યો.

આ હાલતની હકીકતને અલ્લાહ જ ખૂબ જાણે છે.

●

'આગાહી' અહીં પૂરી થઈ. હવે ફરી હઝરત ઈમામે રબ્બાની (રહ.)નો કલામ શરૂ થાય છે.

●

મારા મખ્દૂમ! જિંદગી થોડા દિવસની છે. ઘણી ગઈ અને થોડી રહી. એ થોડીને યાદે ખુદામાં વાપરો.

આલમે આખિરતની રાહત અને તકલીફ હંમેશની (કાયમી) છે. કિયામતનો દિવસ કરીબ છે. કયા મોંથી ખુદાની સામે જઈશું અને શું બહાનું રજૂ કરીશું?

આગાહી

આ હાલાત એવા પ્રકારના છે જેને દરેક શખ્સ 'હાલ' વિના સમજી નથી શકતો.

ઓલિયા અલ્લાહને જેવી રીતે અલ્લાહતઆલા 'તયે અર્દ'[1]

● ૧ તયે અર્દ : આંખના પલકારામાં સેંકડો માઈલનું અંતર કાપવાની શક્તિ

અને 'તયે લિસાની'[1] અતા ફરમાવે છે; એ જ રીતે 'તયે ઝમાન'[2] પણ અતા ફરમાવે છે.

એની મિસાલ આમ મોમિનિન માટે 'હાલતે ખ્વાબ' છે. કે ખ્વાબમાં થોડા સમયમાં હરમૈન શરીફૈનની સફરથી અને નબીયેકરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમની ઝિયારતથી મુશર્રફ થાય છે.

## પત્ર ૨૧૧

### પ્રતિ : યાર મુહમ્મદ કદીમ (રહ.)

કોઈએ પૂછ્યું છે કે, (હઝરત) મૌલવી (જલાલુદ્દીન રૂમી) અલૈહિર્રહમતે કહ્યું છે કે :

'તે નાઝનીન જે મારી બગલમાં હતો તે હકતઆલા હતો.'

શું આ પ્રકારની વાતો કહેવી જાઈઝ છે?

□

**જવાબ**

જાણવું જોઈએ કે આ પ્રકારની વાતો આ રસ્તામાં[3] ઘણી બને છે. અને જબાન પર આવે છે.

આ પ્રકારનો મામલો 'તજલ્લીયે સૂરી'નો છે; કે દિવાનો[4] સાલિક એને ઐન[5] સમજીને' તસ્કીન[6] પામે છે.

ખ્વાજા યૂસુફ હમદાની (રહ.) એ ફરમાવ્યું છે કે આવી વાતોથી રાહે સુલૂકના બાળકોની પરવરીશ કરવામાં આવે છે.

- ૧ તયે લિસાની : અલ્પ સમયમાં અમાપ કલામ કરવાની શક્તિ
- ૨ તયે ઝમાન : અલ્પ સમયમાં, કેટલાયે વરસોનું કામ કરવાની શક્તિ
- ૩ રાહે સુલૂકમાં
- ૪ દિવાનો : પાગલ
- ૫ ઐન : હુબહુ
- ૬ તસ્કીન : સાંત્વન

# પત્ર ૨૧૨

## પ્રતિ : મુહમ્મદ સિદ્દીક બદખ્શી (રહ.)

'સાહેબે તસર્રુફ' પીર, મુરીદની ઈસ્તેઅદાદના કરતાં (પણ તેને) વધારે (ઉચ્ચ મરતબાએ) પહોંચાડી શકે છે.

'લતીફાએ અખ્ફા' જો કે લતીફાએ અસ્તફ છે પરંતુ એનો સંબંધ મુમકિનાત સાથે છે. એટલા માટે એમાં નફસ પોતાના મિસ્લ એને સમજે છે.

હકતઆલાને હાઝિર અને નાઝિર જાણીને ઈબાદત કરવું બે-અદબીમાં દાખલ છે.[1]

# પત્ર ૨૧૩

## પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

મિયાં શૈખ ફરીદ સાહબ ! ફકીર આપના એહસાનનો બદલો

● ૧ આ વાક્યથી ગેરસમજ ન થાય એટલા માટે એના આગળ-પાછળનાં કેટલાક વાક્યો પણ જાણવા જરૂરી છે તે નીચે પ્રમાણે છે:

'અને આપે (મૌલાના મુહમ્મદ સિદ્દીક બદખ્શીએ) લખ્યું હતું કે બિલવાસ્તાયા બિલાવાસ્તા અમે સાંભળ્યું છે કે ઈબાદતના વખતે હક તઆલાને હાઝિર-નાઝિર જોઈને ઈબાદત કરવું હક તઆલાના તનઝ્ઝુલ (દરજ્જાથી કમ કરવાનો) મુજિબ (વાજિબ કરનારો) છે. બંદાની જેમ ઈબાદત કરવી જોઈએ. મતલબ એ છે કે હક તઆલાને હાઝિર સમજીને ઈબાદત કરવી બેઅદબીમાં દાખલ છે.

અય મુહબ્બતના નિશાનવાળા! મને ખબર નથી કે આ પ્રકારની વાત આ ફકીરથી સરઝદ થઈ હો. ક્યાંક બીજી જગાએ જોઈ હશે.'

□

—'મક્તૂબાતે ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)' ઉર્દૂ અનુવાદ, દફ્તર-૧, ભાગ-૨, પાનું-૫૧, પત્ર-૨૧૨
પ્રકાશક : 'અલ જમનતુલ ઇસ્લિમ્યહ', હૈદરાબાદ (ભારત)

કયા એહસાનથી અદા કરે! આપની મુહબ્બત અને એહસાન મજબૂર કરે છે કે કંઈ નસીહતની વાતો આપની ખિદમતમાં લખું.

# પત્ર ૨૧૪

## પ્રતિ : ખાન ખાનાન

અલ્લાહ તઆલાએ દુનિયાને આખિરતની ખેતી બનાવી છે. તે શખ્સ ઘણો બદનસીબ છે કે જે બીજને વેડફી નાંખે; અને એક દાણામાંથી સાતસો દાણા ન બનાવે. અને તે દિવસે[1] કે (જે દિવસે) ભાઈ ભાઈથી ભાગતો હશે અને મા બેટાની ખબર ન લેશે, આવા શખ્સને નુકસાન અને નદામત હાસિલ થવા સિવાય (બીજું) કંઈ હાસિલ ન થશે.

નેકબખ્ત (ખુશ નસીબ) તે છે જે ઉંમરને ગનીમત સમજીને ખુદાની યાદમાં વાપરે. કાફિરોને હમેશાંનો અઝાબ છે.

જે શખ્સ શરીઅતના તમામ અહકામોને પોતાની અક્લ પ્રમાણે કરવા ચાહે છે, અને અકલી દલીલોના બરાબર કરવા ચાહે છે, તે શાને નુબુવ્વતનો મુન્કિર છે, એની સાથે વાતો કરવી બેવકૂફી છે.

# પત્ર ૨૧૫

## પ્રતિ : મિર્ઝા દારાબ

હે ફરઝંદ! દુનિયાદાર અને દોલતમંદ મોટી બલામાં ગિરફ્તાર છે. અને મહાન કસોટીમાં સંડોવાયેલાં છે. કારણ કે દુનિયા હકની મબ્ગૂઝા[2] છે; મુરદાર છે. પરંતુ તેઓની (દુનિયાદારોની) નઝરોમાં શણગારેલી અને સુશોભિત જાહેર કરેલી છે. જેવી રીતે ઝેરને ખાંડમાં મેળવવામાં આવે છે.

● ૧ આખિરતના દિવસે
૨ મબ્ગૂઝા : તિરસ્કૃત, દુશ્મન

એની (દુનિયાની) બુરાઈ હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની મુબારક ઝબાનથી ખૂબ જાહેર થઈ ચૂકી છે. એ છતાં પણ કોઈ એને દોસ્ત રાખે તો તે ખૂબ મોટો મૂરખ અને નાદાન છે.

ગફલત રૂપી રૂનું પૂમડું કાનમાંથી કાઢો નહિતર મેહશરના દિવસે હસરત, અફસોસ અને નદામતના સિવાય કંઈ હાથમાં ન આવશે.

# પત્ર ૨૧૬

## ❀ પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

આમ લોકોની નઝર 'ખવારિકે આદાત' (કરામતો) પર લાગેલી છે. વિલાયત ફના અને બકાથી મુરાદ છે. ખવારિક અને કશ્ફ ભલે કોઈથી વધારે જાહેર થાય કે ઓછાં, એવું નથી કે જેનાથી વધારે કરામત જાહેર થાય તેની વિલાયત કવી (બળવાન) છે.

ઘણી વખતે એવું બને છે કે કેટલાકથી કરામતો ઓછી જાહેર થાય છે જોકે વિલાયત અકમલ હોય છે. 'ખવારિકે આદાત' તેનાથી વધારે જાહેર થાય છે કે જે ઉરૂજમાં આલા હોય અને નુઝૂલ તેને ઓછું હોય.

□

હઝરત શેખ મુહ્યુદ્દીન અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહે અલૈહથી એટલા મોટા પ્રમાણમાં કરામતો જાહેર થઈ છે કે બીજા ઔલિયા અલ્લાહથી એવી નથી થઈ. એનું કારણ એ છે કે આપને ઉરૂજ નિહાયત દરજ્જાનો છે. અને નુઝૂલ 'લતીફાએ રૂહ' સુધી થયો છે જે આલમે અસબાબથી ઉચ્ચતર છે.

□

હઝરત હસન બસરી (રહ.) અને હઝરત હબીબ અજમી (રહ.) એક નદી કિનારે પહોંચ્યા. બંનેનો મકસદ નદીના સામે પાર જવાનો હતો. હબીબ અજમી (રહ.) અસબાબ વિના એટલે

કે હોડી વગર પાણી ઉપર ચાલતા (સામે પાર) ગયા પરંતુ હસન બસરી (રહ.) હબીબ અજમી (રહ.)ના કરતાં અફઝલ હોવા છતાં હોડીનો ઈન્તેજાર કરતા (ઊભા) રહ્યા, અને હબીબ અજમી (રહ.)થી ફરમાવ્યું કે:

'બે રવ કે તુ ઈલ્મ ન દારી'
તું જા! કારણ કે તને ઈલ્મ નથી!



સંપૂર્ણ નુઝૂલ ન થવાના કારણે નિગાહ માત્ર મુસબ્બિબ (ખુદા) પર હોય છે; અસબાબ પર નથી હોતી. અને ખુદા તેના ઈરાદાના પ્રમાણે પેશ આવે છે.

انا عند ظن عبدی بی

હું મારા બંદાના ગુમાન (ધારણા)ની પાસે છું.[1]

જે સંપૂર્ણ નુઝૂલમાં આવી જાય છે તેઓનો મામલો મુસબ્બિબના અસબાબથી વધારે સંબંધ ધરાવે છે.



કેટલાક ઓલિયાને તેઓની કરામતની ખુદ (તેઓને પોતાને પણ) ખબર નથી હોતી. હક તઆલા તેઓની મિશાલિયહ સૂરતોને અલગ અલગ દૂર દરાઝ સ્થાનોએ જાહેર કરીને, તે સૂરતોથી એવા એવા અજીબ અને અપૂર્વ કામો જાહેર કરે છે કે અક્કલ હેરાન રહી જાય છે પરંતુ ખુદ (તેઓને પોતાને એની) ખબર નથી થતી.

● ૧ એટલે કે જે બંદો મારાથી જેવો ગુમાન (ખ્યાલ) રાખશે; હું એના ગુમાન પ્રમાણે જ એના સાથે પેશ આવીશ.

# પત્ર ૨૧૭

## પ્રતિ : મુલ્લા તાહિર બદખ્શી (રહ.)

આતિની નિસ્બત જેટલા પ્રમાણમાં જહાલતની તરફ જાય, એટલા જ પ્રમાણમાં યોગ્ય છે. અને જેટલા પ્રમાણમાં હૈરત સુધી પહોંચે એટલા પ્રમાણમાં બેહતર છે. કારણ કે અસ્મા અને સિફાતના મકશફાત માર્ગના મધ્યમાં છે.

કશ્ફ અને ઈલ્હામમાં ગલતી થવી શકય છે. જે વાત ભરોસાપાત્ર અને માનવાલાયક છે તે અલ્લાહની કિતાબ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની હદીસ છે.

જે કશ્ફ અને ઈલ્હામ કુરઆન અને હદીસની કસોટી પર ખરાં ઊતરે તે ખરાં છે અને જે ખોટાં ઊતરે તે ખોટાં છે.

# પત્ર ૨૧૮

## પ્રતિ : મુલ્લા દાઊદ (રહ.)

બાતિની સબકમાં મશગૂલ રહો !
હઝરાતે ખ્વાજગાન (રહ.)ના તરીકા પર મુસ્તકિલ રહો !
પીરના આદાબને નઝર સમક્ષ રાખો ! અને
એ બુઝુર્ગવારોની ખૂશીને ખુદાની ખૂશીનો વસીલો બનાવો !

# પત્ર ૨૧૯

## પ્રતિ : મિર્ઝા ઈરજ (રહ.)

માણુસ એના (શારીરિક) અંગોમાં જે રોગો પૈદા થાય છે તેને દૂર કરવાની કોશિશ કરે છે પરંતુ (તેને) દિલના જે રોગો લાગુ પડેલા છે તેનો ઈલાજ નથી કરતો. જોકે દિલના રોગો (આખિરતની) કાયમની રાહતોને તબાહ અને બરબાદ કરનારા છે.

□

'અકલે મઆદ'[1] શરીરના રોગોને કંઈ (મહત્વના) નથી સમજતી.

'અકલે મઆશ'[2]ની નઝર ટૂંકી છે.

'અકલે મઆદ'ની નઝર તેઝ છે.

'અકલે મઆદ' હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામને નસીબ છે.

'અકલે મઆશ' દુનિયાદારોને નસીબ છે.

જાહેરી રોગોથી (શરીરના) અંગોમાં અશક્તિ અને કમજોરી આવી જાય છે.

બાતિની રોગોથી યકીનમાં અને ઈમાનમાં કમી થાય છે.

## પત્ર ૨૨૦

### ❁ પ્રતિ : શૈખ મુહમ્મદ બંગાલી (રહ.)

ગૈબુલ ગૈબ યાને સુલૂકનો આ રસ્તો અંધાધૂંધ છે. એમાં સાલિકોના કદમ ખૂબ લપસે છે. એ'તેકાદો અને અમલિયાતમાં આપ શરીઅતના હુકમોને નઝર સમક્ષ રાખો! ફકીરની (મારી) પણ એ જ નસીહત છે. એમાં ગફલત ન થવી જોઈએ.

□

ક્યારેક સાલિક પોતાને બીજાઓ કરતાં ઉચ્ચ સ્થાને જુએ છે. અહીં સુધી કે ક્યારેક અંબિયા અલૈહિમુસ્સલામના કરતાં પણ વધારે ઉરૂજ (ઉન્નત સ્થાન)માં જુએ છે. જોકે હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામની બુઝુર્ગી સર્વાનુમતે સાબિત છે.

- ૧ અકલે મઆદ : દિવ્ય બુદ્ધિ (એની વિસ્તૃત સમજૂતી 'અહસનુત્તકવીમ'માં આપેલી છે.)
- ૨ અકલે મઆશ : પાર્થિવ બુદ્ધિ, પામર બુદ્ધિ (એની વિસ્તૃત સમજૂતી 'અહસનુત્તકવીમ'માં આપેલી છે.)

એનું કારણ આ પ્રમાણે છે:

અંબિયા અલૈહિમુસ્સલામનો 'મબ્દા'[1] અસ્માઓ સિફાત છે પરંતુ એમનો ઉરૂજ[2] (અલ્લાહ તઆલાની) પાક ઝાત સુધી-સિફાતના પરદા વિના છે. અંબિયા અલૈહિમુસ્સલામના 'મબ્દા' યાને અસ્માઓ સિફાતને તો સાલિક જુએ છે પરંતુ એમના ઉરૂજને જોતા નથી (એટલે પોતે એમનાં કરતાં ઉચ્ચ સ્થાનમાં હોવાનો સાલિકને ભાસ થાય છે.)

એ જ પ્રમાણે ઔલિયાએ મુતકદ્દેમિન[3] જેઓ ખલ્કમાં માન્યતા પામેલાં છે તેઓ પણ સાલિકના કશ્ફના ખિલાફ સાલિકના કરતાં અફઝલ હોય છે.

વળી એ જ પ્રમાણે કેટલાક ઔલિયા એવો ખ્યાલ કરે છે કે તેમને 'બરઝખે કુબ્રા'ના વસીલા વગર 'તકર્રુબે હક'[4] હાસિલ થયો છે; એ પણ કશ્ફની ગલતી છે.

□

એક દિવસે એક બુઝુર્ગના મઝાર પર જવાનું થયું અને એક મામલામાં તેમની રૂહને મદદગાર બનાવી. અલ્લાહ તઆલાએ તે મામલાની હકીકતને મુન્કશિફ[5] કરી દીધી.

□

**આગાહી**

'બરઝખે કુબ્રા'થી મુરાદ 'હકીકતે મુહમ્મદી' (સલ.) છે.

- ૧ મબ્દા : જાહેર થવાની જગા, આરંભ, શરૂઆત
- ૨ ઉરૂજ : ઊંચાઈ, બુલંદી, ઉન્નતિ
- ૩ ઔલિયાએ મુતકદ્દેમિન : આગળ થઈ ગયેલાં મહાન ઔલિયાએ કિરામ (રહ.)
- ૪ તકર્રુબે હક : અલ્લાહની નઝદીકી
- ૫ મુન્કશિફ : જાહેર, પ્રગટ

# પત્ર ૨૨૧

## ❁ પ્રતિ : સૈયદ હુસૈન માણેકપૂરી (રહ.)

નકશબંદી તરીકાના સરદાર હઝરત સિદ્દીકે અકબર (રદિ.)છે. એમનો મરતબો તમામ મખ્લૂકમાં અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના પછી સર્વોચ્ચ છે. એમની( એ) બુઝુર્ગી ઈમાનની કુવ્વત અને હકતઆલા જોડેની નિસ્બતના કારણે છે. એટલે જ એ બુઝુર્ગ પોતાની નિસ્બતને–નકશબંદી તરીકાને બીજાઓની તુલનામાં તર્જીહ આપે છે.

હઝરત ખ્વાજા નકશબંદ (રહ.) પણ ફરમાવે છે કે :
'અમે અંતને આરંભમાં રજુ કરીએ છીએ.'

□

'ખલ્વત દર અંજુમન'[1]થી મુરાદ એ છે કે તમામ ખ્યાલાતને દિલમાંથી દૂર કરવામાં આવે અને અંજુમનમાં (પણ) દિલ ખુદાની સાથે (સંલગ્ન) રહે.

આ (નકશબંદી) તરીકામાં 'જઝબહ' 'સુલૂક'ના કરતાં આગળના સ્થાને છે. (એમાં) સૈરનો આરંભ 'આલમે અમ્ર' થી (કરવામાં આવે) છે; જ્યારે બીજા તરીકાઓમાં (સૈરનો આરંભ) 'આલમે ખલ્ક'થી (કરવામાં આવે) છે. અહીં 'આલમે ખલ્ક'ની સૈર આપોઆપ તય થઈ જાય છે.

હઝરત ખ્વાજા નકશબંદ કુદ્દેસ સિર્રુહૂએ ફરમાવ્યું છે કે :

'અમારો તરીકો બધાં તરીકાઓ કરતાં અકરબ છે.' વળી ફરમાવ્યું છે કે :

> 'હક તઆલાથી મેં એવો તરીકો માંગ્યો છે કે જે બેશક મૂસિલ[2] હોય; અને મારી એ ઈલ્તિજા કબૂલ થઈ ગઈ છે.'

● ૧ ખલ્વત દર અંજુમન : વિશેષ સમજૂતી માટે જુઓ 'મેઅયારુસ્સુલૂ'
૨ મૂસિલ : મેળાપ કરાવી આપનાર, બંદાને ખુદાથી મેળવનાર

'રશહાત' માં ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર કુદ્દેસ સિર્રુહનું કથન છે કે:

'આ તરીકો શાને અકરબ અને મૂસિલ ન હોય જ્યારે એના આરંભમાં અંત સમાયેલો છે! તે શખ્સ ખૂબ જ બદનસીબ છે જે આ તરીકામાં દાખલ થાય અને (છતાં) ઈસ્તેકામત અખ્તિયાર ન કરે અને બેનસીબ ચાલ્યો જાય.'

આ (નકશબંદી) તરીકાના બુઝુર્ગોએ :

- ૦ અહવાલ અને મવાજિદને શરીઅતના તાબે કર્યા છે.
- ૦ શરીઅતના અહકામરૂપી (કિંમતી) મોતીઓને વજદ અને હાલરૂપી (મામૂલી) અખરોટ અને દ્રાક્ષ (મેવા)ના બદલામાં બાળકોની જેમ હાથમાંથી મૂકી દીધાં નથી.
- ૦ તેઓ સિમાઅ અને રકસને પસંદ કરતાં નથી
- ૦ તેઓ ઝિક્રે જહર તરફ તવજ્જોહ કરતાં નથી.
- ૦ તેઓ નિસબતને આપવા માટે જેવી રીતે શક્તિમાન છે તેવી જ રીતે નિસબતને છીનવી લેવાની પણ પૂરી તાકાત ધરાવે છે.
- ૦ આ તરીકામાં ફાયદાની વધારે આપ-લે ખામોશીમાં છે.

આ (નકશબંદી) બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે :

'જેણે અમારી ખામોશીથી ફાયદો ન ઉઠાવ્યો; તે વાતો કરીને શું ફાયદો ઉઠાવી શકે છે!'

□

આ બુઝુર્ગોની તવજ્જોહ આરંભથી જ 'અહદીયતે મુજર્રદ'ની તરફ છે. અને ઈસ્મ તથા સિફતથી 'ઝાત સિવાય કંઈ ઇચ્છતા નથી. જાણીલો કે આ તવજ્જોહના મુનાસિબ અને આ મકામના મુવાફિક ખામોશ અને ગુંગા થઈ જવું અનિવાર્ય છે.

'મન અરફલ્લાહ કલ્લ લિસાનુહૂ'

જેણે અલ્લાહને ઓળખી લીધો તેની જબાન ગૂંગી થઈ ગઈ.

# પત્ર ૨૨૨

● પ્રતિ : મુહમ્મદ અશરફ કાબુલી (રહ.)

એક બુઝુર્ગે ફરમાવ્યું છે કે:

'સાચો મુરીદ તે છે જેના ડાબા હાથનો ફરિશ્તો[1] વીસ વરસ સુધી કોઈ ગુનોહ ન લખે.'

આ ગુનેહગાર 'ફકીર'ને ઝોક અને વિજદાનથી પોતાના હકમાં એવું પ્રતિત થાય છે કે ન જાણે વીસ વરસના સમયગાળામાં, જમણા હાથના લખનારાએ, એના આ'માલનામામાં લખવાને લાયક કોઈ નેકી જોઈ હશે કે કેમ!

ખુદાવંદ જાણે છે કે 'ફકીર'[2] આ વાત બનાવટ કે તકલ્લુફથી કહેતો નથી.

વળી ઝોકની રૂએ એવું પણ જણાય છે કે ફિરંગી કાફિર એના કરતાં કેટલાયે દરજ્જે બેહતર છે! જો (કોઈ) એનું કારણ પૂછે તો 'ફકીર' જવાબ આપવાથી આજિઝ નથી.

વળી ઝોકની રૂએ પોતે પોતાને બૂરાઈઓથી ઘેરાયેલો પણ નિહાળે છે. અને જે કંઈ નેકીઓ થાય છે તે (પણ એવી જણાય છે કે) ડાબા હાથ તરફના (ગુનાહો નોંધનાર ફરિશ્તા)ને નોંધવાને વધારે લાયક સમજે છે.

વળી એવું પણ જણાય છે કે ડાબા હાથ તરફનો લખનારો (ફરિશ્તો) હમેશાં કામમાં (ગુનાહો નોંધવામાં મશગૂલ) છે જ્યારે

૧ દરેક માણસ જોડે તેની નેકીઓ અને બદીઓ નોંધવા માટે જમણે-ડાબે બે ફરિશ્તાઓ (કિરામન-કાતિબિન) નિયુક્ત કરવામાં આવેલાં હોય છે. જમણા હાથ તરફનો ફરિશ્તો નેકીઓની નોંધ રાખે છે અને ડાબા હાથ તરફનો ફરિશ્તો ગુનાહો નોંધે છે.

૨ હ. મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના માટે વિનમ્રતાપૂર્વક 'ફકીર' શબ્દ વાપરે છે.

જમણા હાથ તરફનો લખનારો નિષ્ક્રિય અને બેકાર છે! (એટલે) રેહમતના સિવાય તેનેᐧ[1] કોઈ ઉમ્મીદ નથી અને મગફિરતના સિવાય કોઈ વસીલો જણાતો નથી.

# પત્ર ૨૨૩

## ❁ પ્રતિ : જમાલુદ્દીન હુસૈન કૂલાવી (રહ.)

ખ્વાજા જમાલુદ્દીન હુસૈન! તમે કેટલોક સમય થયા પોતાના હાલની જાણ નથી કરી. જલદી જલદી જાણ કરવી જોઈએ. મુરીદને જોઈએ કે પીરથી પોતાનો હાલ વખતો વખત કહેતો રહે.

# પત્ર ૨૨૪

## ❁ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)

ખુદાવંદ તઆલા પોતાના કમાલે કરમથી રિઝક આપવાનો ઝિમ્મેદાર બન્યો છે અને અમને અને તમને રિઝકની મુંઝવણમાંથી મુક્ત કરી દીધાં છે.

જેટલા પ્રમાણમાં માણસો વધારે હશે; એટલા જ પ્રમાણમાં રિઝક વધારે હશે. જમઇય્યત[2] સાથે હક તઆલાને યાદ કરવું જોઈએ, અને મુતઅલ્લેકિન[3]ની ચિંતા હકતઆલાના કરમના હવાલે કરવી જોઈએ.

# પત્ર ૨૨૫

## ❁ પ્રતિ : મુલ્લા મુહમ્મદ તાહિર લાહોરી (રહ.)

કેટલાંક મુબ્તદીઓ[4]ને પણ મુન્તહિઓ[5]ના હાલાતથી મળતા

● ૧ તેને : હ. મુજદ્દિદ અલ્ફેસાની(રહ.) એ શબ્દ પોતાના માટે વાપરે છે.
૨ જમઇય્યત : એકાગ્રતા
૩ મુતઅલ્લેકિન : સંબંધીઓ
૪ મુબ્તદી : પ્રાથમિક કક્ષાનો સાલિક
૫ મુન્તહી : સુલૂક પૂર્ણ કરનારો સાલિક

આવતા વાકેઆત પેશ આવે છે. એમાં ફર્ક કરવો ઘણો મુશ્કેલ છે.

# પત્ર ૨૨૬

## ● પ્રતિ : શૈખ મુહમ્મદ મૌદૂદ (રહ.)

અલ્લાહ તઆલા અમને અને તમને નેક તૌફિક આપે! જિન્દગીની ફુરસદ ઘણી ઓછી છે અને હમેશાંનો અઝાબ એના પર આવનારો છે. ઘણી અફસોસની વાત છે, કે કોઈ આ ફુરસદને બેહૂદા કામોમાં વાપરીને હમેશાંનો રંજ અને ગમ ખરીદી લે.

લોકો દૂર દૂરથી સરહિંદ (શરીફ) આવીને જમા થઈને ફાયદો ઊઠાવી રહ્યા છે અને તમે ઘરની દોલતને છોડીને દુનિયાને હાંસિલ કરવામાં મશગૂલ છો!

# પત્ર ૨૨૭

## ● પ્રતિ : મુલ્લા તાહિર (રહ.)

હક તઆલાએ આપને મન્સબે શૈખી અતા ફરમાવ્યો છે એનો શુક્રિયા અદા કરવો જોઈએ. અને કોઈ કામ એવું ન કરે, કે જેનાથી મલામતનો ઈઝહાર થાય અને મન્સબે શૈખીમાં ફરક પડે.

મુરીદો વગેરેમાં વધારે હળે-મળે નહિ, અને મુરીદોની નઝરમાં પોતાનો પ્રભાવ કાયમ રાખે. વધારે મેળમિલાપ પ્રભાવ ઓછો થવાનું (તેમ જ) ફાયદો હાસિલ કરવામાં અવરોધ બનવાનું કારણ છે.

આરિફોનો રિયા, મુરીદોના ખુલૂસ કરતાં બેહતર થશે. જો પીર નેક આમાલ ન કરે તો મુરીદ એની તકલીદ[1]થી ખાલી રહી જશે. પોતાના આમાલની અત્યંત હિફાઝત રાખે.

● તકલીદ : અનુસરણ, પૈરવી

# પત્ર ૨૨૮

## ❀ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

પીરે શરીઅત પર ઈસ્તેકામતથી રહેવું જોઈએ. અને શેખે તરીકતની મુહબ્બત અને તેનાથી ઈખ્લાસ જોઈએ. અને પોતાને એવા રાખવું જોઈએ, કે કોઈને વિરોધનો મોકો ન મળે.

□

આથી પહેલાં, નસીહતો આપ સુધી પહોંચી ચૂકી છે. આપને ઈજાઝત[1] આપી દેવામાં આવી છે. પોતાનું કામ અંજામ કરો. ઈજાઝત નામું લખવાના બારામાં તકાઝો શાને કરો છો! કોશિશ કરો કે દુનિયાથી ઈમાનના સાથે જાઓ. ઈજાઝત નામુ અને મુરીદ કંઈ કામમાં ન આવશે.

# પત્ર ૨૨૯

## ❀ પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

અમારો તરીકો તે જ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહે અલૈહનો તરીકો છે અને અમારી નિસ્બત તેજ નિસ્બત છે. આ તરીકા કરતાં કયો તરીકો વધારે બેહતર છે! અને આ નિસ્બત કરતાં કઈ નિસ્બત બેહતર છે જેને ફકીર અખ્તિયાર કરે!

શેખ અલાઉદ્દોલહ રહમતુલ્લાહે અલૈહે એ ફરમાવ્યું છે કે :

> 'જેટલા પ્રમાણમાં વાસ્તા અને વસીલા વધારે હશે, એટલા જ પ્રમાણમાં રસ્તો વધારે સાફ અને નઝદીક હશે.'

ફકીર આ તરીકાની હરેક વાતને નઝર સમક્ષ રાખીને અમલ કરે છે. અને વાળ બરાબર પણ મુખાલિફતને અને નવી વાતને પસંદ કરતો નથી. મારા માટે સઆદત (એમાં) છે કે મખ્દૂમ ઝાદાઓની ખિદમત કરું.

● ૧ ઈજાઝત : ખિલાફત, બીજાઓને મુરીદ બનાવવાની પરવાનગી

# પત્ર ૨૩૦

## પ્રતિ : શૈખ યૂસુફ બર્કી (રહ.)

અલ્લાહ તઆલા બેચું[૧] અને બેચગું[૨] છે. જે કંઈ કશ્ફ અને શુહૂદમાં આવે, તે ગૈરે ખુદા છે. હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ રહમતુલ્લાહે અલૈહ પણ એવો જ ઈરશાદ ફરમાવે છે.

# પત્ર ૨૩૧

## પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

બોઅદ[૩] (હોવા) છતાં હુસૂલ[૪] ખ્યાલ કરવામાં આવે છે. વુસૂલ[૫] મુશ્કેલ અને દુશ્વાર છે. અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ તઅય્યુનાતે અસ્માના[૬] મબ્દાની[૭] કુલ્લીયાત[૮] છે. અને ઔલિયા એની જુઝઈયાત[૯] છે. જે એ કુલ્લીયાતના તહતમાં મુન્દરજ[૦] છે.

# પત્ર ૨૩૨

## પ્રતિ : ખાન ખાનાન

અલ્લાહ તઆલા આપની નજરમાં દુનિયાની ખરાબી અને આખેરતની ભલાઈ, જાહેર ફરમાવે. જ્યાં સુધી દુનિયાની બૂરાઇ

- ૧ બેચું : અનન્ય, અદ્વિતીય
- ૨ બેચગૂં : બેમિસાલ, અજોડ, અનુપમ
- ૩ બોઅદ : દૂરત્વ
- ૪ હુસૂલ : હાસિલ થવું, પ્રાપ્તિ
- ૫ વુસૂલ : મેળાપ થવું, મિલન
- ૬ તઅય્યુનાતે અસ્મા : એની સમજૂતી પત્ર નં. ૨૦૯માં આવી ગઈ છે.
- ૭ મબ્દા : આરંભ, શરૂઆત
- ૮ કુલ્લીયાત : પૂર્ણત્વ, અખિલ, સમષ્ટિ
- ૯ જુઝઈયાત : અંશ, ભાગ, વ્યષ્ટિ

જાહેર ન થશે, એને છોડવું મુશ્કેલ છે. અને એની ખરાબી શરીઅતથી માલૂમ પડે છે.

# પત્ર ૨૩૩

## પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

ઈરાદો હતો કે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહે અલૈહના ઉર્સથી ફારિગ થઈને દિલ્હીથી આપની પાસે પહોંચું; (પરંતુ) એ જ સમય દરમ્યાન લશ્કરના કૂચ કરવાની ખબર ફેલાઈ ગઈ એટલે આવી શકયો નહિ.

# પત્ર ૨૩૪

## પ્રતિ : શૈખ મુહમ્મદ સાદિક (રહ.)

હક સુબ્હાનહૂ તઆલાની હકીકત વુજૂદે મહઝ છે. બીજો કોઈ અમ્ર એની સાથે ભળેલો નથી. અને એ વુજૂદે હકતઆલા હરેક ખૈર અને કમાલનો મન્શા[1] અને હરેક હુસ્ન અને જમાલનો મબ્દા[2] છે. અને એ વુજૂદ, વુજૂદે હકીકી અને બસીત[3] છે. એના તરફ તરકીબને[4] હરગિઝ રાહ નથી. ન માનસીક રીતે ન બાહ્ય રીતે. અને હકીકતના એઅતિબારથી એનું તસવ્વુરમાં આવવું અશકય છે.

મુમકિનાતની હકીકતો અદમે મહઝ છે. અને બૂરાઈ તથા ફિસાદનો મબ્દા છે.

- ૧ મન્શા : ઉદ્ભવ સ્થાન
- ૨ મબ્દા : પ્રાગટ્ય સ્થાન
- ૩ બસીત : એવી વસ્તુ જે એક જ હોય, ઘણી વસ્તુ મળીને બની ન હોય; તત્ત્વ
- ૪ તરકીબ : ઘણી ચીઝોનાં મિશ્રણથી બનેલી ચીઝ, પદાર્થ

# પત્ર ૨૩૫

## ❁ પ્રતિ : હાજી બૈગ (રહ.)

ઔલિયા અલ્લાહથી મુહબ્બત રાખવી દુનિયા અને આખિરતની બેહતરીન પુંજી છે.

# પત્ર ૨૩૬

## ❁ પ્રતિ : શૈખ મુહમ્મદ સાદિક (રહ.)

ફરઝંદે અઝીઝ મિયાં મુહમ્મદ સાદિક ! અલહમદો લિલ્લાહ, તમને વિલાયતે ખાસ્સએ મુહમ્મદિયહ અલૈહિસ્સલાતો વસ્સલામની સાથે મુનાસિબત પૈદા થઈ ગઈ છે. અને ફરઝંદ મુહમ્મદ માસૂમ બિઝઝાત આ દૌલતને કાબિલ છે.

□

**આગાહી :**

હઝરતના તમામ સાહબઝાદાઓ અલ્લાહના ફઝલથી તમામ મકામાતથી ફાઈઝ[1] અને બધાં ખલીફાઓમાં અગ્રસ્થાન ધરાવતા હતા. એનું રહસ્ય મુહબ્બતે પિદરી[2] અને અતાએ હક છે.

# પત્ર ૨૩૭

## ❁ પ્રતિ : મુહમ્મદ તાલિબ (રહ.)

સુન્નતે નબવી અલૈહિસ્સલાતો વસ્સલામની પૈરવી કરવી જોઈએ. અને અકીદાઓને અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાઓના પ્રમાણે દુરુસ્ત કરવા જોઈએ અને પછી નકશબંદી તરીકામાં દાખલ થઈને તઝકિયાએ નફસ[3] અને તસફિયાએ કલ્બ[4] કરવી જોઈએ.

- ૧ ફાઈઝ : પહોંચનાર, મેળવનાર, ફૈઝયાબ થનાર,
- ૨ મુહબ્બતે પિદરી : પિતૃપ્રેમ
- ૩ તઝકિયાએ નફસ : નફસની સુધારણા
- ૪ તસફિયાએ કલ્બ : કલ્બની સફાઈ

# પત્ર ૨૩૮

## ❀ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

- વધારે મુરીદો હોવું ખૈર અને બરકતનો સબબ છે. પરંતુ એમના વધારે હોવાથી ગર્વ અને ફખ્ર વગેરે ખરાબીઓ ન પેદા થઈ જાય (તેની કાળજી રાખવી).
- પોતાના આમાલ દુરુસ્ત રાખવા, કે જેથી મુરીદોના માટે કાર્યશીલ થવાનો સબબ બને.
- ઝિક્ર તેમ જ ફિક્રમાં મશગૂલ રહેવું; કે જેથી બીજાઓ એનાથી સબક લે.
- ભલે કોઈ કાદિરિય્યા તરીકામાં દાખલ થાય; (પરંતુ તેને) ઝિક્ર નકશબંદી તરીકાનો શીખવવો.

# પત્ર ૨૩૯

## ❀ પ્રતિ : મુલ્લા અહમદ બર્કી (રહ.)

અહવાલ હાસિલ થવાથી એ મુરાદ છે કે દિલ, ખુદાની મુહબ્બત સિવાય, ગૈરની મુહબ્બતથી પાક થઈ જાય.

□

ઈસ્તેખારહ દરેક કામમાં કરવું સુન્નત છે. જરૂર કરતા રહો. ઈસ્તેખારહ પછી ખ્વાબમાં અથવા જાગતામાં પણ એ કામને કરવા યા ન કરવાની ખબર મળી જાય છે.

□

બુઝુર્ગોની રૂહો પોતાના દોસ્તોની વિવિધ રીતે મદદ કરે છે.

# પત્ર ૨૪૦

## ❀ પ્રતિ : શૈખ યૂસુફ બર્કી (રહ.)

જે કંઈ જોવામાં, સાંભળવામાં અને સમજવામાં આવે તે ગૈરે

હક છે. જ્યાં સુધી જહાલતમાં જહાલત ન થાય ત્યાં સુધી મતલૂબ[1] થી બોઅદ[2] છે.

# પત્ર ૨૪૧

## ❁ પ્રતિ : મુહમ્મદ સાલેહ (રહ.)

અલ્લાહ તઆલાના ફઝલથી મૌલાના મુહમ્મદ સિદ્દીક 'વિલાયતે ખાસ્સહ'થી મુશર્રફ થયા. અને 'ઈસ્મે જુઝઈ'થી 'ઈસ્મે કુલ્લી'ની સાથે મુલ્હિક (સંલગ્ન) થયા.

□

આપણા તરીકાના લોકોના હાલાતની ભાળ કરતા રહો.

# પત્ર ૨૪૨

## ❁ પ્રતિ : મુલ્લા બદીઉદ્દીન (રહ.)

- ઝિક્રથી મકસદ ગફલતનું દૂર થવું છે.
- કેટલાકને 'ઈસ્મેઝાત'નો ઝિક્ર લાભદાયક હોય છે અને કેટલાકને 'નફી ઈસ્બાત' (નો ઝિક્ર લાભદાયક હોય છે.)
- ઝાહિરને બાતિનથી જો કે ગફલત થયા વિના છૂટકો નથી; એટલા માટે મુબ્તદી[3] હોય કે મુન્તહી[4]; ઝિક્ર વગર છૂટકો નથી.
- મુબ્તદી માટે ('ઈસ્મેઝાત' અને નફી ઈસ્બાત') બંને ઝિક્ર મુકર્રર કરેલાં છે; મુતવસ્સિત[5] અને મુન્તહીના માટે મુકર્રર કરેલાં નથી.
- મુતવસ્સિતને કુરઆને કરીમની તિલાવત અને મુન્તહીને નમાઝ ફાયદાકારક છે.

● ૧ મતલૂબ : જેની તલબ છે તે અર્થાત્ અલ્લાહ
૨ બોઅદ : દૂરત્વ
૩ મુબ્તદી : સુલૂકની શરૂઆત કરનાર સાલિક
૪ મુન્તહી : સુલૂક પૂર્ણ કરનાર સાલિક
૫ મુતવસ્સિત : સુલૂકમાં અરધા રસ્તે પહોંચેલો સાલિક

o અસ્મા અને સિફાતનો ઝિક્ર કરનારા ભલે દાઈમા (કાયમા) હોય; અહદિયતે મુજર્રદહની તરફ તવજ્જોહ કરનારાઓના નઝદીક તે ગફલતમાં દાખલ છે. ઝાતે વરા-ઉલ-વરા[1]ની તરફ જવું જોઈએ.

# પત્ર ૨૪૩

## ❁ પ્રતિ : મુલ્લા ઐયૂબ (રહ.)

o મકસુદ અવામીર[2] પર અમલ કરતાં થઈ જવું અને નવાહી[3]થી બચવું છે.

o ખાલિસ દીન, ફના અને બકાના હાસિલ કર્યા વિના થતા નથી.

o જે તરીકામાં સુન્નતની ઈત્તેબાઅ વધારે છે તે જ બીજાઓથી બેહતર છે. હઝરાતે નકશબંદિયા (રહ.)એ સુન્નતને મજબૂત પકડી છે અને તેઓનો તરીકો બીજાઓના તરીકાઓના મુકાબલામાં અકરબ છે.

o ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર કુદ્દેસ સિર્રહૂએ ફરમાવ્યું છે કે, આ નકશબંદી તરીકાના હઝરાત હરેક ઝર્રાક[4] અને હરેક રક્કાસ[5]ની સાથે મુનાસિબત ધરાવતા નથી.

> **હૈફ બાશદ શર્હે ઊ અંદર જહાંન,**
> એનું બયાન જાહેર થઈ શકે એમ નથી.
>
> **હમચું રાઝે ઈશ્ક બાયદ દરનિહાન.**
> ઈશ્કના ભેદની જેમ એને છૂપાવવું જોઈએ.

● ૧ ઝાતે વરા-ઉલ-વરા : (અલ્લાહ તઆલાની) ઊંચામાં ઊંચી ઝાત, પરમોચ્ચ ઝાત

૨ અવામીર : જે કામો કરવા માટે હુકમ છે તે.

૩ નવાહી : જે કામોથી મનાઈ કરેલી છે તે

૪ ઝર્રાક : મક્કાર, નિફાકવાળો

૫ રક્કાસ : નાચનારો, નટ

લેક ગુફતમ વસ્ફે ઊ તા રહ બુરંદ.
પરંતુ એની સિફતો એટલા માટે વર્ણવી છે કે એમાંથી કંઈ માર્ગ મેળવે;
પેશ અઝાં કઝ ફોતે આં હસરત ખુરંદ
જેથી (આવી અમૂલ્ય વસ્તુ) ખોઈને પાછળથી અફસોસ કરવો ન પડે.

# પત્ર ૨૪૪

## પ્રતિ : મુહમ્મદ સાલેહ (રહ.)

અગર આપનું ત્યાં થોભવું એકાગ્રતાનો સબબ હોય તો થોભે. ફકીર[1] પણ હઝરત દહેલવી[2]ની તરફ જવાનો ઈરાદો ધરાવે છે.

અને આ મુકામ મારા ફરઝંદે અરશદને ઈનાયત ફરમાવ્યો છે અને એમની વિલાયતમાં દાખલ કર્યો છે. ફકીર અહીં એની વિલાયતમાં મુસાફરોની જેમ બેઠો છે.[3]

અહીંથી બધાં સલામ કહે છે.

# પત્ર ૨૪૫

## પ્રતિ : મુહમ્મદ સાલેહ (રહ.)

'કુફ્રે હકીકી'ના બાદ 'ઈસ્લામે હકીકી' પ્રાપ્ત થાય છે.
'કુફ્રે હકીકી' 'ફના'ના સમયે હોય છે. અને
'ઈસ્લામે હકીકી' 'બકા'ના સમયે નસીબ થાય છે.

□

૧ ફકીર : હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પોતાના માટે આ શબ્દનો ઘણી જગાએ પ્રયોગ કરે છે. એમાં આપ (રહ.)ની વિનમ્રતા જાહેર થાય છે.

૨ હઝરત દહેલવી : હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.) તરફ ઈશારો હોવાનું જણાય છે.

૩ હઝરતના ફરઝંદ ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ને ઈનાયત થયેલા 'મન્સબે કૈયૂમિય્યત' તરફ ઈશારો હોવાનું જણાય છે.

આગાહી

એટલા જ માટે હઝરત મનસૂર અલૈહિર્રહમતે કહ્યું :

كَفَرْتُ بِدِيْنِ اللّٰهِ وَالْكُفْرُ وَاجِبٌ لَدَيَّ وَعِنْدَ الْمُسْلِمِيْنَ قَبِيْحٌ

મેં અલ્લાહના દીનની સાથે કાફિરાના હરકત કરી[1] પરંતુ મારી નજીક કુફ્ર વાજિબ છે અને મુસલમાનોની નજીક બૂરું છે.

# પત્ર ૨૪૬

## ❁ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

(આ પત્રમાં) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ અલૈહિર્રહમતની રુબાઈઓનું વિવરણ લખ્યું છે તેમ જ ઉલ્મા અને સૂફીઓના દરમિયાન વહદતે વુજૂદના મસ્લાની તત્બીક[2] કરી છે જેનાથી બંને તરફના સમૂહોનો જે શાબ્દિક ઝઘડો છે તે દૂર થઈ ગયો છે.

# પત્ર ૨૪૭

## ❁ પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

રબને એટલા વાસ્તે ઓળખ્યો કે જે અમે ચાહ્યું તે ન થયું; અને જે તેણે ચાહ્યું તે થયું.

# પત્ર ૨૪૮

## ❁ પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

જે કંઈ કોઈને મળ્યું છે યા મળશે; તે સુન્નતની ઈત્તિબાઅથી મળ્યું છે અને મળશે. □

વલી (રહ.) નબી (અલ.)ના દરજ્જા સુધી નથી પહોંચી

● ૧ હઝરત મનસૂર (રહ.)એ બેખુદીની હાલતમાં કહ્યું હતું : **'અનલ હક'** ('હું ખુદા છું.') એ તરફ ઈશારો છે.

૨ તત્બીક : મુતાબિક કરવું, શબ્દોનો ભાવાર્થ અને સૂચિતાર્થ મેળવવો

શકતા. હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ અસલ છે અને ઔલિયા તેઓના ઝિલ્લ છે.

આજ-કાલ ઉલૂમ વસંતઋતુના વાદળોની જેમ વરસી રહ્યાં છે. મારા ફરઝંદો પોત પોતાની શક્તિ અનુસાર આ રાઝના જાણભેદુ છે.

## પત્ર ૨૪૯

### ❀ પ્રતિ : મિર્ઝા અદબ (રહ.)

- આખિરતની નજાત અને હમેશાની મુક્તિ હઝરત સૈયદે અવ્વલીન વલ આખેરીન સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની તાબેદારી પર અવલંબે છે.
- આપ (સલ.)ની જ તાબેદારીથી (બંદા) હક તઆલાની મેહબૂબિયતના મકામમાં પહોંચે છે;
- આપ (સલ.)ની જ તાબેદારીથી (તાલિબ) 'તજલ્લીયે ઝાત'થી મુશર્રફ થાય છે;
- આપ (સલ.)ની જ તાબેદારીથી (બંદાને) 'મરતબાએ અબદિયત'માં—જે કમાલના મરતબાથી ઉપર અને મેહબુબિયતનો મકામ હાંસિલ થયા પછી છે—(તેનાથી અલ્લાહ તઆલા) સરફરાઝ ફરમાવે છે.
- આપ (સલ.)ના કામિલ તાબેદારોને આપ (સલ.) બની ઈસરાઈલના પૈગમ્બરો સમાન ફરમાવે છે;
- ઉલૂલ અઝમ પૈગમ્બરો આપ (સલ.)ની તાબેદારીની આરઝૂ કરતા હતા.
- જો મૂસા અલૈહિસ્સલામ આપ (સલ.)ના ઝમાનામાં હયાત હોત તો આપ (સલ.)ની જ તાબેદારી કરતે;
- હઝરત ઈસા રૂહુલ્લાહના નાઝિલ થવાનો અને હઝરત હબીબુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની તાબેદારી કરવાનો કિસ્સો મશહૂર અને જાણીતો છે.

- આપ (સલ.)ની ઉમ્મત આપની તાબેદારીના કારણે ખૈરુલ ઉમમ (શ્રેષ્ઠ ઉમ્મત) થઈ છે; અને એમાંથી મોટા ભાગના જન્નતી છે.
- કિયામતના દિવસે આપ (સલ.)ની તાબેદારીની બદૌલત તમામ ઉમ્મતો કરતાં પહેલાં આપ (સલ.)ના ઉમ્મતી જન્નતમાં જશે અને નાઝો નેઅમત હાસિલ કરશે.

# પત્ર ૨૫૦

## ❀ પ્રતિ : મુલ્લા અહમદ (રહ.)

આપની જે પહેલી હાલત હતી તે વજદ અને સિમાઅની જેમ હતી. એનો સંબંધ શરીર સાથે હતો. અને જે હાલત હવે હાસિલ થઈ છે એમાં શરીરનો કોઈ ભાગ નથી; એનો વધારે પડતો સંબંધ કલ્બ અને રૂહની સાથે છે. આ અર્થનાં વર્ણન માટે વિસ્તાર જરૂરી છે; ટૂંકમાં એ કે આ હાલત પહેલી હાલત કરતાં કેટલાયે ઘણી બેહતર છે.

□

ઝોકનું મેહસૂસ ન થવું અને ખૂશીનું દૂર થવું; ઝોક અને ખૂશીના મેળવવા કરતાં બેહતર છે. કારણ કે નિસ્બત જેટલા પ્રમાણમાં જહાલત અને હૈરતમાં તરક્કી કરે; અને શરીરથી દૂરતર થાય એટલા જ પ્રમાણમાં અસીલ (વધારે મજબૂત) છે; અને મકસૂદ હાસિલ થવાના નજદીકતર છે. એટલા માટે આ મકામમાં ઈજ્ઝ અને જહલના સિવાય બીજી કોઈ ચીઝની ગુંજાઈશ નથી. જહલને મારેફતથી તાબીર કરે છે અને ઈજ્ઝનું નામ ઈદરાક રાખે છે.

આપે લખ્યું હતું કે,

'આ નિસ્બતની તે તાસીર જે પહેલાં હતી; (તે) હવે નથી રહી.'

હાં, શારીરિક તાસીર નથી રહી પરંતુ રૂહાની તાસીર વધારે

પ્રમાણમાં હાસિલ થઈ ગઈ છે; પરંતુ હરેક શખ્સ એને સમજી નથી શકતો.

# પત્ર ૨૫૧

## પ્રતિ : મુહમ્મદ અશરફ (રહ.)

હઝરત સિદ્દીક અને હઝરત ઉમર ફારૂક રિદવાનુલ્લાહે અલૈહિમનો 'કમાલાતે નુબુવ્વત'માં કદમ ગાલિબ છે;

હઝરત ઉસ્માન રદિયલ્લાહો અન્હો બરઝખની જેમ કમાલાતે નુબુવ્વત અને કમાલાતે વિલાયતમાં સમાન હિસ્સો ધરાવે છે.

હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂનો 'વિલાયતે મુહમ્મદિયહ'માં કદમ ગાલિબ છે.

હઝરત અબ્દુલ્લાહ બીન ઉમર રદિયલ્લાહો અન્હો ફરમાવે છે કે;

> 'અમે નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના ઝમાનામાં બધાં સહાબાઓ કરતાં હઝરત સિદ્દીક (રદિ.)ને બેહતર સમજતાં હતાં.'

અને શાને ન હોય કે જેમના હકમાં હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે કે;

> 'ઉમર (રદિ.)ની તમામ ઉમરની નેકીઓ કરતાં સિદ્દીક (રદિ.)ની એક નેકી બેહતર છે.'

અને આ બંને સાહબો હઝરત સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) હુઝૂર (સલ.) સાથે એવો સંબંધ ધરાવે છે કે મરવા પછી પણ જુદા ન થયા અને એક જ જગાએ દફન થયા. અને હશ્રમાં પણ સાથે જ કબ્રોમાંથી ઊઠશે.

□

મોટા ભાગના ઔલિયા હઝરત અમીર (હઝરત અલી.) (રદિ.)ને શૈખૈન (પ્રથમ બંને ખલીફા) (રદિ.) પર સરસાઈ આપે છે; પરંતુ એમનો કશ્ફ આ ઉચ્ચ મકામમાં નથી પહોંચતો જ્યાં હઝરાતે શૈખૈનનો મરતબો છે.

ફકીરે ગૌર[1] કર્યું તો માલૂમ થયું કે જન્નતના દરવાજા પર હઝરત સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર ફારૂક (રદિ.) બિરાજમાન છે. અને જન્નતની દૌલત તેમના અભિપ્રાય પર અવલંબિત છે. હઝરત સિદ્દીક (રદિ.) જે કોઈ જન્નતને લાયક હોય તેને પસંદ ફરમાવે છે અને હઝરત ઉમર ફારૂક (રદિ.) તેનો હાથ પકડીને જન્નતમાં દાખલ કરે છે.

□

હઝરત અબ્દુલ્લાહ બીન ઉમર (રદિ.)એ હઝરત ઉમર (રદિ.)ના ઈન્તેકાલ બાદ સહાબા (રદિ.)ના સમૂહમાં ફરમાવ્યું કે:

'આજે નવ હિસ્સા ઈલ્મ ચાલ્યો ગયો.'

સહાબા (રદિ.) આ વાત સાંભળીને વિમાસણમાં પડ્યા તો હઝરત અબ્દુલ્લાહ (રદિ.)એ ફરમાવ્યું કે:

'મારો હેતુ ઈલ્મે ઝાત અને સિફાત અને કુર્બે હક તઆલા છે.[2] ન કે હૈઝ અને નિફાસના મસાઈલનો ઈલ્મ[3].'

□

હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂ 'વિલાયતે મુહમ્મદી' (સલ.)ના હામિલ છે એટલે અકતાબ, અબ્દાલ અને અવતાદ-જેઓ ઔલિયાએ ઉઝલત[4]માંથી છે અને કમાલાતે વિલાયતનો જેઓમાં ગલ્બો છે-તેઓની તરબિયત, મદદ અને સહાય હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂને સુપ્રત થયેલી છે.

કુતુબુલ અકતાબ યાને કુત્બે મદારનું સિર હઝરત અલી કર્રમલ્લાહો વજહહૂના કદમ નીચે છે. કુત્બે મદાર એમની જ હિમાયત અને રિઆયતથી પોતાના જરૂરી કાર્યોને પૂરાં કરે છે. હઝરત ફાતિમા (રદિ.) અને હઝરત હસનૈન (હઝરત હસન અને

- ૧ ગૌર : મુરાકિબહ
- ૨ ઈલ્મે બાતિન
- ૩ ઈલ્મે ઝાહિર
- ૪ ઉઝલત : ગોશાનશીની, બીવી-બચ્ચાઓને છોડીને ઈબાદતમાં પરોવાઈ જવું

હુસૈન) (રદિ.) પણ આ મકામમાં હઝરત અલી (રદિ.) સાથે શામેલ છે.

□

હઝરત અબ્બાસ રદિયલ્લાહો અન્હોથી રિવાયત છે કે ફરમાવ્યું રસૂલે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે કે :

> 'જેણે મારા સહાબા (રદિ.)ને ગાળ આપી; તેના પર અલ્લાહ તઆલા અને ફરિશ્તાઓ અને તમામ આદમીઓની લાનત છે.'

# પત્ર ૨૫૨

## ❁ પ્રતિ : શૈખ બદીયુદ્દીન (રહ.)

હઝરત નૂહ અને હઝરત ઈબ્રાહીમ અલૈહિમુસ્સલાતો વસ્સલામનો મબ્દા-એ-તઅય્યુન સિફતે ઈલ્મ છે. જેમ કે તઅય્યુને મુહમ્મદી અલૈહિસ્સલાતો વસ્સલામનો મબ્દા (પણ) એ જ સિફત છે. ફર્ક જિહાત અને એઅતિબારાત ના લિહાઝથી છે; કારણકે આ સિફતની એક જાનિબ આલિમની તરફ છે અને બીજી મઅલુમની તરફ છે.

પહેલી જાનિબ વહદતના મુનાસિબ છે અને બીજી કસરતના મુવાફિક છે. વળી એના માટે પણ ઈજમાલ અને તફસીલ છે.

# પત્ર ૨૫૩

## ❁ પ્રતિ : શૈખ ઈદ્રીસ સામાની (રહ.)

શૈખ ઈદ્રીસ સામાનીએ પૂછેલા કેટલાક પ્રશ્નો અને તેના જવાબો (આ પ્રમાણે) છે :

આપે[1] લખ્યું છે કે :

'જો જમીનની તરફ નજર કરું છું તો જમીન જણાતી નથી

• ૧ શૈખ ઈદ્રીસ સામાનીએ

અને આસમાનની તરફ નજર કરું છું તો તે પણ જણાતું નથી. અને જો કોઈના આગળ પણ જાઉં છું, તેનું વુજૂદ પણ જણાતું નથી; અને એ જ પ્રમાણે અર્શ અને કુરસી, જન્નત અને દોઝખનું વુજૂદ પણ જણાતું નથી.

હક તઆલાનું વુજૂદ બેપાયાન છે. એને કોઈએ પામ્યું નથી. બુઝુર્ગો પણ એ જગાએ થંભી ગયા છે. અને અહીં સુધી આવીને ફેરથી લાચાર થઈ ગયાં છે.

આ અર્થથી વધારે કંઈ ગ્રહણ કર્યું નથી. અગર આપ પણ એને કમાલ જાણતા હોય, અને એ જ મકામમાં છો; તો પછી હું આપની પાસે શા માટે આવું? એ જ વિમાસણના કારણે ત્યાં (આપની પાસે) કેટલાક વરસથી આવવાનું નથી થયું.'

□

જવાબ :

મારા મખ્દૂમ! આ પ્રકારના અહવાલ 'તલ્વીનાતે કલ્બ'માંથી છે. એમ જણાય છે કે આવા અહવાલ વાળા શખ્સે કલ્બના મકામાતમાંથી ચોથા હિસ્સા (પા ભાગ) કરતાં વધારે તય કર્યું નથી. મકામાતે કલ્બમાંથી હજી બીજા ત્રણ હિસ્સા (પોણો ભાગ) તય કરવા જોઈએ; કે જેથી કલ્બનો મામલો પૂરો તય થાય.

કલ્બના આગળ રૂહ,

રૂહના આગળ સિર,

સિરના આગળ ખફી અને

ખફીની આગળ અખ્ફા છે.

આ બાકીના ચારેયમાંથી હરેકના માટે અલગ અલગ અહવાલ અને મવાજીદ છે. દરેકને જુદું જુદું તય કરવું જોઈએ. અને તમામ કમાલાતથી આરાસ્તા (આભૂષિત) થવું જોઈએ.

□

○ આલમે અમ્રના આ પાંચે લતીફાઓથી પસાર થયા પછી;

○ એના ઉસૂલ[1]ની મંઝિલોને એક પછી એક તય કર્યા પછી;
○ અસ્મા અને સિફાતના ઝિલ્લી મદારિજ[2]ને—જે તેમના ઉસૂલના (પણ) ઉસૂલ છે-તેને એક પછી એક ઓળંગ્યા પછી;

અસ્મા અને સિફાતની તજલ્લિય્યાતના અને શુયૂનાતે એઅતિબારાતના ઝુહૂરાત આવે છે;

અને એ તજલ્લિય્યાતથી પસાર થયા પછી આગળ તજલ્લિય્યાતે ઝાત છે.

(જ્યારે આ મકામ પર સાલિક પહોંચે છે) ત્યારે નફસના ઈત્મિનાનથી મામલો પડે છે; અને 'મકામે રઝા' હાસિલ થાય છે. 'મકામે રઝા'ની સરખામણીમાં, એનાથી પહેલાંના કમાલાત એવા છે જેવા કે અતિ ગહન, ઊંડા, અફાટ અને અસીમ મહાસાગરની સરખામણીમાં (પાણીના) બિંદુઓ!

આ મકામમાં 'ઈસ્લામે હકીકી' અને શર્હે'સદર' હાસિલ થાય છે.

કાર ઈં અસ્ત, ગૈરે ઈં હમા હૈચ.
ખરુ કામ આ છે, એ સિવાયના બીજા કામો તુચ્છ છે.

□

આલમે અમ્રની પંચગાના મંઝિલોને તેઓના ઉસૂલ અને ઉસૂલ-અલ-ઉસૂલ સહિત ઓળંગવા પહેલાં અસ્માઓ સિફાતની જે તજલ્લિયાત મુતવહ્હમ[3] હોય છે, તે આલમે અમ્રના કેટલાંક ખવાસના ઝુહૂરાત હોય છે. તે બેચુની અને લામકાનિયતમાંથી કંઈક હિસ્સો ધરાવે છે; ન કે અસ્મા અને સિફાતની તજલ્લિયાત.

□

એક સાલિકે એ જ મકામમાં કહ્યું છે કે :

● ૧ ઉસૂલ : અસલનું બહુવચન, જડ, મૂળ
૨ મદારિજ : દરજ્જાઓ, સોપાનો
૩ મુતવહ્હમ : વહેમ કરાયેલ, આભાસી, કાલ્પનિક

'હું ત્રીસ વરસ સુધી રૂહને ખુદા સમજીને એની ઈબાદત કરતો રહ્યો.'

□

આપે અત્યંત ધ્યાનપૂર્વક આ રાહની હકીકતોને બયાન કરવાની ઈચ્છા દર્શાવી હતી એટલા માટે ટૂંકમાં એનું બયાન લખવામાં આવ્યું છે.

□

આપની મજલિસમાં હાજર જનોને સલામ.

# પત્ર ૨૫૪

## પ્રતિ : ગુલ અહમદ (રહ.)

હકીકતે કુરઆનના કરતાં હકીકતે કા'બા અફઝલ છે, કારણ કે હકીકતે કુરઆનનો મન્શા સિફતે કલામ છે. અને હકીકતે કા'બાનો મન્શા[1] તે મરતબો છે જે શુયૂનાતે સિફાત અને સિફાતની તલવિનાતથી ઉચ્ચતર છે. એટલા માટે એની ઉચ્ચતાની ગુંજાઈશ છે.

□

સજદો ઝાતે બારી તઆલાને છે; ન કે કા'બાને
સજદો આદમને ન હતો બલકે ખાલિકને હતો.
સજદો ખાલિકના માટે છે ન કે કોઈ મખ્લૂકના માટે.

# પત્ર ૨૫૫

## પ્રતિ : મુલ્લા મુહમ્મદ તાહિર (રહ.)

જ્યાં સુધી બની શકે સુન્નતની પૈરવી કરો અને મુર્દહ સુન્નત (જેના પર અમલ કરવામાં આવતો ન હોય) તેને જિન્દા કરો.

● ૧ મન્શા : જગા પૈદા થવાની, ઉદ્‌ભવ સ્થાન, ઉદ્‌ગમ સ્થાન

હઝરત ઈમામ મેહદી રદિયલ્લાહો અન્હો પોતાની સલ્તનતના જમાનામાં સુન્નતે મુર્દાને જીવંત કરશે, અને મદિના મુનવ્વરાના એક આલિમને, જેણે બિદઅત પર અમલ રાખેલો હશે, તેને કતલ કરવાનો હુકમ આપશે.

# પત્ર ૨૫૬

## ❀ પ્રતિ : શૈખ બદીઉદ્દીન (રહ.)

'મન્સબે ઈમામત'ના મુનાસિબ 'કુતુબે ઈરશાદ'નો મન્સબ છે. અને મન્સબે ખિલાફતના મુનાસિબ 'કુતુબે મદાર'નો મન્સબ છે.

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહે અલયહની નઝદીક 'ગૌસ' એ જ 'કુતુબે મદાર' છે. એમની નઝદીક 'મન્સબે ગૌસિયત' 'મન્સબે કુતુબિય્યત'થી અલગ મન્સબ નથી.

ફકીરની નઝદીક 'ગૌસ' 'કુતુબે મદાર'થી અલગ છે. બલકે તેના મામલાનો મદદગાર અને સહાયક છે. 'કુતુબે મદાર' કેટલાક કાર્યોમાં તેનાથી મદદ લે છે. અને અબ્દાલને મુકર્રર કરવામાં પણ તેનો દખલ છે.

'કુતુબ'ને તેના મદદગાર અને સહાયકના એઅતિબારથી 'કુતુબુલ અકતાબ' પણ કહે છે. કારણ કે 'કુતુબુલ અકતાબની' મદદ કરનારા અને સહાયકો હુકમી છે.

એટલા જ માટે શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહે અલૈહ ફરમાવે છે કે :

> 'કોઈ ગામ કાફિરોનું યા મોમિનોનું એવું નથી જ્યાં કુતુબ ન હોય.'

સાહબે મન્સબને પોતાના મન્સબનો ઈલ્મ હોય છે. અને જે આ મન્સબનો કમાલ ધરાવે છે પરંતુ મન્સબ ધરાવતો નથી તેના માટે લાઝિમ નથી કે તેને એની જાણ પણ હોય.

□

હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહો અન્હોનું ઈમાન તમામ ઉમ્મતના ઈમાન કરતાં ભારી છે.

□

હઝરત મૂસા અલૈહિસ્સલાતો વસ્સલામના જમાનામાં જે છોકરાઓ કતલ કરવામાં આવ્યા હતા તેઓની ઈસ્તેઅદાદો હઝરત મૂસા અલૈહિસ્સાલમની તરફ ફરી ગઈ હતી.

□

મરવા પછી વલીથી વિલાયત છીનવી લેવામાં નથી આવતી; બલકે એમાં તરક્કી થાય છે. પરંતુ ખર્કે આદત વગેરેનું પુષ્કળ પ્રમાણમાં જાહેર થવું સલ્બ થઈ જવાનો સબબ થશે.

□

ઔરતો જેઓ મહરમાતમાં દાખલ છે, (તેઓને) પરદા વગર બૈઅત કરવું જોઈએ અને ગૈર મહરમ પરદાની આડમાં તરીકો શીખે.

□

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામની બિઅસત પછી કોઈ દિવસ મન્હૂસ નથી.

□

સાહબે શરીઅત (હુઝૂર) અલૈહિસ્સલામથી માત્ર જુમ્આ અને રમઝાનની તરજીહ[1] સાબિત છે.

# પત્ર ૨૫૭

## પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

આ મુબારક પત્રમાં લતીફાઓની તરક્કીનું બયાન ફરમાવ્યું છે. (પાછળ) કેટલાયે પત્રોમાં એનું સવિસ્તર બયાન આવી ચૂક્યું છે એટલે અહીં લખવામાં આવ્યું નથી.

• ૧ તરજીહ : અફઝલિયત, બરતરી, બેહતરી

## પત્ર ૨૫૮

### ❁ પ્રતિ : શરીફખાન (રહ.)

હક તઆલાનું આપણી સાથે વધારે અકરબ હોવું નસ્સે કતઈ[1]થી સાબિત છે પરંતુ હક તઆલા આપણી અક્કલો અને સમજોથી, આપણા ઉલૂમ અને ઈદરાકાતથી વરા-ઉલ-વરા[2] છે.

## પત્ર ૨૫૯

### ❁ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની બરકતથી ખલ્કને હિદાયત નસીબ થઈ. એમનો શુક્રિયા કોઈ રીતે અદા થઈ શકે એમ નથી. □

યૂનાનના ભૂતકાલીન ફિલસૂફો (દાર્શનિકો) સર્જનહારને માનતા ન હતા પરંતુ તે પછીના ફિલસૂફો હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના ઈલ્મ અને હિદાયતથી સૃષ્ટિના સર્જનહારને માનનારા થયાં છે. □

હિન્દુસ્તાનમાં પણ પેગમ્બર અલૈહિસ્સલામ પૈદા થયાં છે. તેમના અનવાર મશાલની જેમ રોશન છે. હિંદમાં તેઓની જ હિદાયત અને કલામથી (લોકોએ) ઝાત અને સિફાતે ઈલાહીમાં થોડી થોડી વાતો કરી છે. પરંતુ પૂરી નથી કરી શકયા. એ લોકો હુલૂલ અને ઈત્તેહાદ[3]ને (પણ) માનતા રહ્યા.

□

● ૧ નસ્સે કતઈ : કુરઆન શ.ની સુસ્પષ્ટ આયત શરીફ

૨ વરા-ઉલ-વરા : ઉચ્ચાતિ ઉચ્ચ, પરમોચ્ચ

૩ હુલૂલ અને ઈત્તેહાદ : માનવ અમૂક કક્ષાએ પહોંચીને ખુદા બની જતો હોવાની માન્યતા, અથવા ખુદા માનવના સ્વરૂપમાં અવતાર લેતો હોવાની માન્યતા, મતલબ કે માનવ અને ખુદા બંને એકાકાર થઈ જતાં હોવાની માન્યતા.

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામના પછી (દુનિયામાં) એવી કોઈ જગા નથી જ્યાં ઈસ્લામની દાવત પહોંચી ન હોય.

## પત્ર ૨૬૦

### ❁ પ્રતિ : શૈખ મુહમ્મદ સાદિક (રહ.)

આ મુબારક પત્ર હઝરત મુહમ્મદ સાદિક રહમતુલ્લાહે અલૈહના તરફ લખ્યો છે જેઓ હઝરતના રાઝદાર સાહબઝાદા છે. એમાં આરંભથી લઈને અંત સુધીના હાલાત લખ્યાં છે અને ઘણો લાંબો તથા વિસ્તૃત મક્તૂબ શરીફ છે. એનું વિષય-વસ્તુ (પાછળ) કેટલાંક પત્રોમાં ઘણી જગાએ આવી ગયું છે. એટલે આ પત્રમાં કંઈ લેવામાં નથી આવ્યું.

## પત્ર ૨૬૧

### ❁ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

નમાઝ જામેએ કમાલાત અને ઈબાદાત[1] છે. શબે મેઅરાજમાં દીદારની જે દૌલત હુઝૂર અલૈહિસ્સલામને નસીબ થઈ હતી તેનો નમૂનો અને ઝિલ નમાઝમાં નસીન થાય છે.

જો (લોકોને) નમાઝની હકીકતની જાણ હોતે તો સિમાઅ અને ગીતમાં કદાપી ગિરફતાર ન થતે; તેમ જ વજ્દ અને તવાજુદને યાદ ન કરતે.

## પત્ર ૨૬૨

### ❁ પ્રતિ : મૌલાના મુહબ્બત અલી (રહ.)

'મુહબ્બતે કલ્બી' અને 'રબ્ત'[2]માં હજુ વધારો કરો; કારણ

• 1 જામેએ કમાલાત અને ઈબાદાત : જેમાં તમામ કમાલાત અને ઈબાદતો એક સાથે જમા કરી દેવામાં આવ્યા છે તે.

2 રબ્ત : સમજૂતી માટે 'મેઅયારુસ્સુલૂક'માં 'રાબતાએ મુરશિદ' પ્રકરણ વાંચો

કે આ (નકશબંદી) સિલસિલામાં નિસ્બત 'ઈન્ઈકાસી'[1] અને 'ઈન્સિબાગી'[2] છે. કુર્બ[3] અને બોઅદ[4] (બંને) સરખા છે.

# પત્ર ૨૬૩

## ❀ પ્રતિ : તાજુદ્દીન (રહ.)

ફરિશ્તા હોય કે માનવ, સૃષ્ટિની તમામ સૂરતોના માટે જેવી રીતે કા'બાની સૂરત સજદાને લાયક છે; તેવી જ રીતે, ફકીરની નજીક, એની (કા'બાની) હકીકત પણ એ (તમામ) સૂરતોની હકીકતોના માટે સજદાને લાયક છે.

એટલા જ માટે તે હકીકત તમામ હકીકતોના કરતાં ઉચ્ચતર છે; અને એનાથી સંબંધ ધરાવતા કમાલાત, (બીજી) તમામ હકીકતોથી સંબંધ ધરાવતા કમાલાતના કરતાં ઉચ્ચતર છે.

જાણે કે દુનિયાની હકીકતો અને અલ્લાહની હકીકતોની વચ્ચે (કા'બાની) આ હકીકત બરઝખ (માધ્યમ) છે.

કા'બા શરીફ સૂરતોમાં દુનિયામાં છે અને હકીકતમાં આખિરતથી (સંબંધ ધરાવે) છે.

નમાઝે પણ એના વસીલાથી આ નિસ્બત પૈદા કરી લીધી છે.

- નમાઝ સૂરતમાં દુનિયાથી અને હકીકતમાં આખિરતથી (સંબંધ ધરાવે) છે.
- નમાઝમાં જે હાલત પ્રાપ્ત થાય છે તે તમામ હાલતોના કરતાં બેહતર છે.

● ૧ ઈન્ઈકાસી : પ્રતિબિંબિત, આયનામાં પ્રતિબિંબ દેખાય છે તેવી.
૨ ઈન્સિબાગી : રંગીન, 'જેવો સંગ તેવો રંગ', દૃષ્ટિ તેવી સૃષ્ટિ
૩ કુર્બ : નઝદીકી, સામીપ્ય, સાન્નિધ્ય
૪ બોઅદ : દૂરત્વ, અંતર

- નમાઝમાં જે હાલત છે તે અસલિયતથી સંબંધ ધરાવે છે અને ગૈરે નમાઝમાં જે હાલત હાસિલ થાય છે તે ઝિલાલ[1] થી સંબંધ ધરાવે છે.

□

- નમાઝમાં જે હાલત હાસિલ થાય છે તેના કરતાં મોતના સમયે બેહતર હશે કારણકે મોત આખિરતા અહવાલની પ્રસ્તાવના (શરૂઆત) છે.
- એ જ પ્રમાણે જે હાલત બરઝખે સુગરા યાને કબરમાં હાસિલ થશે તે હાલત મોતના કરતાં અફઝલ અને બેહતર હશે.
- એ જ પ્રમાણે જે હાલત બરઝખે કુબ્રા યાને કિયામતના દિવસે હશે—જે મશહૂદ[2] અતમ અને અકમલ[3] છે —તે કબરના કરતાં બેહતર હશે.
- એ જ પ્રમાણે બરઝખે કુબ્રા (કિયામતના દિવસ) ની સરખામણીમાં 'જન્નતુન નઈમ'નો મશહૂદ અતમ અને અકમલ છે.
- અને એ જ પ્રમાણે એનાથી ('જન્નતુન નઈમ'થી પણ) બેહતર મકામ તે છે જેની ખબર હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે (આ પ્રમાણે) આપી છે :

  'અલ્લાહ તઆલાની એક જન્નત છે; જેમાં ન કોઈ હૂર છે અને ન કોઈ મહેલ છે. એમાં અલ્લાહ તઆલા હસતાં હસતાં તજલ્લી ફરમાવશે.'

□

કહેવાનો ભાવાર્થ એ છે કે, દુનિયા આખિરતની ખેતી છે. અહીં મતલૂબ[4]ને શોધવું જોઈએ.

- ૧ ઝિલાલ : પ્રતિબિંબ
  ૨ મશહૂદ : હાજર કરવામાં આવેલ, મૌજૂદહ
  ૩ અતમ અને અકમલ : પરિપૂર્ણ
  ૪ મતલૂબ : જેની તલબ છે તે

# પત્ર ૨૬૪

## પ્રતિ : સૈયદ બાકિર અલી (રહ.)

'ઈસ્મે ઝાત'ના ઝિક્રમાં મુખાતિબ રહો અહીં સુધી કે મામલો જહાલત સુધી પહોંચી જાય અને કામ હેરત સુધી અંજામ પામે.

□

**આગાહી**

આ થોડાક વાક્યો દુરવેશી હાસિલ કરવા માટે અને કમાલને હાસિલ કરવા માટે રૂહે રવાં અને તરીકતના પ્રાણ જેવા છે. મુબ્તદી[1] અને મુન્તહી[2] (બંને) માટે (એ વાક્યો) પૂરતાં છે.

□

# પત્ર ૨૬૫

## પ્રતિ : શૈખ અબ્દુલ હાદી (રહ.)

ગોશાનશીની[3] સિદ્દિકો[4]ની આરઝૂ છે. મુબારક થાય એ શરતે કે મુસલમાનોના હકોની સંભાળ છૂટવા ન પામે.

હઝરત ખ્વાજા નક્શબંદ રહમતુલ્લાહે અલૈહે એ ફરમાવ્યું છે :

'અમારો તરીકો સુહબત છે. કારણ કે ખિલવત[5]માં શોહરત[6] છે અને શોહરતમાં આફત છે.'

પરંતુ સુહબત તરીકતના મુવાફિકોની સુહબત છે; નહિ કે

- ૧ મુબ્તદી : સુલૂકની શરૂઆત કરનારો
- ૨ મુન્તહી : સુલૂક પૂર્ણ કરનાર સાલિક
- ૩ ગોશાનશીની : એકાંતવાસ
- ૪ સિદ્દીકો : ઓલિયા અલ્લાહ
- ૫ ખિલવત : એકાંતવાસ
- ૬ શોહરત : ખ્યાતિ

તરીકતના મુખાલિફોની સુહબત. એકે બીજાથી પોતાને કમ સમજવું એ સુહબતની શર્ત છે.

# પત્ર ૨૬૬

## ● પ્રતિ : ખ્વાજા અબ્દુલ્લાહ (રહ.) અને ખ્વાજા ઉબૈદુલ્લાહ (રહ.)

આ પત્ર હઝરતે ખ્વાજા અબ્દુલ્લાહ અને ખ્વાજા ઉબૈદુલ્લાહની ખિદમતમાં રવાના કર્યો છે. તેઓ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ અલૈહિર્રહમતના સાહબઝાદાઓ છે.

□

આ ફકીર માથાથી પગ સુધી આપના વાલિદ સાહબના ઉપકારોમાં ડૂબેલો છે. અને ફકીરે આ તરીકામાં અલીફ, બે... (પ્રાથમિક સબક)થી લઈને છેવટ સુધી તેમનાથી જ (ફૈઝ) હાસિલ કર્યો છે. જે દોલત હુઝૂર (હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહ.)ની દરગાહમાંથી મળી છે; જો આખી ઉંમર સુધી સિરને જનાબની બુલંદદરગાહના ખાદિમોની ખિદમતમાં વિતાવી દઉં; તો પણ જનાબનો હક અદા થઈ શકે તેમ નથી.

□

- અલ્લાહ તઆલા બઝાતે ખુદ મોજૂદ છે અને તમામ ચીઝો તેની ઈજાદથી મોજૂદ છે.[1]
- અલ્લાહ તઆલા પોતાની ઝાત અને સિફાતમાં અનન્ય અને અજોડ છે.
- અલ્લાહ તઆલાની સિફાત અને અફઆલ[2] એની ઝાતની જેમ બેચૂં[3] અને બેચગૂં[4] છે.

● ૧ એની વિગતે ચર્ચા પત્ર નં. ૧૬૦માં આવી ગઈ છે.
૨ અફઆલ : કાર્યો
૩ બેચૂં : અનન્ય, અદ્વિતીય, અજોડ
૪ બેચગૂં : અનુપમ, બેમિસાલ

o અલ્લાહ તઆલા હુલૂલ અને ઈત્તિહાદ[1]થી પાક છે.

□

તત્ત્વજ્ઞાનીઓ અને દાર્શનિકો તબીબી વિદ્યા, ખગોળવિદ્યા, સમાજશાસ્ત્ર, નાગરિકશાસ્ત્ર (વગેરે)ને બેહતર ઉલૂમ (માને) છે. તેઓએ ભૂતપૂર્વ અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામની કિતાબો-માંથી ચોરી કરીને પોતાના જુઠ્ઠા અને બેહુદા ઉલૂમને ચાલુ કર્યાં છે. ઈમામ ગિઝાલી (રહ.)એ પણ એનું સ્પષ્ટીકરણ પોતાની કિતાબ **'અલ મુન્કિઝ અનિદ્દલાલ'**માં કર્યું છે.

એ બદબખ્તોના સરદાર અફલાતૂને[2] હઝરત ઈસા અલૈહિસ્સ-સલાતો વસ્સલામના જવાબમાં કહ્યું :

> 'હું હિદાયત પામેલો છું. મને તમારી હિદાયતની જરૂરત નથી.'

એ બદબખ્તે આ વાત ન જોઈ કે તેમના (હઝરત ઈસા અલ.)ના દમ કરવાથી મુર્દાઓ જીવતાં થઈ જાય છે; કોઢીઓ અને આંધળાઓ સારાં થઈ જાય છે. તેણે વિચાર કર્યા વિના કિના અને અદાવતના કારણે ચિંતન-મનન કર્યા વિના (આમ) કહી દીધું.

□

શેખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહે અલૈહને ફકીર વલી સમજે છે; પરંતુ એમના જે સંશોધનો પવિત્ર શરીઅતની ખિલાફ છે; તેને સ્વીકારવા યોગ્ય સમજતો નથી. છતાં તેમની ખતા ખતા-એ-ઈજતેહાદી છે. ખુદા તેમને માફ કરશે.

કેટલાક લોકો હઝરત શેખના ખિલાફ છે અને તેમના વિશે બૂરું બોલે છે.

● ૧ હુલૂલ અને ઈત્તિહાદ : એક ચીજનું બીજી ચીજમાં એવી રીતે ભળી જવું કે બંને વચ્ચે ભેદ પારખી ન શકાય અર્થાત્ બંદા અને ખુદાનું એક બીજામાં ભળી જવું

૨ અફલાતૂન : પ્લેટો (Plato) મશહૂર ગ્રીક ફિલસૂફ

કેટલાક લોકો તેમના સુકરની હાલત[1]ના સંશોધનોને હક સમજીને અમલ કરે છે.

આ બંને સમૂહ (મૂળ બાબતમાં) વધારો-ઘટાડો કરનાર છે.

□

હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલામ અસબાબનો ઉપયોગ કરે છે પરંતુ મુસબ્બિબ[2] પર નઝર રાખે છે.

□

મોમિન આખિરતમાં જન્નતમાં અલ્લાહ તઆલાને બે-જહત[3], બે-કૈફ[4], બેશુબહ[5] અને બે-મિસાલ[6] જોશે.

# પત્ર ૨૬૭

## પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન (રહ.)

જે ઉલૂમ અને મઆરિફ ફકીર પર વારિદ થાય છે તેમાંથી મોટા ભાગના લખવામાં આવે છે કે જેથી અલ્લાહની મખ્લૂક ફાયદો ઊઠાવે.

જે ઉલૂમ ખાસ મારી ઝાતથી સંબંધ ધરાવે છે એનો થોડોક ભાગ પણ જાહેર કરી નથી શકતો બલકે સંકેત અને ઈશારાથી પણ એમાં કંઈ બોલી નથી શકતો. બલકે મારા પ્રિય ફરઝંદો, જેઓ ફકીરના મઆરિફના મજમુઆ છે અને સુલૂક તેમ જ

- ૧ મસ્તીની હાલત
- ૨ મુસબ્બિબ : અસબાબોને બનાવનાર ખુદા.
- ૩ બે-જહત : કોઈ પણ દિશા વગર, દિશાહીન
- ૪ બે-કૈફ : કોઈ પણ જાતની મસ્તી કે બેખુદી વગર, શુદ્ધિ અને સ્વસ્થતાપૂર્વક
- ૫ બે-શુબહ : શંકા વગર
- ૬ બે-મિસાલ : અજોડ, અનુપમ

જઝબહના મકામાતના નુસ્ખા છે તેઓ સમક્ષ પણ આ અસરાર¹ અને દકાઈક²ને કહી નથી શકતો. એને છૂપાવી રાખવાની કોશિશ કરું છું.

જો કે ફકીર જાણે છે કે પ્રિય ફરઝંદો અસરારના જાણકારો છે. અને ખતા અને ગલતીથી મેહફુઝ છે. પરંતુ શું કરું કે એ અસરાર ઝબાન પર લાવી જ નથી શકાતા.

આ દોલત જેને ફકીર છૂપાવવા ચાહે છે (તે) હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામના ચિરાગે નબુવ્વતથી રોશન થયેલ છે.

□

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહો અન્હો ફરમાવે છે કે:

> 'મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વસલ્લમથી બે ઈલ્મ પહોંચ્યા છે. એક આ ઈલ્મ છે જેને મેં બયાન કર્યો છે; બીજો તે ઈલ્મ છે કે જો તેને તમારી સામે બયાન કરું તો તમે મારું ગળું રહેંસી નાંખો!'

આ બીજો ઈલ્મ 'ઈલ્મે અસરાર' છે. એને સમજવા માટે કોઈની સમજશકિત પૂરતી નથી.

# પત્ર ૨૬૮

## ● પ્રતિ : ખાન ખાનાન

હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે ઈરશાદ ફરમાવ્યો છે કે:

'ઉલમા અંબિયાના વારસદાર છે.'

અંબિયા અલૈહિમુસ્સલામના જે ઉલૂમ છે તે બે પ્રકારના છે:

● ૧ અસરાર : ભેદો, રહસ્યો
૨ દકાઈક : સૂક્ષ્મ બાબતો

એક 'ઈલ્મે અહકામ'[1] અને

બીજો 'ઈલ્મે અસરાર'[2]

અને ખરો વારસદાર આલિમ તે છે જેને બંને પ્રકારના ઈલ્મ હાસિલ હોય; ન તે શખ્સ જેને માત્ર એક જ પ્રકારનો ઈલ્મ હાસિલ હોય; અને બીજો ઈલ્મ હાસિલ ન હોય. કારણુ કે આ વાત વારસાથી ખિલાફ છે. વારસદારને, વારસો છોડી જનારના હરેક વારસામાંથી હિસ્સો મળવો જોઈએ.

એ જ પ્રમાણે હુઝૂર સલલ્લાહો અલૈહે વસલ્લમનો ઈરશાદ છે કે :

**'મારી ઉમ્મતના ઉલમા બની ઇસ્રાઇલના નબીઓની જેમ છે.'**

એ ઉલમાથી મુરાદ તે વારસદાર ઉલમા છે જેઓ બંને ઉલૂમમાં હિસ્સો ધરાવતા હોય.

□

કેટલાકે જે એમ કહ્યું છે કે :

વિલાયત નબુવ્વતના કરતાં અફઝલ છે; યા

નબીની વિલાયત નબીની નબુવ્વતના કરતાં અફઝલ છે;

(તે) બિલકુલ ગલત છે.

ફકીરે રીસાલાઓ અને પત્રોમાં અનેક ઠેકાણે આ વાતને જાહેર કરી છે કે 'વિલાયત' 'કમાલે નબુવ્વત'ના મુકાબલામાં એવી છે જેમ કે મહાસાગરના મુકાબલામાં પાણીનુ' બિંદુ.

એ લોકો 'કમાલાતે નબુવ્વત'થી વાકેફ નથી અને ત્યાં સુધી એમની પહોંચ નથી એટલા માટે આવી વાતો કરે છે.

- ૧ ઈલ્મે અહકામ : શરીઅતનો ઈલ્મ, ઈલ્મે, ઝાહિર
  ૨ ઈલ્મે અસરાર : તરીકત, ઈલ્મે બાતિન

# પત્ર ૨૬૯

## ● પ્રતિ : મુર્તઝા ખાન

□

આપ એવી જગાએ નિમાયા છો જ્યાં જુઠાં ખુદાઓની પૂજા વધારે થાય છે. જેથી આપ કોશિશ કરો કે સાચા ખુદાની ઈબાદત અને તૌહિદ વધારે ફેલાય અને જુઠાં ખુદાઓનું જુઠાણું અને નીચતા જાહેર થાય અને ઈસ્લામની તરક્કી થાય.

ફકીરના નજદીક હકની પ્રસન્નતા માટે એના કરતાં બેહતર બીજું કોઈ કામ નથી.

# પત્ર ૨૭૦

## ● પ્રતિ : શૈખ નૂર મુહમ્મદ (રહ.)

એકાંતવાસ ઘણી બેહતર ચીઝ છે; એ શરતે કે એમાં નફસની શરારત ન હોય. અલ્લાહના જ માટે હોય. પરંતુ ખાસાને ખુદા[1]ની સુહબત એના કરતાં બેહતર છે.

# પત્ર ૨૭૧

## ● પ્રતિ : શૈખ હસન (રહ.)

જે બનાવ આપે લખ્યો છે તેની હકીકત જાણી. આપ ઉમ્મીદવાર રહો, અને જે અમ્ર (હુકમ) આપને કરવામાં આવ્યો છે; તેમાં દિલોજાનથી પ્રયત્નશીલ રહો. અગર આપના વાલિદ અને ભાઈ પરવાનગી આપે તો હિન્દુસ્તાનનો પ્રવાસ મુનાસિબ થશે.

● ૧ ખાસાને ખુદા : અલ્લાહના ખાસ બંદાઓ અર્થાત્ ઔલિયા અલ્લાહ

# પત્ર ૨૭૨

## ● પ્રતિ : સૈયદ મુહિબ્બુલ્લાહ (રહ.)

ઓલિયાનું ઈમાન શુહૂદી[1] છે. અને અંબિયા અલૈહિ-મુસ્સલાતો વસ્સલામનું ઈમાન બિલગૈબ[2] છે.

□

અંબિયા અલૈહિમુસ્સલામ જ્યારે દાવતથી ફારિગ થઈ જાય છે અને 'આલમે બકા'[3]ની તરફ ધ્યાનીત થાય છે અને 'રુજૂઅ ઈલલ ખલ્ક'[4]ની મસ્લેહત પૂરી થઈ જાય છે તો ખૂબ જ ઉલ્લાસપૂર્વક :

'અર રફિકુલ આલા'

હે મારા સર્વોત્તમ મિત્ર ![5]

ની ઘોષણા કરીને સંપૂર્ણપણે હક તઆલાની તરફ ધ્યાનીત થઈ જાય છે અને કુર્બના મર્તબાઓમાં ખૂશી અને નાઝ પૂર્વક ફરે છે.[6]

□

● ૧ ઈમાને શુહૂદી : દર્શનિય–આંખેદીઠી વસ્તુનું ઈમાન

૨ ઈમાન બિલ ગૈબ : ગૈબની–અદીઠી વસ્તુનું ઈમાન. વિસ્તૃત સમજૂતી માટે જુઓ 'અહસનુત્તકવીમ' પા. ૧૨૦

૩ આલમે બકા : હંમેશા બાકી રહેનારું આલમ અર્થાત આખિરત

૪ રુજૂઅ ઈલલ ખલ્ક : લોકો તરફનું ધ્યાન, લોકો તરફ પાછાં ફરવું.

૫ વિસાલ વખતે હુઝૂર (સલ.)ની ઝબાને મુબારક પર પણ એ જ શબ્દો હતા.

૬ ભાવાર્થ એ છે કે અંબિયા (અલ.)નો જ્યારે આ દુનિયામાં આવવાનો મૂળ હેતુ (દાવત) પરિપૂર્ણ થઈ જાય છે ત્યારે તેઓ પોતાના 'પરમ મિત્ર' (અલ્લાહ)ને મળવા માટે આખિરત તરફ પ્રયાણ કરી જાય છે.

ફકીરના નજદીક કમાલ એ છે કે 'રુજૂઅ ઈલલ હક'[1] પણ પૂરેપૂરું હોય અને 'રુજૂઅ ઈલલ ખલ્ક' પણ સંપૂર્ણ હોય.

કોઈ નાકિસ 'રુજૂઅ'થી એવો ખ્યાલ ન કરે કે (ખાસાને ખુદા) હકની તરફથી ખલ્કની તરફ ચાલી આવે છે. બલ્કે એમનું ચાલ્યા આવવું અલ્લાહની રઝા માટે છે. ન કે પોતાની મરજીના માટે.

એટલે એમનું આવવું મકામે રઝામાં છે. જે સૌથી બુલંદ મકામ છે. અને સાહબે રુજૂઅ તે કામ કરે છે જેના માટે અંબિયા અલૈહિમુસ્સલામને મોકલવામાં આવેલાં છે. પોતે ખુદા સુધી પહોંચવા માટે અને બીજાઓને ખુદા સુધી પહોંચાડવા માટે આવ્યાં છે.

આ રુજૂઅ (પાછું આવવું) નબુવ્વતના ફઝાઈલમાંથી છે. અને એ તવજ્જોહ વિલાયતની નિશાનીઓમાંથી છે. અને જે સાહબે રુજૂઅ છે તેની તવજ્જોહ હકની સાથે પૂરેપૂરી રહે છે. અને ખલ્કની સાથે પણ એનો મામલો હર્ફે[ ]મુશદ્દદ[2]ની જેમ હોય છે.

□

'તૌહિદે વુજૂદી'ની સર્વપ્રથમ તશરીહ કરનાર શખ્સ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહે અલૈહ છે. ભૂતકાળના મશાઈખની ઈબારતો જો કે તૌહિદે વુજૂદીની ખબર આપે છે પરંતુ (એ) તૌહિદે શુહૂદી પર અનુમાન કરવાને લાયક છે.

જે કંઈ મુમકિનમાં જુએ છે તે વાજિબ નથી. અને
જે કંઈ હાદિસમાં પામે છે તે કદીમ નથી. અને
જે કંઈ તશબીહમાં જાહેર થાય તે તન્ઝીહ નથી.

□

૧ રુજૂઅ ઈલલ હક : અલ્લાહ તરફનું ધ્યાન, અલ્લાહ તરફ પાછાં ફરવું.

૨ 'હર્ફે મુશદ્દદ' : તશ્દીદવાળા અક્ષરોનો સંબંધ એની આગળના અને પાછળના બંને અક્ષરો સાથે હોય છે અને એનો ઉચ્ચાર બેવડો થાય છે એટલે આ ઉપમા આપી છે; કારણ કે સાહબે રુજૂઅનો સંબંધ ખાલિક અને મખ્લૂક બંને સાથે હોય છે.

ઉલમાએ એટલે હકના અકાઇદ પ્રમાણે કામ કરવું જોઇએ અને સૂફીઓના કશ્ફી મામલાઓમાં 'સુકૂને ઝન'ની સાથે ખામોશી અને મૌન ધારણ કરવું જોઇએ અને 'ના' કે 'હા'નું સાહસ કરવું ન જોઇએ.

ઉલમાથી મુરાદ અહીં ઉલમાએ આખિરત છે ન કે ઉલમાએ દુનિયા; કારણ કે ઉલમાએ દુનિયા આમ મોમિનોમાં દાખલ છે.

## પત્ર ૨૭૩

### ● પ્રતિ : મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

તાલિબે પોતાના કશ્ફ અને ખ્વાબો પર ભરોસો કરવો ન જોઈએ બલકે પીરની સૂચના પ્રમાણે કાર્યશીલ રહેવું જોઇએ. શેતાન અને નફસ હરેક પ્રકારનો ધોકો આપતા રહે છે. જો ખ્વાબોના જોવા અને કશ્ફના થવા પર (તરક્કીનો) આધાર હોત તો મુરીદોને પીરોની જરૂરત ન હોત. અને દીનના મોટા-મોટા બુઝુર્ગો જેઓ બાળપણથી જ ખુદાના ફઝલથી નેક, આબિદ અને આલિમ હતા, તેઓ બીજાથી મુરીદ થઈને ફાયદો ન ઉઠાવતે.

તેઓનું પીર કરવાનું કારણ એ છે કે મુન્તહી મેહફૂઝ છે. અને મુબતદી (મેહફૂઝ) નથી. તે મેહફૂઝ (મુન્તહી) હક અને બાતિલ-માં વિવેક કરે છે.

□

ના'તિયા ગઝલો, યા મૌલૂદ યા સિમાઅની મજલિસથી મનાઈ કરવાનો ફકીરનો મકસદ એ છે કે તરીકતના મામલામાં મુખાલિફત ન થાય. હરેક ચીઝનો એક ખાસ મતલબ હોય છે.

□

**આગાહી :**

હઝરાતે નકશબંદિયા રહમતુલ્લાહિ અલૈહિમને ત્યાં (સાલિક) જ્યાં સુધી ફના અને બકાના મકામથી મુશર્રફ ન થાય ત્યાં સુધી

ઝિક્રે હકના સિવાય હરેક ચીઝને છોડવામાં આવે છે. અહીં સુધી કે કુરઆન મજીદની તિલાવત અને નફિલ નમાઝોથી (પણ) અલિપ્ત રાખીને માત્ર ઝિક્રે હકમાં મશગૂલ રાખે છે.

જો નમાઝ અને તિલાવતે કુર્આન મજીદથી જ રોકીને માત્ર ઝિક્રે હકમાં એકાગ્ર રહેવા માટે ફરમાવે છે તો એવી હાલતમાં ના'તિયા અશ્આર યા સિમાઅની કેવી રીતે પરવાનગી આપી શકે!

જો આપ (હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહ.)ની નજદીક મીલાદ અને ના'તિયા અશ્આરને પઢવું નાજાઈઝ હોય તો આપ તે જ વખતે, વિના વિલંબે, સત્ય કહી દેવાના પોતાના ગુણના કારણે હરામ હોવાનું યા નાજાઈઝ હોવાનું જાહેર કરી દેતે. પરંતુ એવું નથી કર્યું. આ હંગામી મનાઈ માત્ર ઝિક્રે હકના મુકાબલામાં, કેવળ તુલ્બાએ હકના માટે છે.

કેટલાક મીલાદના મુખાલિફ લોકો આ પત્રને દલીલ રૂપે રજૂ કરે છે. પરંતુ પત્રના મતલબને તેઓ પોતે જ સમજ્યા નથી.

# પત્ર ૨૭૪

## ❁ પ્રતિ : શૈખ યૂસુફ (રહ.)

અલ્લાહ તઆલાનો એહસાન છે કે તમે તૌહિદ[1]ની સાંકડી શેરીમાંથી મત્આએ શુહૂદ[2] માં-જે ધોરીમાર્ગ છે-તેમાં આવી ગયા. અહીં બેલિઝઝતી અને હેરત છે. અને હમા ઊસ્તમાં ઝોક, શૌક, આહ અને નઅરહ છે.

એવું ન થાય કે પોસ્તીનોની જેમ પોસ્તને છોડીને ફરી એના પર અમલ કરતા થઈ જાઓ. હિંમત બુલંદ રાખો. અને મરતબએ હૈરત અને જહલમાં તરક્કી કરો.

□

● ૧ તૌહિદ : હમા ઊસ્ત, ફના
૨ શુહૂદ : હમા અઝુસ્ત, બકા

આગાહી :

પોસ્તથી મુરાદ ઝોક, શોક, આહ અને નઅરહ છે.

# પત્ર ૨૭૫

## પ્રતિ : મુલ્લા અહમદ (રહ.)

શરીઅતના અહકામોને ફેલાવવામાં કોશિશ કરતા રહો. હિંમત બુલંદ રાખો.

ઝિક્રે કલ્બી શરીઅતના અહકામોના પાલનમાં મદદ કરે છે અને નફસે અમ્મારહની સરકશીને દૂર કરે છે.

□

આપે (આપના) એક દોસ્ત વિશે લખ્યું છે કે :

'છ માસ થયા એને તરક્કી થઈ છે. જે કંઈ તેને અભાન અવસ્થામાં ગૈબ અને અરવાહે તૈયેબાતમાંથી દેખાતું હતું તે હવે જાગ્રત અવસ્થામાં અને સભાનતામાં દેખાય છે.'

●

મારા મખ્દૂમ! આ દર્શન કંઈ તરક્કીની દલીલ નથી; ભલે અભાન અવસ્થામાં જુએ કે સભાન અવસ્થામાં.

કારણ કે

આ રાહમાં પ્રથમ પગલું એ છે કે—

હકતઆલાના ગૈરને બિલકુલ ન જુએ; અને

હકતઆલાના ગૈરનો (પોતાના) ખ્યાલમાં (બિલકુલ) ખ્યાલ ન રહે.

એનો અર્થ એવો નથી કે—

ચીઝોને હક તઆલાના ગૈર તરીકે ન જુએ કે ન સમજે. કારણ કે આ વાત પોતે જ કસરતબીની છે. બલકે હકતઆલાના ગૈરને હરગિઝ ન જુએ કે ન જાણે.

આ હાલતને 'ફના' તરીકે ઓળખવામાં આવે છે અને આ રાહ (સુલૂક)ની મંઝિલોમાંથી આ પહેલી મંઝિલ છે.



**આગાહી**

આ પત્ર હઝરત (રહ.) એ મુલ્લા અહમદ બર્કીને લખેલો છે; જેઓ અરબ છે.

# પત્ર ૨૭૬

## પ્રતિ : શૈખ બદીઉદ્દીન (રહ.)

અલ્લાહ તઆલાએ કુરઆને પાકને બે પ્રકારે નાઝિલ ફરમાવ્યું છે :

૧ મોહકમાત[1]
૨ મુતશાબિહાત[2]

પ્રથમ પ્રકાર શરીઅત અને અહકામનું ઉદ્દ્ભવ અને ઉદ્દ્ભવસ્થાન છે.

બીજો પ્રકાર હકીકતો અને રહસ્યોના ઈલ્મનો સ્રોત છે.



ચહેરો, કદમ, પિંડલી, આંગળીઓ, ટેરવા વગેરેનું કુરઆન અને હદીસમાં જે વર્ણન આવ્યું છે તે બધું મુતશાબિહાતમાંથી છે.

એ જ પ્રમાણે કુરઆને મજીદની (કેટલાક) સૂરતોની શરૂઆતમાં જે હુરૂફે મુકત્તઆત[3] આવેલાં છે તે પણ મુતશાબિહાતમાંથી છે.

● ૧ મોહકમાત : કુરઆને શરીફની તે આયતો જેના અર્થ સ્પષ્ટ અને સાફ છે.
૨ મુતશાબિહાત : કુરઆને શરીફની તે આયતો જેના અર્થ ગહન, ગુપ્ત અને છૂપા છે.
૩ હુરૂફે મુકત્તઆત : અલિફ-લામ-મીમ, યા-સીન વગેરે

હુરૂફે મુકત્તઆતના અર્થની સમજ ઉલમાએ રાસેખીનો[1] સિવાય બીજા કોઈને આપવામાં આવી નથી.

આ ફકીર કુરઆને મજીદની નિસ્બત શું લખે કે એનો એક એક 'હર્ફે મુકત્તઆત' ઉછાળા મારતાં મહાસાગર સમાન છે.

'ઈલ્મે મોહકમાત' 'ઈલ્મે મુતશાબિહાત'ની સરખામણીમાં પોસ્ત (ખોળિયા) સમાન છે.[2]

જે શખ્સ (માત્ર) 'ઈલ્મે મોહકમાત'થી વાકિફ છે છતાં 'ઈલ્મે મુતશાબિહાત'ની તાવિલ (અર્થઘટન) શોધે છે અને સૂરતને છોડીને હકીકતની તરફ દોડે છે; તે (શખ્સ) એવો જાહિલ છે કે જેને પોતાની જહાલતની ખબર નથી. અને તે (શખ્સ) એવો ગુમરાહ છે કે તેને પોતાની ગુમરાહીની ખબર નથી!

## પત્ર ૨૭૭

### ❁ પ્રતિ : મુલ્લા અબ્દુલ હય (રહ.)

જે સૈર પોતાની ઝાતની બહાર જુએ તે સૈર આફાકી છે. એ જ તમામ આફાકી (બાહ્ય) અલામતો અને નિશાનીઓથી 'ઈલ્મુલ યકીન' હાસિલ થાય છે.

'ઐનુલ યકીન' 'ફના'માં હાસિલ થાય છે.

'હક્કુલ યકીન' 'બકા'માં આપવામાં આવે છે.

## પત્ર ૨૭૮

### ❁ પ્રતિ : મુલ્લા અબ્દુલ કરીમ (રહ.)

શરીઅતના મુવાફિક અને

• ૧ ઉલમાએ રાસેખીન : ઔલિયા અલ્લાહ

૨ એટલે કે 'ઈલ્મે મોહકમાત' શરીર (ખોળિયા) સમાન છે અને 'ઈલ્મે મુતશાબિહાત' રૂહ સમાન છે.

અહલે સુન્નત વલ જમાઅતના ઉલ્માના મુવાફિક (પ્રથમ) પોતાના અકીદાઓ અને અમલોને (ઠીક) કરો; તે પછી 'નિસ્યાન મા સિવલ્લાહ'[1] હાસિલ કરવામાં કોશિશ કરો.

□

'નિસ્યાન મા સિવલ્લાહ' હાસિલ કરવા માટે નકશબંદી તરીકાના પેશવાનો તરીકો ઘણો અકરબ છે.

□

ફાતેહા, દુઆ, સદકહ અને ઈસ્તેગફાર વડે પોતાના મરહૂમ વાલિદની મદદ અને સહાય કરો.

## પત્ર ૨૭૯

### ✻ પ્રતિ : મુલ્લા હસન કશ્મીરી (રહ.)

ફકીરને જે કંઈ મળ્યું છે તે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ અલૈહિર્રહમતની સુહબત અને તવજ્જોહથી મળ્યું છે. એ એહ- સાનનો શુક્રિયા કોઈ રીતે અદા કરી શકું તેમ નથી.

□

'કુર્બ' અને 'વુસૂલ' શબ્દો લેખન અને વાણીના ક્ષેત્રની સંકુચિતતાના કારણે લેવામાં આવ્યા છે નહિતર ત્યાં :

ન કુર્બ છે, ન વુસૂલ છે.
ન ઈબારત છે, ન ઈશારત છે.
ન શુહૂદ છે.
ન હુલૂલ[2] છે, ન ઈત્તેહાદ[3] છે.
ન કૈફ છે.

● ૧ 'નિસ્યાન મા સિવલ્લાહ' : 'ફના'
૨ હુલૂલ : એક વસ્તુનું બીજી વસ્તુમાં એવી રીતે ભળી જવું કે ભેદ પારખી ન શકાય અર્થાત સાયુજ્ય
૩ ઈત્તેહાદ : બંદા અને ખુદાનું એક થઈ જવું; અભેદ, ઐક્ય

ન જમીન છે, ન જમાનો છે.
ન સ્થળ છે, ન ઘેરાવો છે.
ન સરયાન[1] છે.
ન ઈલ્મ છે, ન મા'રેફત છે.
ન જહલ છે, ન હેરત છે.

# પત્ર ૨૮૦

## ❁ પ્રતિ : હાફિઝ મહમૂદ (રહ.)

ફકીરોની મુહબ્બત દુનિયા અને આખિરતની સઆદતની પુંજી છે.

□

સુન્નતની ઈત્તેબાઅ અને અકીદાઓ જો અહલે સુન્નત વલ-જમાઅતના મુવાફિક ન હોય તો ઈસ્તેદરાજ[2] છે.

# પત્ર ૨૮૧

## ❁ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

નકશબંદીઓનો તરીકો, સહાબાએ કિબાર રિદ્વાનુલ્લાહે અલૈહિમ અજમઈનનો તરીકો છે. અને આ ઈત્તેબાઅના કારણે એમના માટે કમાલાતનો રસ્તો ખોલી દેવામાં આવે છે. જે કમાલાત વિલાયત કરતાં કેટલાયે દરજ્જા અફઝલ છે.

આ તરીકામાં તે શખ્સ નિરાશા અને નુકસાનમાં છે જે આ તરીકામાં નવા નવા ઉમુર[3] પૈદા કરે.

● ૧ સરયાન : એક વસ્તુનું બીજી વસ્તુમાં એકાકાર થઈ જવું, અદ્વૈત
૨ ઈસ્તેદરાજ : બહુ સમાન
૩ ઉમૂર : અમ્ર (આદેશ)નું બહુવચન, હુકમો, આદેશો, ફરમાનો, બાબતો

# પત્ર ૨૮૨

## ❁ પ્રતિ : બહીઉદ્દીન (રહ.)

આજે સવારે હઝરત ઈલ્યાસ અને હઝરત ખિઝર અલૈહિ-મુસ્સલાતો વસ્સલામથી રૂહાનિઓની સૂરતમાં મુલાકાત થઈ.

હઝરત ખિઝર અલૈહિસ્સલામે ફરમાવ્યું કે,

'અમે આલમે અરવાહમાંથી છીએ. હક સુબ્હાનહુ તઆલાએ અમારી રૂહોને એવી કુદરતે કામિલા અતા ફરમાવી છે કે શરીરની શિકલમાં પ્રગટ થઈને તે કામો જે શરીરથી અસ્તિત્વમાં આવે યાને શારીરિક હલન-ચલન અને શારીરિક બંદગી અને ઈબાદતો તે અમારી રૂહોથી સાદર થાય છે.'

મેં પૂછ્યું કે :

'આપ ઈમામ શાફેઈ (રહ.)ના મઝહબ પ્રમાણે નમાઝ પઢો છો !'

તો ફરમાવ્યું કે :

'અમે શરીઅતની સાથે મુકલ્લીફ નથી પરંતુ કુતુબે મદારના કામો અમારા હસ્તક છે અને કુતુબે મદાર ઈમામ શાફેઈના મઝહબ પર છે એટલા માટે અમે પણ એમના પાછળ ઈમામ શાફેઈ રહમતુલ્લાહે અલૈહના મઝહબ અનુ-સાર નમાઝ પઢીએ છીએ.'

હઝરત ઈલ્યાસ અલૈહિસ્સલામે આ સમય દરમ્યાન કોઈ વાત કરી નહિ.

# પત્ર ૨૮૩

## ❁ પ્રતિ : સૂફી કુરબાન (રહ.)

શબે મેઅરાજમાં આં હઝરત સલ્લલ્લાહો અલૈહે વસલ્લમને

રૂયત[1] દુનિયામાં નથી થઈ બલ્કે આખિરતમાં થઈ છે. એટલા માટે કે આં હઝરત સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ તે રાતે 'દાઈરાએ મકાન' અને 'દાઈરાએ ઝમાન' અને 'તંગીએ મકાન'થી બહાર નીકળી ગયા હતા.[2] એટલે—

અઝલ અને અબદને એક પળમાં જાણી લીધાં તથા

હિદાયત અને નિહાયતને એક જ નુક્તામાં મુત્તહીદ[3] જોયાં.

## પત્ર ૨૮૪

### પ્રતિ : મુલ્લા અબ્દુલકાદિર (રહ.)

ઈન્સાન 'આલમે ખલ્ક' અને 'આલમે અમ્ર'નું મિશ્રણ છે.

'આલમે ખલ્ક' એનું જાહેરી સ્વરૂપ છે.

'આલમે અમ્ર' એનું બાતિની સ્વરૂપ છે.[4]

□

જેવી રીતે :

પૈગમ્બરો પૈકી—ઘણા લાંબા સમયગાળા પછી—
પૈગમ્બરે ઉલૂલ અઝમ થતા હતા; અને
(પૈગમ્બરે ઉલૂલ અઝમના વિસાલ પછી)
બીજા પૈગમ્બરે ઉલૂલ અઝમના જન્મ સુધી,
બીજા સર્વે પૈગમ્બરો
પેલા પૈગમ્બરે ઉલૂલ અઝમનો કલેમો (પઢતા હતા); અને
તેમની જ શરીઅત પર ચાલતા હતા;

● ૧ રૂયત : અલ્લાહના દીદાર
૨ એટલે કે સ્થળ અને કાળના બંધનથી પર થઈ ગયા હતા.
૩ મુત્તહીદ : એકત્ર, ભેગાં
૪ ઈન્સાનનું શરીર 'આલમે ખલ્ક'માંથી છે;
ઈન્સાનની રૂહ 'આલમે અમ્ર'માંથી છે.

તેવી રીતે :

સુલૂકનો વિસ્તૃત ઈલ્મ—લાંબા સમયગાળા પછી—
કોઈક સાલિકને જ આપવામાં આવે છે;
દરેક સાલિકને આપવામાં આવતો નથી.

□

હઝરત આદમ અલૈહિસ્સલાતો વસ્સલામ,
હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલાતો વસ્સલામ,
હઝરત મૂસા અલૈહિસ્સલાતો વસ્સલામ,
હઝરત ઈસા અલૈહિસ્સલાતો વસ્સલામ, અને
હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ અલૈહિસ્સલાતો વસ્સલામ
પૈગમ્બરોને ઉલૂલ અઝમ છે; પરંતુ
હુઝુર અલૈહિસ્સલાતો વસ્સલામની ઝાતે મુકદ્દસ
ઉલૂલ અઝમ પૈગમ્બરોમાં પણ ઉલૂલ અઝમ છે.

□

એ જ પ્રમાણે

ઓલિયાએ અકમલ, જેવાં કે :
ઈમામુલ ઓલિયા હઝરત શેખ અબ્દુલકાદિર જીલાની (રહ.),
હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)
હઝરત શેખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.); અને
હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)
ઓલિયાએ ઉલૂલ અઝમમાંથી છે.

સાલિકોએ સુલૂકના રસ્તામાં તેઓની હિદાયત પ્રમાણે ચાલવું જોઈએ.

□

# પત્ર ૨૮૫

## ❁ પ્રતિ : સૈયદ મુહિબ્બુલ્લાહ (રહ.)

સિમાઅ અને વજ્દ તે લોકોના માટે ફાયદાકારક છે જેમના

અહવાલ પરિવર્તન પામતા હોય અને અવકાત બદલાતાં રહેતાં હોય. યાને—

કયારેક હાઝિર છે,

કયારેક ગાયબ;[1]

કયારેક અનવાર અને તજલ્લિયાતને પામે છે,

કયારેક (અનવાર અને તજલ્લિયાત) ગુમ થઈ જાય છે.

આ લોકો અરબાબે કુલૂબ છે. તેઓ તજલ્લીયાતે સિફાતિયા-ના મકામમાં એક સિફતથી બીજી સિફતની તરફ અને એક ઈસ્મ-થી બીજા ઈસ્મની તરફ ફેરવાતાં રહે છે. અને એક હાલમાંથી બીજા હાલમાં પરિવર્તન પામતાં રહે છે.

જે લોકો આ હાલમાંથી નીકળી ગયાં છે અને 'તમકીન'ના મરતબામાં પહોંચી ગયાં છે તેઓ સિમાઅ અને વજ્દ ના મોહતાજ નથી.

કેટલાક 'મુન્તહી'[2] એવા પણ છે કે તેઓનો સમય અને હાલ દાઈમી હોવા છતાં સિમાઅ તેઓને ફાયદો આપે છે.

'મુબ્તદી'[3]ના માટે સિમાઅ દરેક રીતે નુકસાનકર્તા છે. ભલેને (તે) (સિમાઅ) માટેની તમામ શરતોનું પાલન કરતો હોય.

□

**આગાહી**

એનું કારણ એ છે કે:

એની (મુબ્તદીની) નફસની ખરાબી દૂર થયેલી નથી હોતી અને દિલ અલ્લાહના ઝિક્રથી પૂરેપૂરું સાફ થયેલું નથી હોતું

• ૧ એટલે કે કયારેક ભાનમાં હોય છે અને કયારેક બેખુદીમાં હોય છે.
૨ 'મુન્તહી' : સુલૂકનો રસ્તો પૂરો કરનાર સાલિક
૩ 'મુબ્તદી' : સુલૂકની શરૂઆત કરનાર સાલિક

એટલે પોતાની ખામીના કારણે દરેક ચીઝને નાકિસ (ખામીવાળી) બનાવી દે છે.

એથી (વિરુદ્ધ) કામિલ (શખ્સ)ની સામે કોઈ નાકીસ ચીઝ આવશે તો તે પોતે (કામિલ) સારો હોવાના કારણે તે ચીઝ પણ સારી થઈ જશે.

હઝરત મૌલાના રૂમી (રહ.)નો આ ઈરશાદ અહીં ખૂબ જ કમદા અને અનુરૂપ છે.

> કુફ્ર ગીરદ કામિલ મિલ્લત શવદ,
> કામિલ (પરિપૂર્ણ) કુફ્રને પણ ગ્રહણ કરીને તેને ઈમાન બનાવી દે છે.
>
> હરચે ગીરદ ઈલ્લતી ઈલ્લત શવદ.
> રોગી માણસ (આંતરિક બીમારીવાળો) જે કાંઈ ગ્રહણ કરે છે તેને રોગી બનાવી દે છે.

□

**મુબ્તદી :**

મુબ્તદી તે લોકો છે જેઓ સાહેબાને કલ્બ નથી.

□

**અરબાબે કુલૂબ :**

અરબાબે કુલૂબ તે લોકો છે જેઓ મુબ્તદીઓ અને મુન્તહીઓના દરમ્યાન મુતવસ્સિત (માધ્યમિક અવસ્થામાં) છે.

□

**મુન્તહી :**

મુન્તહી તે લોકો છે જેઓ ફના ફીલ્લાહ અને બકા બિલ્લાહ (ફના અને બકા)થી મુશર્રફ છે.

□

મુતવસ્સિત અને મુન્તહીઓના માટે સિમાઅ ફાયદાકારક અને લાભકર્તા છે.

સિમાઅની શરતોમાંથી એક એ શરત છે કે એને (સાંભળનારને) પોતાના કમાલનો ભરોસો ન હોય અને જો પોતાની કમાલિયતનો ભરોસો રાખનાર હોય તો મહબૂસ (કૈદ) છે.

બાકીની શરતો 'અવારિફુલ મઆરિફ'[1] માં સવિસ્તર જણાવેલી છે. એ શરતોમાંથી મોટા ભાગની શરતોનું પાલન થતું નથી.[2]

રૂહ આલમે બેચૂંથી નિસ્બત ધરાવે છે પરંતુ હકીકી બેચૂંના મુકાબલામાં દાઈરાએ ચૂંમાં દાખલ છે.

(રૂહ) જાણે દાઈરાએ ચૂં અને ઝાતે હકીકી બેચૂંના દરમ્યાન બરઝખ (માધ્યમ) છે. અને બંને તરફના એઅતિબારાત એમાં સહીહ છે.

## પત્ર ૨૮૬

### ● પ્રતિ : મૌલાના અમાનુલ્લાહ (રહ.)

અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાઓએ અલ્લાહની કિતાબ (અને) સુન્નતથી ઈસ્તેનબાત કર્યો છે. (શરીઅતના મસાઈલ બનાવ્યા છે.) અને એમાં લગઝીશ (ભૂલની સંભાવના) નથી એટલે પોતાના અકીદાઓ અને અમલોને એમના મુવાફિક બનાવવા જોઈએ.

એ જ પ્રમાણે પોતાના ખ્વાબને, કશ્ફને, ઈલ્હામને અને હાલને કુરઆન તથા હદીસના મુતાબિક કરવું જોઈએ. જો એનાથી ખિલાફ હોય તે રદ કરવાને લાયક છે. અને જો મુવાફિક હોય તે કબૂલ કરવાને લાયક છે.

□

● ૧ અવારિફ : હઝરત શેખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)ની મશહૂર કિતાબનું નામ છે.
૨ સિમાઅની વિસ્તૃત ચર્ચા માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' પા. ૨૦૭

શેખની સુહબત જરૂરી ચીઝ છે. એ તાલિબના નફા અને નુકસાનને જાહેર કરનારી તથા ફૈઝ પહોંચાડનારી છે.

□

તમામ આલમ મુહદિસ[1]છે. રૂહ પણ તમામ આલમમાં શામેલ છે; અને 'મા સિવલ્લાહ' (ગૈરુલ્લાહ)માં દાખલ છે. એટલા માટે એ પણ હાદિસ છે.

□

મુજતહિદ ઈમામોએ અલ્લાહની કિતાબ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની હદીસોથી હરામ, હલાલ, ફર્ઝ, વાજિબ, સુન્નત, મુસ્તહબ, મકરૂહ, મુશ્તબહના મસાઈલ કાઢ્યા છે. એનો ઈલ્મ અને અમલ જરૂરી છે.

મુકલ્લિદના માટે યોગ્ય નથી કે તે મુજતહિદની રાયના ખિલાફ (પોતે જાતે જ) કિતાબ (કુરઆન શરીફ) અને સુન્નતમાંથી અહ-કામ ગ્રહણ કરીને તેના પર અમલ કરે.

એ જ પ્રમાણે તરીકતમાં શેખના કહેવા પ્રમાણે ચાલે. તે (પીર) જે મુનાસિબ લાગશે તે તા'લીમ કરશે. અને સુલૂકની મંઝિલો પસાર કરવામાં કેટલાંક બુઝુર્ગવારોની રૂહાનિયાતને એના (સાલિકના) રસ્તાનો વસીલો બનાવશે. કારણ કે અલ્લાહની આદત એ જ પ્રમાણે ચાલુ છે કે સુલૂકના રાહને પસાર કરવા માટે મશાઈખની રૂહાનિયાતનો વસીલો જરૂરી છે.

□

કેટલાક મશાઈખ મહાન પીરોના ખિલાફ નવી નવી વાતો તરીકામાં દાખલ કરીને (પોતે) તરીકાને પરિપૂર્ણ કરતાં હોવાનું સમજે છે. આ નવી નવી વાતોથી બે-બરકતી અને તરીકાની બર્બાદી છે. દરેક કામ પોતે જેના સિલસિલામાં છે તે મુજતહિદના તરીકા પ્રમાણે કરવું જોઈએ.

● ૧ મુહદિસ : નવું પૈદા થયેલું; જેનો આદિ છે તેવી વસ્તુ

# પત્ર ૨૮૭

## ● પ્રતિ : ગુલામ મુહમ્મદ (રહ.)

એક બુઝુર્ગ ફરમાવે છે કે :

'જે કોઈ (એમ) કહે છે કે હું નઝદીક છું તે દૂર છે. અને જે દૂર કહે છે (તે) નઝદીક છે.'

તસવ્વુફ એ જ છે. કલ્બની જે તવજ્જોહ હકની તરફ હોય છે તે માત્ર કલ્બની જ તવજ્જોહ નથી હોતી બલકે એ તવજ્જોહ-ની સાથે રૂહ અને નફસની તવજ્જોહ પણ હોય છે. કારણ કે રૂહ અને નફસની હકીકત, કલ્બની હકીકતમાં સમાયેલ છે. કલ્બની એ જ તવજ્જોહથી નફસની સ્વચ્છતા, કલ્બની પવિત્રતા અને રૂહની સફાઈ હાસિલ થાય છે.

□

અલ્લાહ તઆલાનો સમાવેશ જમીન અને આસમાનમાં થતો નથી અને મોમિનના કલ્બમાં થાય છે એનું કારણ એ છે કે જમીન અને આસમાન દાઈરાએ ચૂંમાં દાખલ છે જ્યારે ઝાતે બારી તઆલા બેચૂં અને બેચગૂં છે. એટલે બેચૂં, ચૂંમાં કેવી રીતે સમાઈ શકે! પરંતુ રૂહ બેચૂનિયતની સિફત ધરાવે છે એટલા કારણે બેચૂંને હકીકીનો સમાવેશ રૂહે બેચૂંમાં હોવાની ખબર હદીસે કુદસી મારફતે માલૂમ થઈ છે.

□

મશાઈખે પોતાના કલ્બની વિશાળતા અંગે જે કંઈ જણાવ્યું છે તેનાથી મુરાદ કલ્બની લામકાનિયતથી છે. કારણ કે મકાન[1] ભલે ગમે એટલું વિશાળ હોય તો પણ સાંકડું જ છે.

અર્શે મોઅલ્લા પોતાની વિશાળતા અને મહાનતા છતાં 'મકાની' છે એટલે 'રૂહ' કે જે 'લા-મકાની' છે તેના મુકાબલામાં

● ૧ મકાન : સ્થળ

રાઈના દાણાની હેસિયત ધરાવે છે; બલ્કે એના કરતાં પણ કમ માલૂમ પડે છે.

બલ્કે હું તો એમ કહું છું કે જ્યારે આ કલ્બ 'અનવારે કદીમ'ની તજલ્લીની જગા છે અને કદીમની સાથે 'બકા' હાસિલ કરી ચૂક્યું છે તો અર્શ અને એમાં જે કંઈ છે તેને એમાં નાંખી દેવામાં આવે તો નષ્ટ અને ગુમ થઈ જશે. અને એમાંથી કંઈ બાકી ન રહેશે.[1]

સૈય્યદુત તાઈફહ રહમતુલ્લાહે અલૈહેએ આ મકામના બારામાં ફરમાવ્યું છે કે:

> 'જ્યારે હાદિસ કદીમની સાથે મળી જાય છે તો એની કંઈ અસર બાકી નથી રહેતી.'

આ એવો અનન્ય લિબાસ છે જે ખાસ રૂહના કદ પ્રમાણે સિવેલો છે. ફરિશ્તાઓને પણ આ ખુસૂસિયત હાસિલ નથી. કારણ કે તેઓ પણ દાઈરાએ મકાનમાં દાખલ છે અને એટલે દાગ (કલંક)થી નિર્દેશિત છે.

એટલા જ માટે ઈન્સાન, રહમાન જલ્લ શાનુહૂ (અલ્લાહ)નો ખલીફા બની ગયો. જો ખિલાફતને લાયક ન હોત તો 'બારે અમાનત'[2] કેવી રીતે ઊઠાવતે!

● ૧ દાખલા તરીકે કોઈ અતિ વિશાળ, મોટા મેદાનમાં થોડાંક રાઈના દાણા ફેંકવામાં આવે તો તે ગુમ થઈ જશે કે તેને શોધવા પણ મુશ્કેલ થઈ જશે.

૨ આ ઈશારો સુરએ 'અહઝાબ'ની એક આયત શ. તરફ છે; જેનો ભાવાર્થ આ પ્રમાણે છે:

'અમે આસમાનો અને જમીનો અને પહાડોના સામે અમાનત રજૂ કરી. કિંતુ તેઓએ એ અમાનતનો બોજ ઉઠાવવાથી ઈન્કાર કરી દીધો. અને એનાથી ડરી ગયા અને ઈન્સાને એ બોજને પોતાના જિમ્મે લઈ લીધો અને ઈન્સાન ઝાલિમ છે, જાહિલ છે.'

'અહસનુત્તકવીમ'માં પા. ૧૧૨થી ૧૨૨ સુધી એની વિસ્તૃત અને વિશદ છણાવટ કરવામાં આવેલી છે.

(ઈન્સાન) પોતાના 'નફસ પર જુલમ કરનારો' એ હૈસિયતમાં છે કે પોતાના વુજૂદ અને તવાબેએ વુજૂદની કોઈ અસર અને હુકમ બાકી નથી છોડતો. અને વધારે નાદાન અને જાહિલ એટલા માટે છે કે એને એટલી સમજ નથી થતી કે મકસૂદને પામી શકે અને ન એટલા પ્રમાણમાં ઈલ્મ છે કે મત્લૂબને માલૂમ કરી શકે. બલકે આ મકામમાં ઈદરાક (સમજ)થી આજિઝ થઈ જવું ઈદરાક છે. અને જહાલતનો ઈકરાર કરવો મા'રેફત છે.

એટલા જ માટે બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે જે અલ્લાહ તઆલાનો વધારે આરિફ છે તે સૌથી વધારે હૈરાન છે.

□

શું 'આલમે સગીર' કે શું 'આલમે કબીર' (બંને) હક તઆલાના અસ્માઓ સિફાતના મઝહર છે. આલમ (દુનિયા)ને પોતાના સર્જનહાર બેચૂંની સાથે કંઈ નિસ્બત નથી. એ સિવાય કે આ આલમ તેની મખ્લૂક છે. અને હક તઆલાના પોશીદા (છૂપા) કમાલાતની દલીલ છે. એના સિવાય જે કંઈ દલીલ અથવા તકરીર (વાણી અને વચન) છે તે ગલબએ હાલ (મસ્તીના ગલબા) અને 'સુકર'થી ખાલી નથી.

## પત્ર ૨૮૮

### ❀ પ્રતિ : સૈયદ અમીન (રહ.)

નવાફિલ નમાઝને બા-જમાઅત અદા કરવું નાજાઈઝ છે.

હરેક નવાફિલ કામને છૂપાવીને કરવું અફઝલ છે જેથી રિયા[1] અને સુમ્અહ[2]થી પાક રહે.

## પત્ર ૨૮૯

### ❀ પ્રતિ : મૌલાના બદરુદ્દીન (રહ.)

તકદીર અને કિસ્મતના મસ્અલામાં આપનો (હ. ઈમામે

• ૧ રિયા : દંભ, દેખાડો કરવો
૨ સુમ્આહ : ખ્યાતિ

રબ્બાની (રહ.)નો) એ ફેંસલો છે કે ઇન્સાન ન તો સંપૂર્ણ મજબૂર છે ન સંપૂર્ણ કાદિર છે. અને એ જ ચોખવટ અહલે સુન્નત વલ જમાઅતના ઉલમાની છે.

## પત્ર ૨૯૦

### ❋ પ્રતિ : મુલ્લા હાશિમ (રહ.)

ફકીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહે અલૈહની ખિદમતમાં પહોંચ્યો. આપે મને ઈલ્મે ઝાત તાલીમ ફરમાવ્યો અને તૌહિદે વુજૂદી અને શુહૂદીના મકામ જે ભૂતકાલીન ઔલિયા અલ્લાહે જાહેર ફરમાવેલાં છે અને જે સાહબે ફુસૂસ (ફુસૂસુલ હિકમ)[1]એ વર્ણવેલા છે, તે સર્વે (મકામ)થી મુશર્રફ થયો. ઉપરાંત જે સુલૂકે નકશબંદિયા છે એનાથી તમામ અને કમાલ (સર્વગ્રાહી અને સંપૂર્ણ) આગાહી (જાણકારી) થઈ.

**આગાહી**

આપે આ પત્ર સવિસ્તર લખ્યો છે. એમાં સુલૂકના તેમજ 'ફના અને બકા' વગેરેના ઘણા હાલાત લખ્યા છે. પાછળના કેટલાક પત્રોમાં પણ એ હાલાત આવી ગયા છે એટલે મેં અહીં ફરીથી લખવું યોગ્ય માન્યું નથી કારણ કે ટૂંકાણનો જે હેતુ છે તે જળવાતો નથી.

## પત્ર ૨૯૧

### ❋ પ્રતિ : મૌલાના અબ્દુલ હય (રહ.)

કેટલાક માટે તૌહિદે વુજૂદી[2]નું કારણ એ બને છે કે :

● ૧ સાહબે ફુસૂસ : ફુસૂસુલ હિકમના લેખક હઝરત મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.) પરિચય માટે પાન ૧૯૧ની ફૂટનોટ જુઓ

૨ તૌહિદે વુજૂદી : 'ફના'

તેઓ તૌહિદના મુરાકિબાની પુષ્કળ પ્રમાણમાં મશ્ક[1] કરે છે અને

કલ્મએ **'લા ઈલાહ ઈલ્લલ્લાહ'**[2]ના અર્થ
**'લા મૌજૂદ ઈલ્લલ્લાહ'**[3] સમજે છે.

આ પ્રકારની તૌહિદ તમહ્હુલ,[4] તા'મ્મુલ,[5] અને તખૈયુલ[6]ના પછી; સુલતાને ખ્યાલના ગલ્બા પછી જાહેર થાય છે.

આ તૌહિદ સાહબની (ખુદની) પોતાની બનાવેલી હોય છે.

કેટલાકના માટે તૌહિદે વુજૂદીના ઉદ્દભવનું કારણ કલ્બી ઈન્જઝાબ[7] અને મુહબ્બત હોય છે.

મેહબૂબની મુહબ્બતનો ગલ્બો 'મા સિવલ્લાહ'ને (ગૈરુલ્લાહને) તેની નજરથી ગુમ અને લુપ્ત કરી દે છે; એટલે તે મેહબૂબના સિવાય બીજા કોઈને મોજૂદ પામતો નથી.

આ તૌહિદ, તખૈયુલ અને તવહ્હુમથી પાક છે. આવા લોકો મા'ઝૂર છે અને તેઓ પર કટાક્ષ કરવું બિલકુલ નકામું અને અયોગ્ય છે.

□

મઝકૂર મકામ ફકીરને મશ્ક અને મુરાકિબા વગર માત્ર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલૈહની તવજ્જોહથી, અલ્લાહના ફઝલથી નસીબ થયો.

કેટલોક સમય આ મકામમાં મને રાખ્યો અને ઘણાં મઆરિફ,

- ૧ મશ્ક : મહાવરો, પ્રેક્ટિસ
 ૨ નથી કોઈ મા'બૂદ (બંદગીના લાયક) પરંતુ એક અલ્લાહ
 ૩ નથી કોઈ મોજૂદ પરંતુ એક અલ્લાહ
 ૪ તમહ્હુલ : ઢીલો કરવો
 ૫ તા'મ્મુલ : સોચવું, વિચારવું, થોભવું
 ૬ તખૈયુલ : કલ્પના, ખ્યાલ, તરંગ
 ૭ ઈન્જઝાબ : આકર્ષણ, ખેંચાણ

હકાઈક[1] અને દકાઈક[2] મારા પર જાહેર થયા.

□

કેટલાકને આ મકામમાં એવી તીવ્ર 'ફના' થાય છે કે તે ઈલ્મ અને વુજૂદને મુઝમહિલ્લ[3] અને મુસ્તહલિક[4] થવા ચાહે છે. અને દુઈ[5] તેને ભારરૂપ માલૂમ પડે છે. કશિશે રૂહાની તેને બેચેન રાખે છે.

શૈખુલ ઈસ્લામ હરવી (રહ.) ફરમાવે છે કે,

> 'જો કોઈ શખ્સ એક ઘડી માટે મને ખુદાથી ગાફિલ કરી દે તો ઉમ્મીદ છે કે ખુદાવંદ તઆલા તેના ગુનાહોને બખ્શી દેશે.'

□

વુજૂદે બશરીના માટે ગફલત જરૂરી છે.

એ જ નિસ્બતને 'નિસ્બતે ફર્દિયત' પણ કહે છે.

અબ્દુલ્લાહ અસ્તખરી રહમતુલ્લાહિ અલૈહનો પણ બે-કરારીનો એ જ હાલ હતો કે તેઓ કૂતરાના રખેવાડોની સાથે જંગલમાં ચાલ્યા જતા હતા.

અલ્લાહ તઆલાએ તેઓમાંથી—

કોઈને સિમાઅ[6] અને રકસ[7]ની ઉલ્ફત આપી,
કોઈને કિતાબોના લેખન તરફ લગાવી દીધાં,
કોઈને ઉલૂમ અને મઆરિફના લેખનમાં લગાવી દીધા,
કોઈને મુબાહ કામોમાં મશગૂલ કરી દીધા,

- ૧ હકાઈક : હકીકતો
  ૨ દકાઈક : જટિલ અને સૂક્ષ્મ વાતો
  ૩ મુઝમહિલ્લ : નેસ્ત-નાબૂદ થનાર
  ૪ મુસ્તહલિક : હલાક થનાર, તબાહ થનાર
  ૫ દુઈ : જુદાઈ, અલગતા, દ્વૈત
  ૬ સિમાઅ : એની વિસ્તૃત સમજૂતી 'મેઅયારુસ્સુલૂક' માં આપેલી છે.
  ૭ રકસ : મસ્તીમાં ઝુમવું, નાચવું

કોઈને તૌહિદે વુજૂદીના ઉલ્મ અને વહદતમાં કસરતના મુશાહિદાથી આરામ આપ્યો.

□

હઝરત ખ્વાજા રહમતુલ્લાહિ અલૈહની વફાત બાદ, દિલ્હીમાં આપના મઝારે મુકદ્દસની ઝિયારતના માટે હું ઈદના દિવસે ગયો.

તવજ્જોહ દરમ્યાન, મઝારે મુબારક તરફથી આપની રૂહાનિયતે મુકદ્દસહથી સંપૂર્ણ તવજ્જોહ જાહેર થઈ અને કમાલે ઈનાયત અને કરમથી પોતાની નિસ્બતે ખાસ્સહને, જે હઝરત ખ્વાજા અહરાર કુદ્દેસ સિર્રુહૂથી મખ્સૂસ હતી તે અર્પણ કરી.

□

હઝરત ફઝીલત પનાહ શૈખ અબ્દુલહક, જેઓ અમારા ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂના મુખ્લિસોમાંથી છે, તેઓ રિવાયત કરે છે કે :

હઝરત ખ્વાજા કુદ્દેસ સિર્રુહૂ ઈન્તેકાલના દિવસથી (કેટલાયે દિવસો) પહેલાં ફરમાવ્યા કરતા હતા કે,

> 'હવે મને યકીનુલ યકીનથી માલૂમ થયું છે કે તૌહિદ એક સાંકડી શેરી છે. રાજમાર્ગ બીજો છે.'

□

## પત્ર ૨૯૨

### ✽ પ્રતિ : શૈખ હમીદ (રહ.)

દુન્યામાં એક સમૂહ મુરીદ[૧] છે અને બીજો (સમૂહ) મુરાદ[૨] છે.

મુરાદને મુબારકબાદ છે કારણ કે જઝબએ મુહબ્બત ખુદ તેને ખુદાની તરફ લઈ જશે.

● ૧ મુરીદ : જેઓ ખુદાને ખુદ ચાહે
૨ મુરાદ : ખુદા જેઓને ખુદ ચાહે

અગર મુરીદ છે તો કામિલ મુકમ્મિલ પીરના વસીલા વગર તેનું તરક્કી કરવું મુશ્કેલ છે.

□

પીર એવો હોવો જોઈએ કે જે જઝબહ અને સુલુકની દૌલતથી મુશર્રફ હોય તેમ જ ફના અને બકાની સઆદતથી ભરપૂર હોય.

જ્યારે આવો પીર મળી જાય તો તેના અદબ અને આદાબનો પૂરો ખ્યાલ રાખવો જોઈએ. પીરની ખિદમતમાં તેની પરવાનગી વગર

ન નમાઝે નવાફિલ અદા કરે,
ન ઝિક્રમાં મશ્ગૂલ થાય અને
ન એના સિવાય બીજી તરફ મુખાતિબ થાય.

તેની ખિદમતમાં માત્ર નમાઝે ફર્ઝ, વાજિબ, સુન્નતે મોઅક્કેદા પઢે. તેના કોઈ કામ પર એઅતેરાઝ ન કરે.

જ્યાં સુધી 'ફના અને બકા'ના મકામથી મુશર્રફ ન થાય, ત્યાં સુધી પીરના હુકમના ખિલાફ (કોઈ કામ) ન કરે. 'ફના અને બકા' બાદ એને (યાને મુરીદને) ઈલ્હામ થાય તેના પર ચાલે.

□

**આગાહી :**

'ફના અને બકા' હાસિલ થઈ જવા બાદ મરતબએ ઈજતેહાદ પર પહોંચી જાય છે. જેમકે ઈમામ યૂસુફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.), હઝરત ઈમામે આઝમ (રહ.)ના મુકાબલામાં પોતાની રાય (મત) અલગ જાહેર કરતાં રહેતાં હતાં.[1] (રિદ્વાનુલ્લાહે અલૈહિમ અજમઈન).

- [1] ઈમામ યૂસુફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.) બંને હઝરત ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ના શાગિર્દો હતા પરંતુ મરતબે ઈજતેહાદ પર પહોંચ્યા પછી કેટલીક બાબતોમાં પોતાના ઈજતેહાદથી હઝરત ઈમામે આ'ઝમ (રહ.) કરતાં પોતે જુદો મત પણ દર્શાવતા હતા.

# પત્ર ૨૯૩

## ❀ પ્રતિ : શૈખ મુહમ્મદ ખૈરી (રહ.)

શૈખ મુહમ્મદ ખૈરીએ પૂછેલા કેટલાક પ્રશ્નો અને તેના જવાબો આ મુબારક પત્રમાં છે.

સવાલ :

હુઝૂર નબીયે કરીમ અલૈહિસ્સલાતો વત્તસ્લીમે ઇરશાદ ફરમાવ્યો છે કે :

> 'મને ખુદાની સાથે એક એવો વખત મળે છે કે તે જગાએ કોઈ નબીયે મુર્સલ યા મુકર્રબ ફરિશ્તો (પણ) નથી પહોંચી શકતો;'

એ જ વાત હઝરત અબૂઝર ગફ્ફારી રદિયલ્લાહો અન્હોએ (પણ) કહી છે, જેઓ હુઝૂર (સલ.)ના સહાબીઓમાંથી છે.

[આ કેવી રીતે શક્ય હોઈ શકે?]

જવાબ :

નમાઝના સમય દરમ્યાન બેશક હુઝૂર (સલ.)ને કુર્બે ખુદાનો એક વખત એવો મળતો રહેતો હતો કે હુઝૂર (સલ.)ના સિવાય મખ્લૂકાતમાંથી કોઈ ત્યાં પહોંચી શકતું ન હતું. હઝરત અબૂઝર ગફ્ફારી (રદિ.)એ પણ એ જ કહ્યું છે પરંતુ એમને આ કુર્બ વારસા તરીકે મળ્યો હશે. કારણ કે હુઝૂર (સલ.)ના કામિલ તાબેદારોને હુઝૂર (સલ.)ના કમાલાતમાંથી વારસા તરીકે હિસ્સો મળે છે.

□

આગાહી

ઝિલ્લ[1]ની જેમ, અસલની જેમ નહિ. અસલ કુર્બમાં તો અંબિયાએ મુર્સલીન અને ફરિશ્તએ મુકર્રબીનને પણ પહોંચ નથી.

□

• ૧ ઝિલ્લ : પ્રતિબિંબ

સવાલ:

હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહેએ ફરમાવ્યું છે કે:

'મારો કદમ તમામ ઔલિયાની ગર્દન પર છે.'

[એનો ભાવાર્થ શું છે?]

જવાબ:

હઝરતનો આ કોલ સહીહ છે. અને આપના ફરમાવવાથી કેટલાયે દિવસ પહેલાં બગદાદમાં હઝરત હમ્માદ રહમતુલ્લાહિ અલૈહેએ અને એક ગૌસે એમ કહી દીધું હતું કે થોડા જ વખતમાં સૈયદ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહ મિમ્બર ઉપર ચઢીને પોકારશે કે:

'મારો કદમ બધાં ઔલિયાની ગર્દનો પર છે.'

પરંતુ આપનો આ કદમ તે વખતના તમામ ઔલિયાની ગર્દનો પર છે. સહાબા, તાબેઈન અને હઝરત ઈમામ મેહદી રિદ્વાનુલ્લાહિ અલૈહિમ અજમઈન સર્વાનુમતે અકીદાની રૂએ એમાં અપવાદ રૂપ છે; કારણ કે તેઓની બુઝુર્ગી, મહાનતા અને ઉચ્ચતા કુર્આન અને હદીસથી સાબિત છે. અને કુર્આન અને હદીસના મુકાબલામાં તેનાથી ખિલાફ જો કોઈનો કશ્ફ યા ઈલ્હામ હોય તો (તે) બિલકુલ માનવાના કાબેલ નથી.

હવે રહ્યો બાદનો ઝમાનો. એના વિશે હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે કે:

> 'મારી ઉમ્મત બાગના જેવી છે અને મારી ઉમ્મત વર્ષાના જેવી છે. ખબર નથી કે આરંભમાં સારા હોય કે વચમાં કે આખરમાં.'

જ્યારે હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામે કોઈ ઝમાનાના ઔલિયાને કમતર યા બેહતર નથી ફરમાવ્યા તો કોઈને શું હક

છે કે તે કોઈ ઝમાનાને યા કોઈ ઔલિયાને બીજાઓ પર ઉપરવટ (સરસાઈ) આપે !

□

**આગાહી**

આ ઉપરાંત હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહના જેઓ મહાન પીર છે; જેઓનો આપ પર મોટો એહસાન છે તેઓના પર પણ આપનો કદમ હોવો અદબના ખિલાફ છે. અને તરીકત ઐન અદબ છે. જેથી આ ફેસલો અત્યંત ન્યાયપૂર્ણ અને અદબની નજીક છે. અને કુરઆન અને હદીસથી ખિલાફ નથી કે આપનો કદમ આપના ઝમાનાના બધાં ઔલિયાની ગર્દન પર છે.

●

[અહીં 'આગાહી' પૂરી થઈ.]

●

કશ્ફના બે પ્રકાર છે :

એક કશ્ફ ખુદાની ઝાત અને સિફાતનો છે;

બીજો કશ્ફ[1] દુનિયાના મામલાઓ અને સૂરતોનો છે.

અલ્લાહની ઝાતનો અને સિફાતનો કશ્ફ મખ્સૂસ ખાસાને ખુદાને આપવામાં આવે છે.

દુનિયાના મકશફાતમાં મુસ્લિમો, હિંદુસ્તાનના બ્રાહ્મણો, યૂનાનના ફિલસૂફો, હિંદના જોગીઓ (યોગીઓ) શરીક છે.

અગર કોઈ તાલિબે ખુદાને દુનિયાનો કશ્ફ થયો તો એમાં કઈ બુઝુર્ગીની વાત છે? હા, ઔલિયાએ અહલે ખિદમત જેઓ આ કામના માટે અને દુનિયાના ઈન્તેઝામના માટે નક્કી થયેલાં છે તેઓને દુનિયાનો કશ્ફ થવો જરૂરી છે.[2]

● ૧ કશ્ફ : ગુપ્ત બાબતોને જોવી અથવા જાણવી

૨ ઓલિયાએ અહલે ખિદમત તેઓ છે, જેમને અલ્લાહ તઆલા તરફથી સૃષ્ટિની વ્યવસ્થાનું કામ સોંપવામાં આવે છે. વધુ વિગત માટે જુઓ 'મેઅયારુસ્સુલૂક' (૧૯૮૩ની આવૃત્તિ) પાન. ૪૭૬

# પત્ર ૨૯૪

## ✿ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

અલ્લાહ તઆલાની સર્વ સિફતોમાં 'હય્ય'[૧]ની સિફત ઝાતથી કરીબ છે અને તમામ સિફતોની ઉમ્મ યાને મા છે.

□

હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામને તજલ્લીયે ઝાત સિફાતના પર્દા વગર હાસિલ છે. અને ખલ્કમાં જે કોઈને તજલ્લીયે ઝાતમાંથી હિસ્સો મળે, અથવા કુર્બ બે-કૈફ થાય તેઓ ભલે અંબિયા અલૈહિમુસ્સલામ હોય કે ભલે અકમલ ઓલિયાઓ હોય; સર્વેને હુઝૂર અલૈહિસ્સલાતો વસ્સલામના તુફૈલમાં પ્રાપ્ત થાય છે.

ખાલિક અને મખ્લૂકના દરમ્યાન બરઝખે કુબ્રા[૨] હુઝૂરની જ ઝાતે મુકદ્દસ છે. અલૈહિસ્સલાતો વસ્સલામ.

# પત્ર ૨૯૫

## ✿ પ્રતિ : હાજી મુહમ્મદ યૂસુફ (રહ.)

જે રુયતે હક[૩]નો બીજાઓના માટે આખેરતમાં વાયદો છે; હુઝૂર અલૈહિસ્સલામના માટે તે દુનિયામાં પ્રાપ્ય છે. બીજાઓના માટે ઉધાર છે; આપ (સલ.)ના માટે નકદ (રોકડું) છે. અને હુઝૂર (સલ.)ના કામિલ તાબેદારોના માટે પણ એમાંથી હિસ્સો છે.

● ૧ હય્ય : જીવિત, ઝિન્દા,
૨ બરઝખે કુબ્રા : મોટો પરદો, માધ્યમ
૩ રુયતે હક : અલ્લાહ તઆલાનો દીદાર

## પત્ર ૨૯૬

### પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

હક તઆલાની સિફાત તેની ઝાતની જેમ બેચૂં[1] અને બેચગૂં[2] છે. અને તેની ઝાતની જેમ કોઈ વસ્તુ સાથે તેનું હુલુલ અને ઈત્તેહાદ[3] નથી.

## પત્ર ૨૯૭

### પ્રતિ : બદરુદ્દીન (રહ.)

અલ્લાહ તઆલાની ઝાત અને સિફાત બધી વસ્તુઓથી અલાયદી છે. અને કોઈની સાથે તેનો સંબંધ, હુલૂલ, ઈત્તેહાદ વગેરે બિલકુલ નથી. જાહિલ લોકો નકામી દલીલોમાં ઝાત અને સિફાતને મખ્લૂકથી અલગ નથી કરતાં.

અફસોસ તેઓના હાલ પર કે શરીઅતના અનુસાર માતાના, દીકરીના, પત્નીના, પોતાના સંબંધો અને વ્યવહારો અલગ અલગ બતાવે છે અને એ પ્રમાણે અલગ અલગ વર્તન કરે છે. પરંતુ ખાલિકને અને મખ્લૂકને એક કરી નાખે છે. અને અલગ અલગ નથી કરતાં.

## પત્ર ૨૯૮

### પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ (રહ.)

પહેલાં જ્યારે ઝિક્રમાં તરક્કી હતી તો તમે તેને અસલ

---

- ૧ બેચૂં : અનન્ય, અદ્વિતીય
- ૨ બેચગૂં : બેમિસાલ, અજોડ, અનુપમ
- ૩ એક વસ્તુનું બીજી વસ્તુમાં ભળીને એવું એકાકાર થઈ જવું કે બંને વચ્ચે ભેદ પારખી ન શકાય

સમજતા હતા. અને જ્યારે અસલમાં તરક્કી થઈ ગઈ તો ત્રિલ્લને ત્રિલ્લ સમજવા લાગ્યા.

□

દુરવેશો રહસ્યોની અને ભેદની ઘણી વાતો, ઈશારાથી બતાવે છે એટલે આ પત્રમાં પણ હું ઉલ્લેખ કરું છું.

> 'ઝિક્ર જનાન માખૂઝ અઝ પીરાન; રાહદાં; મુદાવમત બર આં; બાઝ ગશ્ત બ ફઝલે હઝરત રેહમાન; વસ્લે ઉર્યાન; બાકી હમા ખ્રિસમાન.'

યાને

પીરે રાહદાં[1]થી પ્રથમ ઝિક્ર શીખે, અને પછી એના પર સતત અમલ કરે કે જેથી 'બાઝગશ્ત'[2] હાસિલ થાય; એનાથી આગળ અલ્લાહ તઆલાનો ફઝલ જરૂરી છે કે જેથી 'વસ્લે ઉર્યાની'[3] નસીબ થાય.

મૂળ મકસદ એ જ છે; બાકી બધું વહેમ અને ગુમાન છે.

## પત્ર ૨૯૯

### ● પ્રતિ : શૈખ ફરીદ (રહ.)

મુસીબતના વખતે સબ્ર અને સહનશીલતા રાખવી જોઈએ. અને અલ્લાહે (નિર્માણ કરેલા) નસીબ પર રાઝી થવું જોઈએ.

મન અઝ તૂ રૂયે ને પેચમ ગરમ બયાઝારી,
તૂ ભલે મને ગમે એટલો સતાવે પરંતુ હું તારાથી મુખ ફેરવીશ નહિ,

● ૧ રાહદાં : (સુલૂકના) રસ્તાનો જાણકાર
૨ બાઝ ગશ્ત : નક્શબંદી તરીકાના અગિયાર કલેમાતમાંનો આ એક છે એની સવિસ્તર સમજૂતી માટે જુઓ 'મે. સૂ.' પા. ૧૪૮
૩ વસ્લે ઉર્યાની : સિફાતના પરદા વગરનું, અનાવૃત દર્શન કે મિલાપ

કે ખૂશ બૂવદ અઝીઆન તહમ્મુલ વ ખ્વારી.
કારણ કે તારી સખ્તી અને બોજ પણ મને પ્યારા લાગે છે!

ઈન્સાનને જે કંઈ તકલીફ પહોંચે છે; તેનું કારણ હકની નાફરમાની છે. આ વબા (આફત)માં આપણા બૂરા આમાલથી પ્રથમ ઉંદરો હલાક થાય[1] છે જેઓ આપણી સાથે વધારે સંપર્ક ધરાવે છે. અને પછી સ્ત્રીઓ મરે છે. જેઓના વુજૂદ પર ઈન્સાનની નસલ બાકી રહેવાનો આધાર છે. પુરુષોના કરતાં (સ્ત્રીઓ) વધારે મરી ગઈ. જે કોઈ આ વબામાં મરવાના ભયે ભાગી ગયો અને સલામત રહ્યો તેણે પોતાની જિંદગી પર ધૂળ નાંખી દીધી છે અને જે શખ્સ ન ભાગ્યો અને મરી ગયો તેને શહાદતની મોતની મુબારકબાદી અને ખુશખબરી છે.

શૈખુલ ઈસ્લામ ઈબ્ને હજર રહમતુલ્લાહિ અલૈહે એ પોતાની કિતાબ **'બઝ્લુલ માઉન ફી ફઝલિત્તાઉન'**માં સંશોધન પછી લખ્યું છે કે,

> 'જે શખ્સ પ્લેગ (તાઉન)થી મરણ પામે તેનાથી કબરમાં કોઈ સવાલ નથી થતો; કારણ કે તે એવો છે જેમ કે કોઈ લડાઈમાં કતલ થયો હોય. અને જે શખ્સ પ્લેગમાં અજ્ર (સવાબ)ની ઇચ્છાથી સબ્ર કરે છે; અને જાણે છે કે મારા માટે તે જ પહોંચશે જે મારા માટે અલ્લાહ તઆલાએ લખ્યું છે; તો તે શખ્સ જો પ્લેગના સિવાય બીજી બીમારીથી પણ મરી જાય તો એ સ્વરૂપમાં પણ તેને કબરમાં અઝાબ અને સવાલ ન થશે; કારણ કે તે મુરાબિત, યાને જિહાદના માટે તત્પર અને તૈયાર થયેલાની જેમ છે.'

શૈખ સુયૂતી રહમતુલ્લાહિ અલૈહેએ પોતાની કિતાબ **'શર્હુસ્સુદૂર ફી હાલિલ મવતાવલ કુબૂર'**માં એનો ઉલ્લેખ કર્યો છે અને કહ્યું છે કે :

• ૧ અહીં ખાસ રીતે પ્લેગના રોગ તરફ ઈશારો છે.

'ઈબ્ને હજરે ઘણું સરસ અર્થઘટન કર્યું છે. જે શખ્સ ન ભાગ્યો અને ન મર્યો તે ગાઝિઓ, મુજાહિદો, સાબિરો અને સહનશીલ લોકોમાંથી છે:'

હરેક શખ્સના માટે મૃત્યુ નક્કી છે; જે કદાપી આગળ-પાછળ નથી થઈ શકતું. એટલે

મોટા ભાગના જેઓ સલામત રહ્યાં છે તેઓનો મોતનો સમય આવ્યો ન હતો. ન એ કે તે લોકો ભાગીને મોતથી બચી ગયા અને સાબિર લોકો હલાક થયાં.

એટલા માટે ન તો ભાગી જવું બચાવી શકે છે અને ન થોભી જવું મારી શકે છે. તાઉન (પ્લેગથી) ભાગવું 'યૌમે ઝહફ' કાફિરો સાથેના જંગમાંથી ભાગવા સમાન છે; અને કબીરા ગુનો છે.

## પત્ર ૩૦૦

### પ્રતિ : ખ્વાજા મુહમ્મદ મા'સૂમ (રહ.)

જ્યારે કામિલ ઈન્સાન

— અસ્મા અને સિફાતના મરતબાઓની તફસીલી સૈરને તય કરીને 'જમેઈય્યતે તામ્મહ' પૈદા કરી લે છે; તેમ જ

— અસમા અને સિફાતે ઈલાહીનો આયનો બની જાય છે; અને

— એનો 'અદમે ઝાતી' જે એ કમાલાતનો આયનો છે તે સંપૂર્ણ રીતે પોશીદા થઈ જાય છે; અને

— એ કમાલાત સિવાય એમાં બીજી કોઈ ચીઝ જાહેર થતી નથી. ત્યારે તેને 'ફનાએ તામ' હાસિલ થાય છે.

ત્યાર બાદ તે એવી ખાસ 'બકા'થી મુશર્રફ થાય છે કે જેનો સંબંધ એના 'અદમ'ની 'નફી' સાથે હોય છે અને તેનો આધાર એ કમાલાતો પર હોય છે.

હવે 'વિલાયત' નામ એના માટે યોગ્ય ઠરે છે.

ત્યાર બાદ જો હક તઆલાની ઈનાયતે અઝલી શામિલે હાલ થઈ જાય તો શક્ય છે કે, જે કમાલાતની સાથે (મજકૂર) આરિફે 'બકા' હાસિલ કરી છે તે હઝરતે ઝાતના આયનામાં પ્રતિબિંબિત થઈ જાય અને ત્યાં ઝુહૂર પૈદા કરી લે!

હવે 'કાબ કૌસૈન'[1]

(તો (બંને વચ્ચે) બે કમાન જેટલું અંતર રહ્યું)

નું રહસ્ય (તેના પર) જાહેર થાય છે.

□

આયનાથી મુરાદ 'કૈફિયત મજહૂલુલ કૈફ'[2] છે.

આ મકામમાં

'مَنْ عَرَفَ نَفْسَهٗ فَقَدْ عَرَفَ رَبَّهٗ'

જેણે પોતાની હકીકતને ઓળખી તેણે ખુદાને ઓળખ્યો.[3] (એ હદીસ શરીફ)ના ભેદ જાહેર થાય છે.

તે પછી—

'અવ અદના'

'અથવા એથી પણ નજીક (થયા)'

નું રહસ્ય તેના પર જાહેર થાય છે.

આ રાઝ તે છે જેને સમજવું અખસ્સુલ ખવાસની સમજથી પણ બહાર છે. ઘણા ઓછા લોકો આ મા'રેફતથી મુશર્રફ થાય છે.

- ૧ સૂરએ 'નજમ'ની મજકૂર આયત શરીફમાં 'મેઅરાજ'ની ઘટના તરફ ઈશારો છે.

૨ કૈફિયત મજહૂલુલ કૈફ : કૈફ (મસ્તી) વિનાની કૈફિયત

૩ એની વિસ્તૃત ચર્ચા 'અહસનુત્તકવીમ'માં કરેલી છે.

# પત્ર ૩૦૧

## ✤ પ્રતિ : મૌલાના અમાનુલ્લાહ (રહ.)

કમાલાતે નબુવ્વતથી મુરાદ તે કુર્બે ખુદા છે જ્યાં ઝિલ્લીયતનું મિશ્રણ નથી. જ્યારે વિલાયતના કમાલાતમાં ઝિલ્લીયત છે; અસલીયત નથી. એ જ તફાવત નબુવ્વત અને વિલાયતમાં છે.

'કુર્બ બિલ ઈસાલત'[1] હઝરાતે અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામને નસીબ છે અને એમની તાબેદારીના કારણે પસખુર્દહ[2] ના તરીકા પ્રમાણે 'અખસ્સુલ ખવાસ' ઔલિયાને પણ વારસારૂપે હિસ્સો મળે છે. કમાલાત હાસિલ થવાનો આધાર માત્ર ફઝલ અને કરમ પર છે.

# પત્ર ૩૦૨

## ✤ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)

ઔલિયા અલ્લાહની વિલાયત ઝિલ્લી છે; નબી (અલ.)ની વિલાયત ઝિલ્લથી દૂર છે. પરંતુ અસ્મા અને સિફાતના હિજાબ (પરદા) છે.

ફરિશ્તાઓની વિલાયત નબીઓની વિલાયત કરતાં કવી (બળવાન) છે પરંતુ એમાં પણ શુયૂનાત અને એઅતેબારાતે ઝાતિયાના હિજાબ બાકી છે.

નબુવ્વત અને રિસાલત જ તે મકામ છે જેમાં રૂયત બેહિજાબ તેમ જ અસ્મા, સિફાત અને શુયૂનાતના મિશ્રણ વગર છે.

એટલા જ માટે નબુવ્વત વિલાયત કરતાં બેહતર છે. અને નબુવ્વતનો કુર્બ, ઝાતી અને અસલી છે.

● ૧ કુર્બ બિલ ઈસાલત : અસલીયત સહિતનો કુર્બ
૨ પસ ખુર્દહ : ખાતાં વધેલું ખાણું, [બુઝુર્ગોના ખાતાં-પીતાં વધેલું બરકતના તોર પર ખાવા-પીવામાં આવે છે.]

જે લોકોને આ મકામાતે વિલાયતની અને નબુવ્વતની જાણ નથી થઈ; તેઓ વિલાયતને નબુવ્વતથી અફઝલ કહે છે.

એટલે 'વુસૂલ' મરતબએ નબુવ્વતમાં છે અને 'હુસૂલ' મરતબએ વિલાયતમાં છે. કારણ કે 'હુસૂલ'માં ઝિલ્લીયત છે અને 'વુસૂલ'માં અસલીયત છે.

'દૂઈ'[૧]નું દૂર થવું મરતબએ વિલાયતમાં છે અને સુકર[૨] એના માટે લાઝિમ છે.

કમાલાતે નબુવ્વતમાં દૂઈ બાકી રહે છે અને શહવ[૩] એમાં લાઝિમ છે. ઝૌક, શૌક, આહ અને નાઅરહ, વજદ અને તવાજુદ હિજ્ર[૪]ની હાલતમાં થતા હોય છે; 'વસ્લ'[૫]ની હાલતમાં એમાંથી કંઈ નથી હોતું.

'નબુવ્વત'માં 'વસ્લ' છે અને 'વિલાયત'માં હિજ્ર છે. ઝૌક, શૌક, ઈશ્ક, આહ, ઝારી, નાલહ અને ફરિયાદનું એ જ કારણ છે.

વળી એ પણ જાણવું જોઈએ કે વિલાયતે ઝિલ્લી ઔલિયાની વિલાયત છે. અંબિયા અલૈહિમુસ્સલાતો વસ્સલામ અને મલાઈકા[૬]એ કિરામની વિલાયત ઝિલાલથી અલગ છે.

## પત્ર ૩૦૩

### પ્રતિ : હાજી યૂસુફ (રહ.)

અઝાનના શબ્દો અને વાક્યોથી નમાઝની બુઝુર્ગી સાફ જાહેર છે. (એમાં) બંને જહાનની કામયાબીની ખબર છે,

- ૧ દૂઈ : ખલ્કનું અને ખાલિકનું અસ્તિત્વ અલગ હોવું
- ૨ સુકર : મસ્તી,
- ૩ શહવ : હોશિયારી, સભાનતા
- ૪ હિજ્ર : વિયોગ, જુદાઈ
- ૫ વસ્લ : મિલન, મેળાપ
- ૬ મલાઈકા : ફરિશ્તા

# પત્ર ૩૦૪

## ❀ પ્રતિ : મૌલાના અબ્દુલ હય (રહ.)

ઈસ્લામના અગર પાંચેય અરકાન અદા થઈ જાય તો નજાતની ઉમ્મીદ છે. જેથી એને અદા કરવામાં પૂરી કોશિશ કરવામાં આવે.

# પત્ર ૩૦૫

## ❀ પ્રતિ : મીર મુહિબ્બુલ્લાહ (રહ.)

નમાઝમાં હુઝૂર, ખુશૂઅ અને ખુઝૂઅ હોવું જોઈએ. જેથી

اِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ

'બેશક નમાઝ નિર્લજ્જતા અને અયોગ્ય કામોથી અટકાવે છે'ની હકીકત જાહેર થાય.

# પત્ર ૩૦૬

## ❀ પ્રતિ : મૌલાના મુહમ્મદ સાલેહ (રહ.)

મારા ફરઝંદ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલૈહે ચોવીસ વર્ષની ઉમરમાં ઈન્તેકાલ કર્યો અને એના ભાઈ મુહમ્મદ ફર્રુખ અને મુહમ્મદ ઈસાએ પણ દારે ફાનીમાંથી ઈન્તેકાલ કર્યો.

□

ફરઝંદ મુહમ્મદ સાદિક આયાતે ઈલાહીમાંથી એક આયત, જે રેહમતે ખુદામાંથી એક રેહમત હતો. તેણે આટલી ઉમરમાં જે કંઈ મેળવ્યું તે કદાચ જ કોઈને નસીબ થાય. ઈલ્મે અરબીની ઈન્તેહા અને ઈરફાને હકની ઈન્તેહામાં (એટલી) તરક્કી કરી કે

એના શાગિર્દ શર્હે 'મવાકિફ'[1] અને 'બૈઝાવી'[2] વગેરે કિતાબો પઢાવે છે.

તે આઠ વર્ષની ઉંમરમાં હાલમાં એવો ડૂબી ગયો હતો કે અમારા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલૈહે એ એની મગ્લૂબુલ હાલીને ધ્યાનમાં રાખીને બજારનું પકાવેલું ભોજન નક્કી કર્યું.

□

મુહમ્મદ ફર્રુખ અગિયાર વર્ષની ઉંમરમાં 'કાફિયા'[3] પઢતો થઈ ગયો હતો. અને મિત્રો અને સ્નેહીઓ એનાથી અજબ અને અદ્દભુત હાલાત જોતાં હતાં.

□

મુહમદ ઈસાથી લોકોએ તેની આઠ વર્ષની ઉંમરમાં અજબ અને અદ્દભુત કરામતો જોઈ છે.

(ફરઝંદો) ખુદાની અમાનત હતી. તેના હવાલે કરી દીધી.

□

દુનિયાની દરેક ચીઝનો નિસ્યાન[4] વિલાયતમાં જરૂરી છે. કમાલાતે નબુવ્વતમાં જરૂરી નથી.

□

**આગાહી**

જે મુબારક ઝાતોમાં માત્ર આઠ વરસની ઉંમરમાં આવો જઝબે ખુદા હોય અને તેઓથી ખર્કે આદાત (કરામતો) થતી હોય તેઓના કુર્બને, તેઓના મરતબાને ખુદા જ જાણે. આ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહમતુલ્લાહિ અલૈહની સુહબતના ફૈઝનો અને મુહબ્બતે કલ્બીના પ્રભાવનો પુરાવો છે.

- ૧ શર્હે મવાકિફ : 'મવાકિફ' (કિતાબ)ની શર્હ, વિવરણ
  ૨ બૈઝાવી : તફસીરની પ્રખ્યાત કિતાબ છે.
  ૩ કાફિયા : ઈલ્મે નહવ (અરબી ભાષાના વ્યાકરણ)ની મશહૂર કિતાબ છે.
  ૪ નિસ્યાન : ભૂલી જવું, વિસ્મરણ

# પત્ર ૩૦૭

## પ્રતિ : મૌલાના અબ્દુલ વાહિદ (રહ.)

તમામ ખૈર અને કમાલ જનાબ હક તઆલાની તરફ મન્સૂબ[1] છે. અને તમામ શર અને નુકસ 'દાઈરાએ ઈમ્કાન'ની તરફ મન્સૂબ થાય છે.

سبحان الله وبحمده

'સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહી'

કલેમા સો વખત દરરોજ પઢવું જોઈએ. એનો હિસાબ બે-હિસાબ છે. કારણ કે ઈન્સાન 'જામેએ મખ્લૂકાત' છે અને જુઝવ[2]થી કુલ[3] અને કુલથી જુઝવ સંબંધ ધરાવે. એટલા માટે ઈન્સાનનું એક વખત પઢવું તમામ મખ્લૂકના કરતાં કેટલાયે ગણું વધારે હશે.

કામિલ ઈન્સાન દુનિયાની તમામ અફરાદ (લોકો)ને પોતાના અજઝા (અંશ) જાણે છે અને પોતે પોતાને સર્વનો કુલ (સરવાળો) જાણે છે. એ સ્વરૂપમાં પોતાની હમ્દને તમામ જહાંનની હમ્દના કરતાં કેટલાયે ગણી વધારેમાં વધારે માલૂમ કરે છે.

# પત્ર ૩૦૮

## પ્રતિ : મૌલાના ફૈઝુલ્લાહ (રહ.)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે ફરમાવ્યું છે કે :

'બે કલેમા (એવા) છે જે જબાન પર હલકાં છે અને મિઝાન (ત્રાજવા)માં ભારી છે, અને અલ્લાહ તઆલાની નઝદીક ખૂબ

- ૧ મન્સૂબ : નિસ્બત આપવામાં આવેલ, સંબંધિત
- ૨ જુઝવ : ખંડ, અંશ, ભાગ, વ્યષ્ટિ
- ૩ કુલ : અખંડ, પૂર્ણાંશ, સમષ્ટિ

પ્યારા અને મેહબૂબ છે. તે (કલેમા) છે :

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

'સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ'

આ બંને કલેમાથી ખુદાવંદ તઆલાની તકદીસ[1] અને તંઝીહ,[2] બુઝુર્ગી અને ઉચ્ચતા, મુનઝઝહ[3] અને મુબર્રહ[4] હોવું બંદો સાબિત કરે છે. એટલા માટે અલ્લાહ તઆલા પણ હશ્રના દિવસે :

هَلْ جَزَآءُ الْاِحْسَانِ اِلَّا الْاِحْسَانُ

નથી એહસાનનો બદલો પરંતુ એહસાન

એ ઈરશાદ પ્રમાણે આ બંદાને પણ તમામ બૂરાઈઓથી પાક કરી દેશે. અને તસ્બીહ તૌબાની ચાવી બલકે તૌબાનો નિચોડ છે.

## પત્ર ૩૦૯

### પ્રતિ : હાજી મુહમ્મદ ફર્કીતી (રહ.)

મોટા ભાગના મશાઈખે મુહાસિબાનો તરીકો અપનાવેલો છે. આ ઈરશાદ પ્રમાણે :

وَحَاسِبُوْا قَبْلَ اَنْ تُحَاسَبُوْا

(પોતાના કાર્યોનો) હિસાબ કરી લો,
(કિયામતમાં) હિસાબ થાય તે પહેલાં.

૧ તકદીસ : પાકી બયાન કરવી
૨ તંઝીહ : તમામ બૂરાઈથી પાક હોવાનું જાહેર કરવું
૩ મુનઝઝહ : પાક-સાફ
૪ મુબર્રહ : અલિપ્ત, મુક્ત

યાને સૂવાથી પહેલાં દિવસભરના પોતાના આમાલની નોંધ જોઈ લો; અને એની માફી જનાબે બારીથી રુદન અને અશ્રુવહન અને પસ્તાવાથી કરી લો.

શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવે છે કે,

'મુહાસિબાના અમલમાં હું સૌથી વધારે (ચુસ્ત) છું કારણ કે હું મારી નિય્યતો અને ખતરાઓ (વિચારો)નો પણ મુહાસિબા કરું છું.'

મુખ્બિરે સાદિક હઝરત નબીયે કરીમ અલૈહિસ્સલાતો વસ્સલામથી સાબિત છે તે તરીકા પ્રમાણે સૂવાથી પહેલાં:

સો વખત
'તસ્બીહ' ('સુબ્હાનલ્લાહ')
'તહમીદ' ('અલ્હમ્દોલિલ્લાહ')
'તકબીર' ('અલ્લાહો અકબર')

પઢવું,[1] ફકીરના નઝદીક મુહાસિબાનો હુકમ ધરાવે છે અને મુહાસિબાનું કામ કરી આપે છે.

# પત્ર ૩૧૦

## પ્રતિ : મૌલાના મુહમ્મદ હાશિમ (રહ.)

ઈન્સાનમાં જે કંઈ કમાલાત છે તે સર્વ અલ્લાહ તઆલાના તરફથી છે. પરંતુ ખુદા અઝ્ઝ વ જલ્લના કમાલાતના મુકાબલામાં કંઈ પણ હકીકત નથી ધરાવતાં. નામ પૂરતી શિર્કત સિવાય બીજી કોઈ નિસ્બત કે શિર્કત બંદાને ખુદા સાથે નથી.

[1] એને 'તસ્બીહે ફાતિમા' પણ કહેવામાં આવે છે; એમાં ૩૩ વખત 'સુબ્હાનલ્લાહ', ૩૩ વખત 'અલ્હમ્દોલિલ્લાહ' અને ૩૪ વખત 'અલ્લાહો અકબર' મળી કુલ ૧૦૦ (સો) થાય છે. જુદી-જુદી હદીસોમાં જુદી-જુદી સંખ્યાઓ પણ દર્શાવેલી છે.

اِنَّ اللّٰهَ خَلَقَ اٰدَمَ عَلٰى صُوْرَتِهٖ

અલ્લાહ તઆલાએ આદમ (અલ.)ને
પોતાની સૂરત પર પૈદા કર્યા છે.

એનો મતલબ કેટલાક લોકો એવો કરે છે કે ખુદાએ આદમ (અલ.)ને પોતાના જેવી સૂરત પર પૈદા કર્યા છે અને કેટલાક બેવકૂફો ઈન્સાનની શક્તિઓને અને અંગોને હક તઆલા જેવા સમજે છે.

એ લોકો (પોતે) પણ ગુમરાહ થયાં છે અને બીજાઓને પણ ગુમરાહ કરે છે. તેઓ એ જાણતા નથી કે હક તઆલાની બારગાહમાં સૂરત વગેરેનું આરોપણ કરવું તશ્બીહ[1] અને તમ્શીલ[2]ના પ્રકારમાંથી છે ન કે તહકીક[3] અને તશ્બીબના તૌર પર.

# પત્ર ૨૧૧

## ❁ પ્રતિ : ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

કુરઆન મજીદના મુતશાબિહાત[4]નો ઈલ્મ કંઈક ઉલમાએ રાસેખીન[5]ને આપવામાં આવ્યો છે અને એ જ પ્રમાણે ખુદાએ 'ઈલ્મે ગૈબ' પોતાના રસૂલોમાંથી રસૂલોને આપ્યો છે.[6]

□

- ૧ તશ્બીહ : ઉપમા આપવી
- ૨ તમ્શીલ : મિસાલ આપવું
- ૩ તહકીક : સંશોધન કરવું, હકીકત દર્શાવવું,
- ૪ મુતશાબિહાત : એની ચર્ચા પત્ર-૨૭૬માં આવી ગઈ છે.
- ૫ ઉલમાએ રાસેખીન : વિલાયતથી આગળ ફૈઝાને નબુવ્વતમાંથી હિસ્સો મેળવનારા અતિ ઉચ્ચ કક્ષના ઔલિયા
- ૬ એની વિસ્તૃત ચર્ચા માટે જુઓ 'અહસનુત્તકવીમ' પા. ૨૧૭

અલ્લાહ તઆલા દુનિયામાં આમ મુસલમાનોની અને ખાસ મુસલમાનોની જે પરવરીશ કરે છે તે અસ્માએ જમાલીથી કરે છે. જે જલાલના સ્વરૂપમાં માલૂમ પડે છે. અને કાફિરોની (પરવરિશ) અસ્માએ જલાલીથી કરે છે જે જમાલના સ્વરૂપમાં દેખાય છે.

એમની યાને મુસલમાનોની આરઝી[1] તકલીફનું પરિણામ રાહત છે અને કાફિરોની રાહતનો અંજામ તકલીફ છે.

ખુદાની રેહમતનો ઈઝહાર દુનિયામાં એક હિસ્સો છે અને આખેરતના માટે નવ્વાણું હિસ્સા બાકી છે.

# પત્ર ૩૧૨

## ❀ પ્રતિ : મીર મુહમ્મદ નુઅમાન (રહ.)

મારી નજીક
સૌથી બેહતર જગા કા'બાએ મુઅઝ્ઝમા છે.
એના પછી રોઝાએ મુકદ્દસહ છે.
એના પછી હરમે મક્કા મુઅઝ્ઝમા છે.

જે ઉલમાએ રોઝએ મુતબર્રકહને મક્કા મુઅઝ્ઝમાના કરતાં બેહતર કહ્યો છે તેઓની મુરાદ મક્કાએ મુઅઝ્ઝમાંથી કા'બાએ મુકદ્દસહના સિવાય બીજી જમીન હશે.

☐

શહાદતની આંગળી ઊઠાવવા વિશે મોટા ભાગના હનફી ઉલમાઓના ફતવા પ્રમાણે, 'અત્તહિય્યાત'માં શહાદતની આંગળી ન ઊઠાવવું મારી નજીક બેહતર છે.[2]

● ૧ આરઝી : હંગામી, કામચલાઉ, ટૂંક સમયની
૨ આ બાબત વિશે મેં ગુજરાતના માનનીય મુફ્તી સાહેબોને પત્રો લખ્યા હતા જેના મળેલા જવાબો પૈકી બે જવાબોમાં

(ફૂટનોટ ચાલુ)
આ વિષય વિશે અત્યંત ઊંડી, વિસ્તૃત અને તલસ્પર્શી છણાવટ કરવામાં આવી છે.

એ બે પૈકી હઝરત મૌલાના મુફ્તી સૈયદ મુહમ્મદ મુસ્લેહીન સાહેબ, દારુલ ઉલૂમ હિદાયતુલ ઈસ્લામ, આલીપોર (વલસાડ)નો જવાબ સુરતના 'મુજાહિદ' (પાક્ષિક)ના તા. ૧૫-૧-૧૯૮૭ના અંકમાં 'ફતાવા' વિભાગમાં પ્રગટ થઈ ચૂકેલો છે.

બીજો, હઝરત મૌલાના મુફ્તી અહમદ ખાનપુરી સાહેબ, દારુલ ઉલૂલ, ડાભેલ (વલસાડ)નો જવાબ, વાચકોના માર્ગદર્શન માટે અત્રે સાભાર રજૂ કરું છું. જવાબમાં શીર્ષકો, વાચકોની સુગમતા માટે, મેં મૂક્યા છે.

અબ્દુલકાદિર ફ્રાતીવાલા

□

## હઝરત મૌલાના મુફ્તી અહમદ ખાનપુરી સાહેબનો જવાબ

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના એ મકતૂબ (પત્ર)ને સમજવા માટે ફિકહે હનફીના કેટલાક બુન્યાદી ઉસૂલોની જાણકારી આવશ્યક છે, જેને ટૂંકમાં રજૂ કરી, હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના એ મકતૂબનો ટૂંકસાર પણ રજૂ કરીશ અને છેલ્લે તેવાગુના આ મંતવ્યની બુન્યાદ તથા તેનો ઉકેલ રજૂ કરીશ. ઈન્શાઅલ્લાહ.

### મસાઈલના ત્રણ પ્રકારો

ફિકહે હનફીમાં જે મસાઈલનો સમાવેશ છે, તેને ઉલમાએ કિરામે ત્રણ પ્રકારમાં વહેંચ્યા છે.

### મસાઈલનો પહેલો પ્રકાર

પહેલો પ્રકાર, મસાઈલે ઉસૂલ અથવા ઝાહિરે રિવાયતના મસાઈલ કહેવાય છે.

આ તે મસ્અલાઓ છે જે ઈમામ અબુ હનીફહ (રહ.)ના ખાસ શાગિર્દ ઈમામ મુહમ્મદ (રહ.)ની છ પ્રખ્યાત કિતાબો:

(ફૂટનોટ ચાલુ)

૧ મબસૂત ૨ ઝિયાદાત

૩ જામિએ સગીર ૪ જામિએ કબીર

૫ સિયરે સગીર ૬ સિયરે કબીર

માંથી કોઈપણ એક કિતાબમાં મવજૂદ હોય.

## મસાઈલનો બીજો પ્રકાર

બીજો પ્રકાર મસાઈલે નવાદિર અથવા ગેર ઝાહિરે રિવાયતના મસાઈલ કહેવાય છે.

આ તે મસ્અલાઓ છે જો

ઈમામ અબૂ હનીફહ (રહ.) તથા આપના શાગિર્દો

ઈમામ અબુ યુસુફ (રહ.),

ઈમામ મુહમ્મદ (રહ.),

ઈમામ ઝુફર (રહ.),

ઈમામ હસન બિન ઝિયાદ (રહ.)

વિ. થી નકલ કરવામાં આવ્યા હોય પરંતુ તે ઉપરોકત છ કિતાબોમાં નહિ બલ્કે એ સિવાયની ઈમામ મુહમ્મદ (રહ.)ની બીજી કૃતિઓ અથવા

ઈમામ અબુ યુસુફ (રહ.)ની કિતાબ 'અલ મઆલી' અથવા

ઈમામ હસન બિન ઝિયાદ (રહ.)ની કિતાબ 'અલ મુજર્રદ'માં મવજૂદ હોય.

## મસાઈલનો ત્રીજો પ્રકાર

ત્રીજો પ્રકાર, ફતાવા અને વાકિઆત અથવા મસાઈલે નવાઝિલ કહેવાય છે.

એની હકીકત એ છે કે ફિકહે હનફીના આધાર સ્થંભ સમા ઉપરોક્ત ઈમામોના યુગ પછી કોઈ ઘટના ઘટી અને તે વિષે ત્યારના મહાન આલિમોથી શરઈ હુકમ પૂછવામાં આવ્યો અને તેઓએ એ

(ફૂટનોટ ચાલુ)

વિષે ઉપરોક્ત ઈમામોમાંથી કોઈનું કથન ન હોવાને લઈ હનફી પંથના બુન્યાદી સિદ્ધાંતોને લક્ષમાં રાખી, તે ઘટના અને બાબતનો હુકમ બનાવ્યો.

## ફત્વા અને અમલ માટે બુન્યાદી ઉસૂલ

૧ હવે ફત્વા તથા અમલ માટે એક બુન્યાદી ઉસૂલ એ સર્વ માન્ય છે કે મસાઈલના આ ત્રણેય પ્રકારોમાંથી

o પહેલા પ્રકારમાં કોઈ મસ્અલો મવજૂદ હોય, તો તે મુજબ અમલ કરવામાં આવે અને ફત્વો પણ તે મુજબ જ આપવામાં આવે.

o નહિ તો (જો પહેલા પ્રકારમાં મવજૂદ ન હોય તો) બીજા પ્રકાર-માંથી (ફત્વો આપવામાં આવે) અને

o તેમાં પણ (બીજા પ્રકારમાં પણ) મવજૂદ ન હોય, તો ત્રીજા પ્રકારમાંથી (ફત્વો આપવામાં આવે.) અને

o જો પહેલા તથા બીજા પ્રકારના મસ્અલાઓમાં આપસમાં એવો વિરોધાભાસ હોય કે તેમાં સામ્યતા લાવવી શક્ય ન હોય તો પહેલા પ્રકારને જ તરજીહ (ઉપરવટ) અને પ્રથમ પસંદગી આપવામાં આવશે.

૨ ઈસ્લામના ચારેય ફિક્હી પંથના સ્થાપકો

ઈમામ અબૂ હનીફહ (રહ.) (જેમનો પંથ ફિક્હે હનફી કહેવાય છે)

ઈમામ માલિક (રહ.) (જેમનો પંથ ફિક્હે માલિકી કહેવાય છે)

ઈમામ શાફેઈ (રહ.) (જેમનો પંથ ફિક્હે શાફિઈ કહેવાય છે) અને

ઈમામ અહમદ (રહ.) (જેમનો પંથ ફિક્હે હમ્બલી કહેવાય છે)

ની તરફથી બધાં જ ઉલમાએ કિરામ આ વાત એક મતે નકલ કરે છે કે તેઓએ ફરમાવ્યું કે,

(ફૂટનોટ ચાલુ)

'જ્યારે કોઈ હદીસનું સહીહ (સ્પષ્ટ અને ગેર મનસૂખ) હોવું સાબિત થઈ જાય (અને તે એમના ફિકહી પંથથી વિરુદ્ધ હોય, તો તે હદીસ ઉપર અમલ કરવામાં આવશે અને) તે એમનો પંથ કહેવાશે.'

□

પરંતુ આ ચારેય ઈમામો તરફથી આ વાત નકલ કરનાર તમામ મહાન આલિમો સર્વાનુમતે સ્પષ્ટ શબ્દોમાં એવું પણ લખે છે કે—

આ હક અને અધિકાર દરેક સામાન્ય—અસામાન્ય માણસને નહિ બલ્કે તેને જ મળશે જે હદીસોમાં વિચાર અને મનન કરવાની લાયકાત ધરાવતો હોય, અને હદીસોમાં કઈ હદીસ 'મનસૂખ' (કિંવા જેની ઉપર અમલની મુદ્દત ખતમ થઈ ચૂકી હોય) અને કઈ હદીસ 'મુહકમ' (કિંવા જેના ઉપર અમલ ચાલુ હોય) છે, તે સંપૂર્ણ રીતે જાણી તેમાં ફર્ક કરી શકતો હોય, અને તેમાં પ્રવીણ હોવાની સાથો સાથ 'ઈજતેહાદ'ની શર્તો ઉપર પુરો ઉતરતો હોય.

એટલા માટે જ એ પંથના મહાન અને પ્રવીણ આલિમો, જે ઉપર મુજબની લાયકાત ધરાવતા હોય, જ્યારે કોઈ હદીસ વિ. માં સંપૂર્ણ વિચાર-મનન કરી તેને અમલમાં મૂકશે તો એ મસ્અલાને પણ પંથના સ્થાપક તરફ મનસૂબ કરવામાં આવશે કારણ કે એ વાત ચોક્કસ છે કે જો તેમણે પોતાની સમક્ષ પોતાની દલીલની કમઝોરી આવી જતે તો તેઓ એને છોડી મઝબૂત દલીલ ઉપર આધારિત વાતને જ ગ્રહણ કરતે.

૩ એ જ પ્રમાણે અગર કોઈ બાબતમાં બે કથન મવજૂદ હોય અને તેમાંથી એકને તે પંથના મહાન અને મોટા ભાગના આલિમોએ સહીહ ઠરાવ્યુ હોય, અને સાથે જ હદીસોથી પણ તેને જ પુષ્ટી મળતી હોય તો તે ઉપર જ અમલ કરવામાં આવશે.

(ફુટનોટ ચાલુ)

### મતભેદની અસલ હકીકત

હવે તશહહુદમાં ('લા ઈલાહા ઈલ્લલ્લાહ') કહેતી વેળા આંગળી ઉઠાવવા વિષે હનફી પંથના કેટલાક આલિમોનો જે મતભેદ છે તેની અસલ હકીકતથી પણ વાકિફ થવું જરૂરી છે.

ફિકહના ત્રણેવ મહાન ઈમામો—

ઈમામ માલિક (રહ.),
ઈમામ શાફિઈ (રહ.),
ઈમામ અહમદ (રહ.)

અને તેમના અનુયાયીઓ એ વેળા આંગળી ઉઠાવવાના સુન્નત હોવા ઉપર સર્વ સંમત છે, એ જ પ્રમાણે ફિકહે હનફીના ત્રણેવ આધાર સ્થંભ ઈમામો—

ઈમામ અબૂ હનીફહ (રહ.),
ઈમામ અબૂ યૂસુફ (રહ.),
ઈમામ મુહમ્મદ (રહ.)

અને એમના પહેલા-યુગના અનુયાયીઓ પણ એના સુન્નત હોવા ઉપર એક-મત છે. અલબત્ત પાછલા-યુગના કેટલાક ઉલમામાં એ બાબતે મતભેદ પડયો, અને એ કારણને લઈને જ ફિકહે હનફી-ની કેટલીક કિતાબો અને ફતાવાઓમાં એના સુન્નત હોવાનો ઈનકાર કરવામાં આવ્યો.

ઉલમાના એ મતભેદની બુન્યાદ ઈમામ મુહમ્મદ (રહ.)ની કિતાબ 'મબસૂત' નો એક શબ્દ બન્યો. એ શબ્દની છણાવટ અને સ્પષ્ટીકરણમાં કેટલાકે આગ્રહ સેવ્યો કે એનાથી એવું ફલીત થાય છે કે ઈશારો કરવો મકરૂહ છે.

જ્યારે એ જ યુગના કેટલાક બીજા આલિમોનું કહેવું એમ છે કે 'મબસૂત'ના એ શબ્દથી ઈશારાનું મકરૂહ હોવું સાબિત થતું જ નથી.

(ફૂટનોટ ચાલુ)

સાથે જ એ પણ યાદ રાખવું જરૂરી છે કે ઈમામ મુહમ્મદ (રહ.) એ પોતાની પ્રખ્યાત કિતાબ 'મુઅત્તા ઈમામ મુહમ્મદ'માં જ્યાં તેઓએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની તે રિવાયત નકલ કરી છે. જેમાં તશહહુદમાં નબીએ કરીમ (સલ.)ના આંગળી ઉઠાવવાનો નિર્દેશ છે, ત્યાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે,

'હુઝૂરે અકરમ (સલ.)ની આ સુન્નત ઉપર જ હમારો અમલ છે અને એ જ ઈમામ અબૂ હનીફહ (રહ.)નું કથન છે.'

એ જ પ્રમાણે ફિકહે હનફીની પ્રખ્યાત કિતાબ 'હિદાયહ'ની શરહ 'ફત્હુલ કદીર' (જેના કર્તા મહાન અને મુહક્કિક આલિમ અલ્લામહ ઈબ્ને હુમામ રહ. છે) તેમાં ઈમામ અબુ યૂસુફ (રહ.)ની કિતાબ 'અલ-મઆલી'થી ઈમામ અબૂ યૂસુફ (રહ.)નો પણ એ જ કવલ (પંથ) નકલ કર્યો છે.

આ વિગતથી આપણે તારવી શકીએ છીએ કે ફિકહે હનફીના આધાર સ્થંભ ત્રણેવ ઈમામો આંગળી ઉઠાવવાના સુન્નત હોવા ઉપર એકમત છે.

## હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની દલીલ

હવે ફિકહે હનફીના બુન્યાદી ઉસૂલોને નજર સમક્ષ રાખી, આ બાબત ચર્ચા કરતાં, હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)પોતાના એ મકતૂબમાં એવું સાબિત કરે છે કે,

જ્યારે 'મબસૂત'માં ઈશારાનું સુન્નત ન હોવું લખાયેલું છે, અને 'મબસૂત' તે કિતાબોમાંથી છે, જેમાં આવેલની ગણના પહેલા પ્રકારમાં થાય છે, તો પછી તેને છોડી બીજા પ્રકારમાં આવેલ મસ્અલાને આપણે કેવી રીતે અમલ માટે ગ્રહણ કરી શકીએ? ચાહે તે ફિકહે હનફીના ત્રણેવ ઈમામોથી કેમ ન કરવામાં આવ્યું હોય? કારણ કે 'મુઅત્તા ઈમામ મુહમ્મદ' તથા 'અલ-મઆલી' તે છ કિતાબોમાંથી નથી, જેના

(ફૂટનોટ ચાલુ)
મસ્અલાઓને ઝાહિરે-રિવાયત અથવા મસાઈલે ઉસૂલની ઉપમા જેમ સ્થાન આપવામાં આવ્યું છે.

આ છે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના મકતૂબનો ખુલાસો અને ટૂંકસાર.

## મહાન આલિમોના મોટા વર્ગનું મંતવ્ય

પરંતુ અગાઉ રજૂ કરેલી હકીકતથી આપણે જાણી ચૂકયા છીએ કે 'મબસૂત'ના તે શબ્દમાં સ્પષ્ટ રીતે ઈશારાને મકરૂહ કહેવામાં આવ્યો નથી, કે તેના સુન્નત હોવાનો ઇનકાર નથી. બલ્કે આ વાત તો પાછલા યુગના કેટલાક આલિમોએ એ શબ્દના સાર રૂપે કહી છે.

જ્યારે એ યુગના જ બીજા કેટલાક ઉલમાએ વાતથી સંમત નથી. સાથે જ આગલા યુગના કોઈ આલિમથી પણ આવી વાત નકલ કરવામાં આવી નથી.

તો હવે, 'આંગળી ન ઉઠાવવા' વાળા મસ્અલાને 'મબસૂત'નો મસ્અલો ઠેરવી પહેલા પ્રકારમાં કેવી રીતે શામિલ કરી શકાય?

સારાંશ કે, આપણે એવું કહી શકીએ છીએ કે પહેલા-પ્રકારના મસાઈલમાં એનું બયાન જ નથી, જ્યારે બીજા-પ્રકારના મસાઈલમાં 'આંગળી ઉઠાવવાનો' સ્પષ્ટ હુકમ મવજૂદ છે.

એટલા માટે જ, ફિકહે હનફીના મહાન આલિમોનો મોટો વર્ગ (બલ્કે થોડાંકને છોડીને બધાં જ) આંગળી ઉઠાવવાને સુન્નત કહે છે.

ખાસ કરી, જ્યારે કે (બુખારી શરીફ સિવાય) હદીસની તમામ કિતાબોમાં હુઝૂર (સલ.)ના અમલ રૂપે એનું બયાન મવજૂદ છે અને એ વિષે કુલ અગિયાર સહાબીઓ (રદિ.)થી રિવાયતો આપેલી છે.

## આ મસ્અલા વિશે લખાયેલી કિતાબો

એક સમયે આ મસ્અલો ચર્ચાનો વિષય રહી ચુકયો છે. (ખાસ

(ફૂટનોટ ચાલુ)

કરી સમરકંદ, બુખારા, અફઘાનીસ્તાન, વગેરે ઈસ્લામી સલ્તનતના ઉત્તરના રાજ્યોમાં.) એટલા માટે જ આ વિષય ઉપર અલગ પુસ્તિકાઓ પણ ઘણી લખાયેલી છે, જેની સંખ્યા હઝરત મવલાના યૂસુફ બિન્નોરી (રહ.)ની જાણ મુજબ ત્રીસની છે; જેના કર્તાઓમાં—

મુલ્લા અલી કારી (રહ.),
અલ્લામહ શામી (રહ.), તથા
હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના બે સાહબઝાદાઓ,
શેખ મુહમ્મદ સાદિક (રહ.) અને
શેખ મુહમ્મદ સઈદ (રહ.) તથા
શાહ અબ્દુલ અઝીઝ દહેલ્વી (રહ.),
શેખ મુહમ્મદ મઝહર દહેલ્વી (રહ.),
શેખ અલી મુત્તકી (રહ.) અને
કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.)
જેવા મહાન આલિમો અને બુઝુર્ગોનો પણ સમાવેશ થાય છે.

લગભગ આ તમામે લાંબાણ ચર્ચાના અંતે, આંગળી ઉઠાવવાને, સુન્નત ઠેરવ્યુ છે.

ખુદ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના સાહબઝાદાઓ તથા આપના મહાન ખુલ્ફામાં જેમની ગણના થાય છે એવા શેખ આદમ બિન્નોરી (રહ.) પણ આ મસ્અલામાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)થી સંમત નથી.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ જે ચર્ચા આ વિષય ઉપર પોતાના મકતુબમાં કરી છે, તેની બુન્યાદ માત્ર એટલી જ છે કે તેઓ એને પહેલા પ્રકારમાંથી સમજ્યા છે, જ્યારે વાસ્તવિકતા એમ નથી.

### હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.)નું મંતવ્ય

હઝરત શાહ વલીયુલ્લાહ દહેલ્વી (રહ.) પોતાની પ્રખ્યાત કિતાબ

(ફૂટનોટ ચાલુ)

'હુજ્જતુલ્લાહિલ બાલિગહ'માં નમાઝની ચર્ચા કરતાં આ મસ્અલા વિષે લખે છે કે,

'ઈમામ મુહમ્મદ (રહ.)એ એને "મબસૂત"માં ટાંક્યો નથી, અને "મુઅત્તા"માં એનો સમાવેશ કર્યો છે. કેટલાક લોકો "આંગળીનું ઉઠાવવું ઝાહિરે રિવાયતમાં નથી" અને 'ઝાહિરે રિવાયત એ છે કે આંગળી ન ઉઠાવવી' આ બન્નેવ બાબતોમાં ફર્ક ન કરી શકયા.'

## હઝરત મૌલાના બિન્નોરી (રહ.)નું મંતવ્ય

હઝરત મવ. બિન્નોરી (રહ.) આ વિષયની છણાવટ કરતાં લખે છે કે,

'એમાં શંકાને કોઈ સ્થાન નથી કે હઝરત મુજદ્દિદ સા. (રહ.) એ પોતાના એ મકતૂબમાં શુદ્ધ ફિકહી ઉસૂલો વડે અને દલીલની જેટલી શકિત શકય છે તે વડે ઘણાં જ સંયમથી પોતાની રજૂઆત કરી છે અને ઈશારાનો ઈન્કાર કરવામાં સંપૂર્ણ ઈલ્મી તથા ફિકહી ઢબ ઘણી જ મતાનત અને સંજીદગી સાથે અપનાવી છે,

પરંતુ એમની મહાનતા અને ઉલૂમ તથા મઆરિફમાં ઉચ્ચ સ્થાને બિરાજમાન હોવા તેમ જ હકાઈક બયાન કરવામાં એમનો પાયો ઘણો જ બુલંદ હોવા છતાં સત્ય એ છે કે આ મસ્અલામાં હક એમની સાથે નથી.

એ વતરીક હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)તે મહાન લોકોમાંથી છે જેઓ જહાલત અને બિદઅતના મયદાનોમાં સુન્નતના પ્રચાર માટે ઊભા થયા અને લોકોને સુન્નતના અનુકરણની દઅવત આપી તેમ જ સૂફીઓના વર્ગમાં જે બિદઅતો અને રિવાજો પ્રસરી ચૂકયા હતા તેના ઉપર કડક શબ્દોમાં પ્રહારો કર્યાં છે.

તેવણ પોતાના મકતૂબાતમાં કેટલાયે ઠેકાણે લખે છે કે,

અબુલ હસન નુરી, બા યઝીદ બુસ્તામી અને ફલાણા ફલાણાની વાતોથી દલીલ પકડવાની જરૂર નથી. દલીલ તો ઈમામ અબૂ હનીફહ,

(ફૂટનોટ ચાલુ)

ઈમામ અબૂ યૂસુફ, ઈમામ મુહમ્મદની વાતોથી પકડવામાં આવશે, કારણ કે દરેક ફન માટે એના જાણકારો હોય છે.

માટે એમની જ આ વસિય્યતના આધારે આપણે કહી શકીએ છીએ કે, આ બાબતમાં હઝરત મુજદ્દિદ (રહ.) જેવા ઈમામે રબ્બાનીનું અનુકરણ એમના અનુયાયીઓ માટે જરૂરી નથી બલ્કે આ એમનું એક ફિકહી મંતવ્ય છે, અને તેઓ મઅસૂમ ન હતા.

જ્યારે હમારી સમક્ષ ઉમ્મતના મહાન આલિમોએ રજૂ કરેલી સ્પષ્ટ અને મઝબૂત દલીલો મવજૂદ છે, તો તેને ગ્રહણ કરવું જરૂરી છે અને એ માટે ખુદ હઝરત મુજદ્દિદ સા. (રહ.)ના સાહબઝાદા તથા એમના મહાન ખલીફાનું દષ્ટાંત હમારી સમક્ષ છે.

## હઝરત મૌ. ખલીલ અહમદ સહારનપુરી (રહ.)નું મંતવ્ય

અને આ બાબતે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) તરફથી ક્ષમા રૂપે હઝરત મવ. ખલીલ અહમદ સહારનપુરી (રહ.)ના શબ્દોમાં એમ કહી શકાય કે,

'તેઓ સમક્ષ બધી હદીસો આવી ન હતી અને તેઓએ આ મસ્અલામાં આલિમોનો મતભેદ જોયો, તો પોતાની જાણકારી મુજબ આંગળી ન ઉઠાવવાને બેહતર લખ્યું અને એમના જ સિલસિલાના મહાન બુઝુર્ગ હઝરત મિર્ઝા મઝહર જાને જાનાં (રહ.)એ પોતાના મક્તુબાતમાં એમના તરફથી મઅઝિરત કરતાં લખ્યું છે. 'હઝરત મુજદ્દિદ સાહબ(રહ.)ના સમય-કાળમાં હિન્દુસ્તાનમાં હદીસની કિતાબો આટલી બહોળી રીતે પ્રસરી ન હતી.'

ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## આધાર ગ્રંથો

આ જવાબની તૈયારીમાં નીચે મુજબની કિતાબો નજર સમક્ષ રહી, અને એના આધારે જ જવાબ લખાયો છે.

(અનુસંધાન પાન ૩૫૫માં નીચે

# પત્ર ૩૧૩

## ● પ્રતિ : મુહમ્મદ હાશિમ (રહ.)

આ પત્રમાં હઝરતે કેટલાક સવાલોના જવાબો આપ્યા છે. ઉપરાંત પત્રના અંતે પીરના આદાબ પણ લખ્યા છે.

આપે એ પણ લખ્યું છે કે, તે અર્ઝદાશ્ત જે હઝરત મખ્દૂમ ઝાદહ કલાં મુહમ્મદ સાદિક (રહ.)એ લખી છે, તે પણ લખી દેવામાં આવી છે, જેથી (આ પત્રના) વાચકો દુઆએ ફાતિહાથી તેમને યાદ ફરમાવે. □

**સવાલ : ૧**

અસ્હાબે કિરામના કમાલાત ફના અને બકા, સુલૂક અને જઝબહ પર મોકૂફ છે કે નહિ?

● (પાના ૩૫૪ની ફૂટનોટ ચાલુ)

૧ 'મક્તૂબાત' કર્તા : હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)

૨ 'શર્હે ઉકૂદે' રસ્મુલ મુફ્તી'

૩ 'રદ્દુલ મુહતાર શર્હે દુર્રે મુખ્તાર'

૪ 'રિસાલહ રફૂઉત્તરદ્દુદ'
કર્તા : અલ્લામહ શામી (રહ.)

૫ 'બઝ્લુલ મજ્હૂદ શર્હે અબૂ દાઉદ' ભા. ૫
કર્તા : હઝરત મવલાના ખલીલ અહમદ સાહબ (રહ.)

૬ 'ફતાવા અઝીઝી' ભાગ-૧
કર્તા : શાહ અબ્દુલ અઝીઝ (રહ.)

૭ 'રસાઇલુલ અરકાન'
કર્તા : મવ. અબ્દુલ અલી બહરૂલ ઉલૂમ (રહ.)

૮ 'મઆરિફુસ્સુનન શર્હે તિરમીઝી' ભાગ-૩
કર્તા : હઝરત મવલાના બિન્નોરી (રહ.)

□

(આ ફૂટનોટ વાંચ્યા પછી હવે પત્ર ૩૧૩ વાંચો)

**જવાબ**

જે કુબ્ર્, ફના અને બકા, સુલૂક અને જઝબાહ પર મોકૂફ છે તે 'કુબ્રે વિલાયત' છે. એનાથી ઓલિયાએ ઉમ્મત મુશર્રફ છે.

હઝરત ખૈરુલ અનામ અલૈહિસ્સલાતો વસ્સલામની સુહબતથી સહાબા (રદિ.)ને જે કુબ્ર્ પ્રાપ્ત થયો હતો તે 'કુબ્રે નબુવ્વત' છે.

'કુબ્રે નબુવ્વત'માં :

ન ફના છે, ન બકા

ન જઝબ છે, ન સુલૂક

'કુબ્રે નબુવ્વત' 'કુબ્રે વિલાયત'ના કરતાં કેટલાયે દરજ્જા અફઝલ અને ઉચ્ચ છે.

'કુબ્રે સહાબા' અસલ છે;

'કુબ્રે વિલાયત' એનો ઝિલ્લ છે.

ગર બૂ અલી નવાયે કલંદર નવાખ્તે,
સૂફી બુદે હર આન કે બ આલમ કલંદરસ્ત.[1]

□

**સવાલ : ૨**

નકશબંદી તરીકામાં રિયાઝતોથી મનાઈ કરવામાં આવે છે; અને એને નુકસાનકારક સમજવામાં આવે છે. જોકે હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમે સખત રિયાઝતો કરેલી છે.

(મનાઈનું કારણ શું છે?)

**જવાબ**

નકશબંદી તરીકામાં સુન્નતની ઈત્તિબાઅને લાઝિમ સમજવામાં આવે છે. કોણ કહે છે કે આ તરીકામાં રિયાઝતોની મનાઈ કરવામાં આવે છે!!

● ૧ જો બૂ અલી, કલંદરની વાંસળી વગાડતે તો,
જહાંનના સર્વ સૂફીઓ કલંદર બની જતે.

આ તરીકામાં :

- ૦ નિસ્બતની કાયમી હિફાઝત કરવી
- ૦ સુન્નતની તાબેદારી કરવી
- ૦ પોતાના અહેવાલને છૂપાવવા માટે કોશિશ કરવી
- ૦ મધ્યમ માર્ગ ગ્રહણ કરવો
- ૦ ખાવા-પીવામાં સમતોલપણું નઝર સમક્ષ રાખવું (વગેરેને) સખત રિયાઝતો અને મુશ્કેલ મુજાહિદાઓ સમજવામાં આવે છે.

સામાન્ય લોકો :

- ૦ ભૂખ્યા રહેવું
- ૦ એકલા રહેવું
- ૦ ખામોશ રહેવું
- ૦ આખી રાત જાગવું

(વગેરેને) ઘણું બેહતર સમજે છે!

પરંતુ :

સુન્નતની ઈત્તેબાઅ કરવી અને હરેક કામમાં સમતોલપણું જાળવવું (ઉપર લખેલા મુજાહિદાઓ કરતાં પણ) વધારે સખત ચીઝ છે. નફસને નાથવા માટે એના કરતાં વધારે બેહતર કોઈ ચીઝ નથી.

હઝરત જુનૈદ બગદાદી રહમતુલ્લાહિ અલૈહ પણ એવું જ ફરમાવે છે.



સવાલ : ૩

નકશબંદી તરીકો હઝરત સિદ્દીકે અકબર રદિયલ્લાહો અન્હો-ની તરફ કેમ મન્સૂબ છે?

**જવાબ**

ઈમામ જા'ફર સાદિક રદિયલ્લાહો અન્હો 'નિસ્બતે સિદ્દીકિયહ'[1] અને 'નિસ્બતે અમીરિયહ'[2]ના જામેઅ (સંગમ) છે.

જેણે આપથી 'નિસ્બતે સિદ્દીકિયહ' ગ્રહણ કરી તે 'નિસ્બતે સિદ્દીકિયહ' (રદિ.) છે; અને

જેણે આપથી 'નિસ્બતે અમીરિયહ' (રદિ.) હાસિલ કરી તેને 'નિસ્બતે અમીરિયહ' (રદિ.) કહે છે.

બંને નિસ્બતો આપના મુબારક સીનામાં ઉછાળા મારતી હતી. બંને નિસ્બતો એક જ સીનામાં ભેગી હોવા છતાં પોત-પોતાની સિફતમાં અલગ હતી.

□

આ ફકીર એક વખતે બનારસ ગયો હતો. ત્યાં ગંગા અને જમના નદીનો સંગમ થાય છે. ત્યાં બંને (નદીઓના) પાણી ભેગાં થતાં હોવા છતાં મેહસૂસ થાય છે કે ગંગાનું પાણી અલગ છે અને જમનાનું પાણી અલગ છે. જે લોકો જે નદી તરફ રહે છે તેઓ તે નદીનું પાણી પીએ છે. જો કે દરમિયાનમાં બંનેને અલગ કરનારી કોઈ હદ નથી.

□

**સવાલ : ૪**

આપે એક પત્રમાં લખ્યું છે કે :

'તાલિબને વિલાયતે મૂસાથી તસર્રુફની સાથે વિલાયતે મુહમ્મદીમાં લાવી શકતા નથી.'

૧ હઝરત ઈમામ જા'ફર સાદિક (રદિ.)ને 'નિસ્બતે સિદ્દીકિયહ' આપના નાના અને હઝરત અબૂબકર સિદ્દીક (રદિ.)ના પૌત્ર હઝરત કાસિમ બિન મુહમ્મદ (રદિ.)થી મળી હતી.

૨ 'નિસ્બતે અમીરિયહ' આપને આપના વાલિદ અને હઝરત અલી (રદિ.)ના પ્રપૌત્ર હઝરત ઈમામ બાકીર (રદિ.)થી મળી હતી.

આપે બીજા પત્રમાં ફરમાવ્યું છે કે :

'તમને વિલાયતે મુસાથી વિલાયતે મુહમ્મદી (સલ.)માં લઈ આવ્યા.'

આ બંને વિરોધી વાતોમાં સુમેળ કેવી રીતે થાય?

**જવાબ**

'વિલાયતે મૂસામાંથી વિલાયતે મુહમ્મદી (સલ.)માં તાલિબને લાવી શકાતો નથી.'

એ મઝમૂન જ્યારે લખવામાં આવ્યો હતો ત્યારે ફકીરના ઈલ્મમાં એ જ વાત હતી. પરંતુ બાદમાં અલ્લાહ તઆલાએ એ પ્રમાણે ફેરફાર અને પરિવર્તન કરવાનો ઈલ્મ અને કુદરત અતા ફરમાવ્યા એટલા માટે અગાઉના પત્રના મઝમૂનના ખિલાફ આ મઝમૂન છે.

□

**સવાલ : ૫**

પહેરણ આગળના 'ચાક' (કાપ) વાળું પહેરવું જોઈએ કે ગોળ ગળાવાળું (પહેરવું જોઈએ)?

**જવાબ**

અરબ લોકો આગળના 'ચાક' (કાપ) વાળું પહેરણ પહેરે છે અને કહે છે કે સુન્નત પણ એ જ છે. પરંતુ ફિકહની કેટલીક મોઅતબર કિતાબોથી માલૂમ પડે છે કે આગળના કાપવાળું પહેરણ મર્દોએ પહેરવું ન જોઈએ; કારણ કે એ ઔરતોનો લિબાસ છે.

ઈમામ અહમદ અને અબૂ દાઊદ રહમતુલ્લાહિ અલૈહિમ, હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહો અન્હોથી રિવાયત કરે છે કે :

જનાબ પૈગમ્બર અલૈહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું છે કે,

'જે મર્દ ઔરતોનો લિબાસ પહેરે અને જે ઔરત મર્દોનો લિબાસ પહેરે તેના પર લા'નત છે.'

ફકીરના નજીક આ બેહતર છે કે જે દેશમાં ઓરતાનો 'ચાક'[1] જે તરફ હોય, અહીંએ તેનાથી વિરુદ્ધ 'ચાક' પહેરવું જોઈએ.

□

**સવાલ : ૬**

'નફી ઈસ્બાત'ની તવજ્જોહ 'અહદિય્યત'ની તવજ્જોહની સાથે જમા (ભેગી) કેવી રીતે થાય છે?

**જવાબ**

ઝિક્રના સમયે ગૈરની તરફ તવજ્જોહ કરવું, તવજ્જોહે અહદિય્યતની તકવીય્યત અને તરબીયતના માટે છે. અને ગૈરે હકને ગૈરે હક જાણીને જ્યાં સુધી તેની 'નફી' ન થશે, તો 'ઈસ્બાતે હક' અને તકવીયતે અહદિયત કેવી રીતે થઈ શકે!

□

**સવાલ : ૭**

'નફી ઈસ્બાત'ના ઝિક્ર વખતે, દિલથી જે કહેવામાં આવે છે (તેમાં) 'લા'ને ઉપરની તરફ અને 'ઈલાહ'ને જમણી તરફ કેમ લઈ જાય છે?

**જવાબ**

નક્શબંદી તરીકામાં 'નફી' અને 'ઈસ્બાત'નો ઝિક્ર દિલમાં કરવામાં આવે છે. કાર્ય અને ઝબાનથી એનો સંબંધ નથી.

□

**આગાહી**

આ મુબારક પત્રમાં પોતાના ખાદિમ અને હઝરત મીર મુહમ્મદ નુઅમાન રહમતુલ્લાહિ અલૈહના અકીદતમંદો અને મુરીદો અને મુખાલિફોને પણ ચેતવણી આપી છે જેનો સાર નીચે પ્રમાણે છે:

●

[આગાહી અહીં પૂરી થઈ]

●

● ૧ ચાક : કાપ, કટ, ફેશન

ત્યાંના કેટલાક લોકોએ કેટલીયે વખત લખ્યું છે કે:

મીર મુહમ્મદ નુઅમાન આજ-કાલ તાલિબોના અહવાલ તરફ તવજ્જોહ ફરમાવતા નથી અને મકાન બનાવવામાં મશગૂલ છે.

આ મઝમૂનથી તેમના તરફ (મીર મુહમ્મદ નુઅમાન (રહ.) તરફ) શિકાયત અને તેમનાથી રૂ ગર્દાની[•] માલુમ પડે છે; પરંતુ યાદ રાખવું જોઈએ કે:

- એહલુલ્લાહ (ઓલિયા)નો ઈન્કાર કાતિલ ઝેર છે.
- તેમની (એહલુલ્લાહની) વાતો પર એ'તિરાઝ કરવો સાપનું ઝેર છે; જે હમેશાંની હલાકત અને ખરાબીઓમાં નાંખે છે.
- મુરીદના ખ્યાલમાં જ્યાં સુધી પીરના તમામ વર્તન અને વર્તાવ, ઝેબા અને મેહબૂબ ન હોય ત્યાં સુધી પીરના કમાલાતમાંથી તેને કંઈ હિસ્સો મળતો નથી.
- જો કોઈ વખતે પીરથી કોઈ કામ શરીઅતની વિરુદ્ધ થઈ જાય તો તેની (તે કાર્યની) તકલીદ ન કરો. એ કાર્યને ખૂબી સાથે નેકી પર અનુમાન કરો; અને એ કાર્યની સિહહત અને દુરસ્તીને તલાશ કરો.

અગર દુરસ્તી અને સિહહતનું કોઈ કારણ ન મળે તો જનાબે ઈલાહીમાં રુદન અને અશ્રુવહન કરીને પીરની સલામતી અને દુરસ્તીના માટે દુઆ કરો.



• રૂગર્દાની : વિમુખતા, મોં ફેરવી લેવું

# પરિશિષ્ટ : ૧

## હઝરતે જેઓને પત્રો લખેલા છે તેઓની નામાવલિ

સૂચના :

૧ વ્યક્તિના નામની આગળ વપરાતા માનવાચક શબ્દો પાછળ કૌંસમાં લખ્યા છે તે આગળ વાંચવા વિનંતી.

૨ પરિશિષ્ટ–૧ની નામાવલીમાંથી શક્ય એટલાનો ટૂંક પરિચય પરિશિષ્ટ–૨માં એ જ ક્રમાંકથી આપ્યો છે.

| ક્રમાંક | નામ | પત્ર ક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|---|
| | અ | | |
| ૧ | આ'ઝમ (ખાન) | ૬૫, ૬૬ | ૨ |
| ૨ | અજ્ઞાત, | ૮૬ | ૧ |
| ૩ | અબુલ કાસિમ | ૯૦, ૧૫૦, ૧૬૮, ૧૮૦ | ૪ |
| ૪ | અબ્દુલ કરીમ (મુલ્લા) સન્નામી | ૨૭૮ | ૧ |
| ૫ | અબ્દુલકાદિર (મુલ્લા) અંબાલવી | ૨૮૪ | ૧ |
| ૬ | અબ્દુલ કાદિર (હકીમ) | ૧૦૫ | ૧ |
| ૭ | અબ્દુલ ગફુર (મુલ્લા) સમરકંદી | ૧૪૨, ૨૦૬ | ૨ |
| ૮ | અબ્દુલ જલીલ (શૈખ) | ૧૧૨ | ૧ |
| ૯ | અબ્દુલ મજીદ (શૈખ) લાહોરી | ૨૨ | ૧ |
| ૧૦ | અબ્દુર્રહમાન (મુલ્લા) મુફતી | ૧૪૫, ૧૮૬ | ૨ |
| ૧૧ | અબ્દુર્રહીમ ખાન ખાનાન | ૨૩, ૬૭થી ૭૧, ૧૯૧, ૧૯૮, ૨૧૪, ૨૩૨, ૨૬૮ | ૧૧ |
| ૧૨ | અબ્દુલ વહહાબ (શૈખ) | ૫૬ | ૧ |
| ૧૩ | અબ્દુલ વહહાબ (હકીમ) | ૧૫૭ | ૧ |
| ૧૪ | અબ્દુલ વાહિદ (મુલ્લા) લાહોરી | ૧૧૬, ૩૦૭ | ૨ |
| ૧૫ | અબ્દુસ્સમદ(શૈખ) સુલતાનપુરી | ૧૬૯ | ૧ |
| ૧૬ | અબ્દુલ હક (મુલ્લા) | ૧૧૫ | ૧ |
| ૧૭ | અબ્દુલ હય (મૌલાના) | ૨૭૭, ૨૯૧, ૩૦૪ | ૩ |

| ક્રમાંક | નામ | પત્ર ક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|---|
| ૧૮ | અબ્દુલ હાદી (શેખ) | ૨૬૫ | ૧ |
| ૧૯ | અબ્દુલ્લાહ (ખ્વાજા) | ૨૬૬ | ૧ |
| ૨૦ | અબ્દુલ્લાહ (મીર) | ૧૭૯ | ૧ |
| ૨૧ | અમાનુલ્લાહ (મૌલાના) | ૨૮૬, ૩૦૧ | ૨ |
| ૨૨ | અમક (ખ્વાજા) | ૨૭, ૨૮ | ૨ |
| ૨૩ | અમીન (મુલ્લા મુહમ્મદ) કાબુલી | ૧૬૬, ૧૯૯ | ૨ |
| ૨૪ | અમીન (સૈયદ) | ૨૮૮ | ૧ |
| ૨૫ | અલી જાન (મિર્ઝા) | ૮૯ | ૧ |
| ૨૬ | અશરફ (મુહમ્મદ) કાબુલી | ૧૩૧, ૧૪૭, ૧૭૪, ૧૮૭ ૨૦૫, ૨૨૨, ૨૫૧ | ૭ |
| ૨૭ | અહમદ (મુલ્લાં) બર્કી | ૨૩૯, ૨૫૦, ૨૫૪, ૨૭૫ | ૪ |
| ૨૮ | અહમદ (સૈયદ) બજવાડી | ૯૫, ૧૦૮ | ૨ |
| ૨૯ | અહમદ (સૈયદ) કાદરી | ૮૪ | ૧ |
| ૩૦ | ઐયૂબ (મુલ્લા) | ૨૪૩ | ૧ |
| | **ઈ** | | |
| ૩૧ | ઈદ્રીસ (શેખ) સામાની | ૨૫૩ | ૧ |
| ૩૨ | ઈરજ (મિર્ઝા) | ૨૧૯ | ૧ |
| | **ઉ** | | |
| ૩૩ | ઉબૈદુલ્લાહ (ખ્વાજા) | ૨૬૬ | ૧ |
| | **ક** | | |
| ૩૪ | કબીર (શૈખ) | ૯૧, ૯૨ | ૨ |
| ૩૫ | કુલીજ ખાન (મુલ્લા મુહમ્મદ) | ૨૪, ૭૬, ૧૪૧ | ૩ |
| ૩૬ | કુલીજહ્લાહ ઈબ્ને કુલીજ ખાન | ૭૩, ૧૮૪ | ૨ |
| ૩૭ | કાઝી (મુસ્તકન કસ્બાના) | ૧૦૪ | ૧ |
| ૩૮ | કાસિમ અલી બદખ્શી (ખ્વાજા મુહમ્મદ) | ૧૧૮ | ૧ |
| ૩૯ | કોચક બેગ હિસારી | ૨૦૧ | ૧ |

| ક્રમાંક | નામ | પત્ર ક્રમાંક | પત્રની સંખ્યા |
|---|---|---|---|
| ૫૮ | નુઅમાન(મીર મુહમ્મદ)બદખ્શી | ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૭૩, ૧૯૦, ૨૦૪, ૨૦૯, ૨૨૪, ૨૨૮, ૨૩૧, ૨૩૮, ૨૪૬, ૨૫૭, ૨૬૧, ૨૮૧, ૩૧૨ | ૧૬ |
| ૫૯ | નૂર મુહમ્મદ (શૈખ) પટની | ૧૭૦, ૨૭૦ | ૨ |
| | **ફે** | | |
| ૬૦ | ફત્હુલ્લાહ ખાન (મિર્ઝા) | ૮૦, ૮૫, ૨૦૨ | ૩ |
| ૬૧ | ફરીદ (શૈખ) બુખારી | ૪૩ થી ૫૫, ૬૩, ૬૪, ૧૦૩, ૧૫૨, ૧૬૩, ૧૬૫, ૧૯૩, ૨૧૩, ૨૩૩, ૨૬૯ | ૨૩ |
| ૬૨ | ફરીદ (શૈખ) રાનહોની | ૨૯૯ | ૧ |
| ૬૩ | ફૈઝુલ્લાહ (મૌલાના) | ૩૦૮ | ૧ |
| | **બ** | | |
| ૬૪ | બદરૂદ્દીન (મૌલાના) સરહિંદી | ૨૮૯, ૨૯૭ | ૨ |
| ૬૫ | બદીઉઝઝમા (મિર્ઝા) | ૭૪, ૭૫ | ૨ |
| ૬૬ | બદીઉદ્દીન (શખ) સહારનપૂરી | ૧૭૨, ૧૯૨, ૨૪૨, ૨૫૨, ૨૫૬, ૨૭૬, ૨૮૨ | ૭ |
| ૬૭ | બહાઉદ્દીન (શૈખ) સરહિંદી | ૧૩૮, ૧૬૪ | ૨ |
| ૬૮ | બહાદુર ખાન | ૮૩ | ૧ |
| ૬૯ | બાકર અલી (સૈયદ) સારંગપૂરી | ૨૬૪ | ૧ |
| ૭૦ | બાકી બિલ્લાહ(હઝરત ખ્વાજા) | ૧ થી ૨૦ | ૨૦ |
| | **મ** | | |
| ૭૧ | મનસૂર અરબ | ૧૮૫, ૧૯૬ | ૨ |
| ૭૨ | મહમૂદ પહેલવાન | ૮૭, ૮૮, ૧૯૭ | ૩ |
| ૭૩ | મહમૂદ (સૈયદ) | ૫૮ થી ૬૧ | ૪ |
| ૭૪ | મહમૂદ (હાફિઝ) લાહોરી | ૧૪૪, ૧૭૫, ૨૮૦ | ૩ |

| ક્રમાંક | નામ | પત્ર ક્રમાંક | પત્રની સંખ્યા |
| --- | --- | --- | --- |
| ૭૫ | માસૂમ (ખ્વાજા મુહમ્મદ) | ૨૯૪, ૩૦૦, ૩૦૨ | ૩ |
| ૭૬ | માસૂમ (મુલ્લા મુહમ્મદ) કાબુલી | ૧૪૦, ૧૮૩ | ૨ |
| ૭૭ | મુકીમ (ખ્વાજા) | ૧૨૮ | ૧ |
| ૭૮ | મુઝફ્ફર (મુલ્લા) | ૧૦૨ | ૧ |
| ૭૯ | મુઝફ્ફર (મિર્ઝા) | ૧૭૮ | ૧ |
| ૮૦ | મુઝઝમ્મિલ (શૈખ) | ૧૫૩ થી ૧૫૬ | ૪ |
| ૮૧ | મુહમ્મદ (શૈખ) ખૈરી | ૩૭ થી ૪૦, ૨૯૩ | ૫ |
| ૮૨ | મુહમ્મદ (શૈખ) મક્કી | ૨૧ | ૧ |
| ૮૩ | મુહમ્મદ (મુલ્લા) લાહોરી | ૨૬, ૩૩ થી ૩૬ | ૫ |
| ૮૪ | મુહમ્મદ (હાજી) બેગ કંદીતી | ૨૩૫, ૩૦૯ | ૨ |
| ૮૫ | મુહિબ્બુલ્લાહ (મીર) માણેકપુરી | ૨૭૨, ૨૮૫, ૨૯૮, ૩૦૫ | ૪ |
| ૮૬ | મુહિબ (મૌલાના) અલી | ૨૬૨ | ૧ |
| ૮૭ | મોમિન (મીર) બલખી | ૧૫૧ | ૧ |
| ૮૮ | મૌદૂદ (શૈખ મુહમ્મદ) | ૨૨૬ | ૧ |
| | **ય** | | |
| ૮૯ | યાર મુહમ્મદ કદીમ | ૧૧૭, ૨૧૧ | ૨ |
| ૯૦ | યાર મુહમ્મદ જદીદ | ૧૬૦ | ૧ |
| ૯૧ | યૂસુફ (શૈખ) બર્કી | ૨૩૦, ૨૪૦ ૨૭૪ | ૩ |
| ૯૨ | યૂસુફ (શૈખ મુહમ્મદ) | ૫૭ | ૧ |
| ૯૩ | યૂસુફ(હાજી મુહમ્મદ)મુઅઝ્ઝિન | ૨૯૫, ૩૦૩ | ૨ |
| | **લ** | | |
| ૯૪ | લાલહ બેગ | ૮૧ | ૧ |
| | **શ** | | |
| ૯૫ | શકીબી (મુલ્લા) અસ્ફહાની | ૨૦૦, ૨૧૦ | ૨ |
| ૯૬ | શમ્સુદ્દીન (મુલ્લા) | ૧૪૩ | ૧ |
| ૯૭ | શરીફ ખાન | ૨૫૮ | ૧ |
| ૯૮ | શરીફ (મુહમ્મદ) | ૯૬ | ૧ |
| ૯૯ | શર્ફુદ્દીન હુસૈન(ખ્વાજા)બદખ્શી | ૧૪૬, ૧૫૯, ૧૮૯ | ૩ |

# પરિશિષ્ટ : ૨

## હઝરતે જેઓને પત્રો લખેલા છે તેઓનો આછો પરિચય

**સૂચના :**

૧ પરિશિષ્ટ–૧માં આપેલી નામાવલીમાંથી શક્ય એટલાનો ટૂંક પરિચય આ પરિશિષ્ટમાં આપ્યો છે.

૨ આ પરિચયો જે કિતાબોના આધારે તૈયાર કર્યા છે તેની યાદી પરિશિષ્ટના અંતે આપી છે.

**૧ ખાન આ'ઝમ**

એમનું મૂળ નામ મિર્ઝા અઝીઝ (કોકલ્તાશ) હતું. 'કોકા' તુર્કી ભાષામાં દૂધ શરીક ભાઈને કહે છે. એઓ અકબર બાદશાહના દૂધ ભાઈ હતા. એમની માતા જીજી બેગમ અકબરની દૂધ માતા હતી.

એઓ બાદશાહના શ્રેષ્ઠ સેનાપતિઓ પૈકી હતા. બુદ્ધિ અને બહાદુરી બંનેમાં કામિલ હતા.

સન ૧૬ જુલૂસે અકબરીમાં એમને 'ખાન આ'ઝમ'નો ખિતાબ મળ્યો. ઘણાં વરસો સુધી ગુજરાતના સુબેદાર રહ્યા. અબૂલ ફઝલ સાથે એમને બનતું ન હતું. 'સપ્ત હઝારી'ની પદવી પ્રાપ્ત કરી.

જહાંગીરના શાસનકાળમાં હિ. સ. ૧૦૩૩માં ગુજરાતમાં અમદાવાદમાં અવસાન પામ્યા. એમના શબને દિલ્હી લઈ જઈને ત્યાં દફન કરવામાં આવ્યું. દરગાહ હઝરત નિઝામુદ્દીન ઔલિયા (રહ.)ની નઝદીક બંગલાવાળી મર્કઝી મસ્જિદની દક્ષિણે સંગે મરમરની જે ઈમારત 'ચોસઠ ખંભા'ના નામે મશહૂર છે તે ખાન આ'ઝમનો મકબરો છે.

**૨ અજ્ઞાત**

પત્ર નં. ૮૬ કોના નામે લખાયેલો છે એની માહિતી મળતી નથી.

### ૩ ખ્વાજા અબુલ કાસિમ (રહ.)

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના પીર તેમ જ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના દાદા પીર હઝરત ખ્વાજા અમકંગી (રહ.)ના આપ સાહબઝાદહ હતા.

### ૪ મુલ્લા અબ્દુલ કરીમ સન્નામી (રહ.)

આપ આલિમ અને ફકીહ હતા. શૈખ અલી ગવાસ તિર્મિઝીથી તરીકહ ગ્રહણ કર્યો. 'મખઝનુલ ઈસ્લામ' નામની કિતાબ લખી. 'યૂસુફ ઝઈ' અથવા 'ગસ્તાન' ઈલાકામાં હી. સ. ૧૦૭૨માં વફાત થઈ.

### ૫ મૌલાના અબ્દુલ કાદિર અંબાલવી (રહ.)

આપે શૈખ અબ્દુલ મલિક ઈબ્ને અબ્દુલ ગફુર પાનીપતીથી ઈલ્મ હાસિલ કર્યો પછી શૈખ અબ્દુર્રઝ્ઝાક જન્જાનવીના હાથ પર બૈઅત કરી. તે પછી હજ્જ અને ઝિયારતના માટે તશરીફ લઈ ગયા. ઘણી કિતાબોના કર્તા છે. હી. સ. ૧૦૧૧માં ઉજ્જૈનમાં વફાત થઈ.

### ૬ હકીમ અબ્દુલ કાદિર

અલ્લામા અબ્દુલ કાદિર બિન અબી મુહમ્મદ બગદાદી અને પાછળથી અજની, મન્તિક (તર્કશાસ્ત્ર) અને હિકમતમાં અજોડ હતા. હી. સ. ૧૦૨૧ માં ઈન્તેકાલ થયો.

### ૭ મુલ્લા અબ્દુલ ગફૂર સમરકંદી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા) હતા. જાહેરમાં આપ સિપાહી હતા પરંતુ બાતિનમાં અલ્લાહવાળા હતા.

### ૮ શૈખ અબ્દુલ જલીલ થાનેસરી (રહ.)

પોતાના જમાનાના ફકીહ, ખૂબ જ મુત્તકી અને પ્રખ્યાત આલિમો પૈકી હતા. શૈખ અબ્દુલ જલીલ લખનવીથી તરીકતની

તાલીમ હાસિલ કરી અને આખી જિંદગી દર્સ અને તદરીસ (અધ્યયન અને અધ્યાપન)માં વિતાવી દીધી. અત્યંત સાદું અને થોડા પર સંતોષિત રહીને જીવન વિતાવ્યું.

૮ શવ્વાલ, હી. સ. ૧૦૭૬માં જોનપુરમાં ઈન્તેકાલ થયો અને ત્યાં જ દફન થયા.

## ૯ શૈખ અબ્દુલ મજીદ લાહોરી (રહ.)

અકબરી દૌરના બુઝુર્ગ આલિમ અને સાહેબે કમાલાત શૈખ મુહમ્મદ મુફતી લાહોરીના આપ પુત્ર છે. આપ પોતે પણ મોટા આલિમ, ફકીહ અને સાલિહ હતા.

આપે હઝરત મુજદ્દિદ સાહેબ (રહ.)ની ખિદમતમાં અરબીમાં એક પત્ર લખ્યો હતો. હઝરતે એનો અરબીમાં જવાબ આપ્યો હતો. તે જ આ પત્ર છે.

## ૧૦ મુલ્લા અબ્દુર્રહમાન મુફતી કાબુલી (રહ.)

આપ ફિકહ, ઉસૂલ અને અરબી સાહિત્યના જાણીતા આલિમ હતા. ખૂબ જ નેક અને પરહેઝગાર હતા. જે જમાનામાં હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) આગ્રા તશરીફ લાવ્યા ત્યારે આપે હઝરતથી બૈયત કરી અને ખિદમતમાં હાજર થતા રહ્યા.

શૈખ હમીદ બંગાલી (રહ.)ની હઝરતથી સર્વ પ્રથમ મુલાકાત આપના મકાને જ થઈ હતી અને પહેલી જ મુલાકાતમાં હઝરતની નિગાહે ખાસ અને તવજ્જોહે બાતિનીની બરકતથી શૈખ હમીદ બંગાલીનો ઈનકાર એઅતિકાદમાં પરિવર્તન પામ્યો હતો અને હઝરતથી બૈઅત થઈને કમાલને દરજ્જે પહોંચ્યા હતા.

મોટે ભાગે શાહઝાદા ખુર્રમ (શાહજહાં)એ આપને જ હઝરત મુજદ્દિદ સાહેબ (રહ.)ની ખિદમતમાં મોકલ્યા હતા કે આપ 'સજદએ તઅઝીમી' કરી લો તો હું આપનો જામીન છું કે બાદશાહથી

આપને કોઈ કષ્ટ ન પહોંચશે. શાહજહાંના જમાનામાં પણ આગ્રાના મુફતી રહ્યા.

## ૧૧ મિર્ઝા અબ્દુર્રહીમ ખાનખાનાન

એમનો જન્મ લાહોરમાં હિ. સ. ૯૬૪માં થયો. પરવરીશ આગ્રામાં થઈ. મહાન આલીમોથી ઈલ્મ હાસિલ કર્યો. ગુજરાત પહોંચીને શેખ વજીહુદ્દીન અલવી ગુજરાતીથી પણ ઈલ્મ હાસિલ કર્યો.

અભ્યાસ પૂરો થયા પછી અકબર બાદશાહે એમને જહાંગીરના ઉસ્તાદ બનાવ્યા. ત્યાર પછી સતત તરક્કી કરતા રહ્યા. ગુજરાત, સિંધ તથા દક્ષિણના પ્રાંતો એમના જ હાથે ફતેહ થયા. 'ખાન-ખાનાન' (અમીરુલ ઉમ્રા) એમનો લકબ હતો.

અરબી, ફારસી, તુર્કી અને હિંદી એમ ચારેય ભાષાઓના જ્ઞાતા હતા. કવિતા લેખન, સાહિત્ય અને ઈતિહાસના વિશેષજ્ઞ હતા. 'તુઝકે બાબરી'નો તુર્કી ભાષામાંથી ફારસીમાં સર્વ પ્રથમ અનુવાદ હિ. સ. ૯૯૭માં એમણે જ કર્યો.

કિતાબોના વાચનનો એવો ભારે શોખ હતો કે જંગના મેદાનમાં, ઘોડાની પીઠ પર સવાર હોવાની હાલતમાં પણ કિતાબ હાથમાં રહેતી હતી. કહેવાય છે કે ગુસલ કરતી વેળા પણ ખાદિમ, કિતાબ ખોલીને હાથમાં પકડી રહેતો અને તેઓ વાંચતા રહેતા.

આલીમો, વિદ્વાનો અને સાહિત્યકારોનો આપને ત્યાં એટલો મેળો રહેતો કે બાદશાહ અથવા અમીરને ત્યાં પણ જોવા ન મળતો. હિંદુસ્તાન બલ્કે આખી દુનિયામાં આવો સર્વમુખી પ્રતિભા ધરાવનારો અમીર થયો નથી.

હિ. સ. ૧૦૩૬માં વફાત પામ્યા. દિલ્હીમાં હુમાયૂંના મકબરાની સામે દફન થયા. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના અગિયાર પત્રો એમના નામે છે.

## ૧૨ શૈખ અબ્દુલ વહહાબ બુખારી (રહ.)

આપ હઝરત મખ્દુમ જહાનિયાન જહાંગશ્ત (રહ.)ની ઔલાદ-માં હતા. દિલ્હીમાં પૈદા થયા. આલિમો અને મશાઈખથી ઈલ્મ હાસિલ કર્યો.

અકબરના શાસનકાળમાં અને જહાંગીરી દૌરના આરંભમાં દિલ્હીની હકૂમત પર નિયુક્ત હતા. હી. સ. ૧૦૬૦ પછી હિજાઝ તશરીફ લઈ ગયા. હજ્જ અને ઝિયારતથી મુશર્રફ થયા બાદ ફરી પાછા હિન્દુસ્તાન આવી ગયા.

## ૧૩ હકીમ અબ્દુલ વહહાબ

આપના નામે એક પત્ર નં. ૧૫૭ છે. વિશેષ માહિતી મળી નથી.

## ૧૪ મૌલાના અબ્દુલ વાહિદ લાહોરી

આપને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ બાતિની તર્બિયતના માટે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને સોંપ્યા હતા. આપ વિપુલ પ્રમાણમાં મુરાકિબહ અને ઈબાદત કરતા હતા.

□

'ઝુબ્દતુલ મકામાત'ના કર્તા મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે :

'એક દિવસે આપે મને પૂછ્યું કે શું જન્નતમાં નમાઝ ન હશે?! મેં કહ્યું કે: ન હશે. જન્નતમાં નમાઝ ક્યાંથી હોય! જન્નત તો આમાલના બદલાની જગા છે. આમાલ કરવાની જગા નથી. આપે આ જવાબ સાંભળીને એક ઠંડી આહ ભરી અને રડવા લાગ્યા અને હસરત ભરેલા લેહજામાં ફરમાવવા લાગ્યા: આહ! નમાઝ વગર જન્નતમાં કેમ રહેવાશે!'

□

આપે જ એમ પણ લખ્યું છે કે:

'આપે હઝરતને એક પત્રમાં લખ્યું હતું કે: ક્યારેક નમાઝમાં

સિજદાની હાલતમાં એવી કૈફિયત પેદા થાય છે કે સિજદાથી શિર ઉઠાવવાનું દિલ નથી ચાહતું !'

## ૧૫ શૈખ અબ્દુસ્સમદ સુલતાનપુરી

આપના નામે એક પત્ર નં. ૧૬૯ છે. વિશેષ માહિતી મળી નથી.

## ૧૬ શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)

હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)ની શખ્સીયત પરિચયની મોહતાજ નથી. હી. સ. ૯૫૮ માં દિલ્હીમાં પેદા થયા. પોતાના વાલિદ માજિદ હઝરત સૈફુદ્દીન કાદરી (રહ.)થી તાલીમ અને તર્બિયત મેળવી અને કુરઆન મજીદ હિફઝ કર્યું.

હી. સ. ૯૯૫માં આપ હજ્જ માટે ગયા. ત્યાં શૈખ અબ્દુલ વહાબ મુત્તકીથી ફૈઝ હાસિલ કર્યો. તે પછી દિલ્હી પાછા આવીને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બૈઅતનો શર્ફ હાસિલ કર્યો.

આપની લખેલી કિતાબોની સંખ્યા એકસો કરતાં પણ વિશેષ છે. શાહજહાનના શાસનમાં ૨૧ રબીઉલ અવ્વલ હી. સ. ૧૦૫૨ માં વફાત પામ્યા. દિલ્હી નજીક મેહરોલી નામના સ્થળે આપનો મઝારે મુબારક છે.

## ૧૭ શૈખ અબ્દુલ હય હિસારી (રહ.)

આપ હિસાર શાદમાન (અફઘાન ઇલાકા)ના મોટા આલિમ અને પરહેઝગાર હતા. શાદમાનથી હિન્દુસ્તાન આવીને પટનામાં નિવાસ કર્યો. ત્યાંથી આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થઈ બૈઅત થયા અને થોડાજ અરસામાં ઉચ્ચ મકામ હાસિલ કર્યો.

હઝરતની મોટા ભાગની ખિદમતો આપના હસ્તક હતી. ઘણા વરસ હઝરતની ખિદમતમાં રહીને ફૈઝ હાસિલ કર્યો. હઝરત

ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની ફરમાઈશથી મકતૂબાત શરીફના બીજા ભાગનું સંપાદન હી. સ. ૧૦૨૮માં આપે જ કર્યું.

ખિલાફત આપ્યા બાદ હઝરતે આપને પટના રવાના કર્યા. ત્યાં આપને ખૂબ મકબૂલિયત હાસિલ થઈ. હઝરતે આપના વિશે ફરમાવ્યું હતું કે આપ પટનાના કુતુબ છે. હી. સ. ૧૦૫૦માં હજ્જ માટે તશરીફ લઈ ગયા. હજ્જના માટે રવાનગી વખતે આપની ઉમર સાઠ વર્ષ લગભગ હતી. હી. સ. ૧૦૭૦માં વફાત થઈ.

## ૧૮ શૈખ અબ્દુલ હાદી ફારૂકી બદાયૂંની (રહ.)

આપ આલિમ, ફાઝિલ અને પોતાના મુલ્કના મશહૂર મશાઈખ પૈકી હતા. પ્રથમ આપે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થઈને બૈઅત ફરમાવી. હઝરત ખ્વાજાએ આપની તર્બિયત હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હવાલે ફરમાવી અને આપની જોડે સરહિંદ રવાના કર્યા.

આપે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની મુબારક સુહબતમાં લાંબો સમય રહીને ખૂબ ખૈરો બરકત હાસિલ કરી, તેમ જ ખિલાફતથી મુશર્રફ થયા.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ પોતાના પીરો મુરશિદ (રહ.)ને લખેલા પત્ર નં. ૧૪માં આપની બાતિની તરક્કીનો ઉલ્લેખ છે. આપનો ઈન્તેકાલ ૯, શા'બાનુલ મુઅઝ્ઝમ, હી. સ. ૧૦૪૦માં બદાયૂંનમાં થયો. ત્યાં ખુર્રમશાહના તકિયહમાં આપનો મઝાર શરીફ છે.

## ૧૯ ખ્વાજા અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખૂર્દ (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના નાના પુત્ર છે. આપ પોતાના મોટા ભાઈ ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલાં જેમનો પરિચય નં. ૩૩ માં આપેલો છે, તેમના કરતાં માત્ર ચાર માસ નાના હતા. બંને ભાઈઓની માતા અલગ હતી.

આપનો જન્મ ૬ રજબ, હી. સ. ૧૦૧૦ મુતાબિક ૪ ફેબ્રુઆરી ૧૬૦૨માં થયો. શિકલ, સૂરત અને સિરતમાં પોતાના વાલિદે બુઝુર્ગવારની હૂબહૂ તસવીર હતા.

આપ માત્ર બે વર્ષની ઉંમરના હતા ત્યારે હઝરત ખ્વાજા (રહ.)નો ઈન્તેકાલ થયો એટલે આપને પ્રાથમિક તાલીમ હઝરત ખ્વાજા હિસામુદ્દિન (રહ.)એ આપી. આપે શૈખ શાકિર મુહમ્મદ અને શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)થી પણ કિતાબો પઢી.

બંને ભાઈઓ જ્યારે નાના ધાવણા બાળકો હતા ત્યારે હઝરત ખ્વાજા (રહ.) એમને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં લાવ્યા અને ફરમાવ્યું કે એમના પર તવજ્જોહ કરો. હઝરત (રહ.)એ બંને પર એવી તવજ્જોહ ફરમાવી કે તેજ વેળા એ તવજ્જોહની અસર જાહેર થઈ. વધુ વિગત મક્તૂબ નં. ૨૬૬ માં જોઈ શકાય છે.

બંને જ્યારે બાલિગ (પુખ્ત વયના) થયા ત્યારે હઝરતની ખિદમતમાં હાજર થયા અને ત્યાં આપે બાતિની અને રૂહાની તાલીમની સાથે ઈલ્મે કલામ અને તસવ્વુફની ઉચ્ચકક્ષાની કિતાબો પણ હઝરતથી પઢી. હઝરતે આપને ખિલાફત પણ આપી.

હઝરત ખ્વાજા ખુર્દ (રહ.) કુરઆને કરીમના હાફિઝ હતા. આપે અનેક કિતાબો પણ લખેલી છે. આપના ત્રણ પુત્રો ખ્વાજા સલામુલ્લાહ, ખ્વાજા કલિમતુલ્લાહ અને ખ્વાજા બહાઉદ્દીનના નામો મળે છે.

આપના શાગિર્દોમાં હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના વાલિદે બુઝુર્ગવાર હઝરત શાહ અબ્દુર્રહીમ (રહ.) તેમજ હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના મોટા ભાઈ શૈખ અબૂર્રઝા મુહમ્મદનો પણ સમાવેશ થાય છે.

આપની વફાત બુધવાર, ૨૫ જમાદીલ ઉલા હી. સ. ૧૦૭૪

માં થઈ. આપનો મઝારે મુબારક આપના વાલિદે બુઝુર્ગવાર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની નજીક એ જ કબ્રસ્તાનમાં છે.

□

હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ (રહ.)થી એમના પિતાએ ફરમાવ્યું કે:

'હે વલીયુલ્લાહ! જ્યારે મારા મુરશિદ સૈયદ અબ્દુલ્લાહ સાહેબે ઈન્તેકાલ ફરમાવ્યો ત્યારે હું બીમાર હોવાથી જનાઝા સાથે જઈ શક્યો નહિ. તબિયત સુધર્યા પછી હું કબ્રસ્તાન ગયો અને ત્યાં પૂછપરછ કરી કે ફલાણા દિવસે ફલાણા બુઝુર્ગનો ઈન્તેકાલ થયો હતો તેમની કબર શરીફ ક્યાં છે? તો એક શખ્સે જે કબર બતાવી તે કબર પાસે જઈને હું કુરઆન શરીફ પઢવા બેસી ગયો. પરંતુ તે કબર તેમની ન હતી. જે કબરમાં આપ દફન થયેલા હતા તે કબરમાંથી (આપે) મને બુલંદ અવાજથી ફરમાવ્યું કે:

'અબ્દુર્રહીમ! મારી કબર આ છે!'

એ અવાજ સાંભળીને મેં ઊઠીને પેલી કબર તરફ જવાનો ઈરાદો કર્યો તો ફરી પાછું કબરમાંથી (આપે) ફરમાવ્યું કે:

'હે અબ્દુર્રહીમ! તે કબર પણ મુસલમાનની છે. ત્યાં કુરઆન શરીફ પઢીને પછી મારી કબરે આવો!'

જ્યારે મેં આપની કબર શરીફ પાસે કુરઆન શરીફ પઢવાનું શરૂ કર્યું તો તજ્વીદના લિહાઝથી અથવા ખરેખર કોઈક જગાએ ભૂલ થઈ જતી તો આપ તે જ વખતે કબરમાંથી ફરમાવતા કે:

'અબ્દુર્રહીમ! આ પ્રમાણે પઢવું જોઈએ!'

□

## ૨૦ મીર અબ્દુલ્લાહ

આપ મીર નુઅમાન (રહ.)ના પુત્ર છે. વધુ વિગત મળી નથી.

## ૨૧ મૌલાના અમાનુલ્લાહ લાહોરી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના કામિલ ખલીફા હતા. હી. સ. ૧૦૩૧માં હજ્જે બૈતુલ્લાહનો શૌક ગાલિબ થયો અને કંઈ પણ સરસામાન લીધા વગર પગપાળા હિજાજના પ્રવાસે ઉપડી ગયા.

હજ્જથી ફારિગ થઈને મદીના મુનવ્વરહ તશરીફ લઈ ગયા. તે પછી અંબિયા અલૈહિમુસ્સલામના મઝારે મુબારકોની ઝિયારતના માટે મિસર અને શામ ગયા અને ત્યાં જ આપનો ઈન્તેકાલ થયો.

## ૨૨ ખ્વાજા અમક

આપના નામે બે પત્રો નં. ૨૭ અને ૨૮ છે. વધુ વિગત મળી નથી.

## ૨૩ મુલ્લા મુહમ્મદ અમીન કાબુલી

મોટે ભાગે મૌલાના મુહમ્મદ અમીન બિન ખ્વાજા હુસૈની અલ હરવી સુમ્મ લાહોરી તરફ નિર્દેશ હોય એવું લાગે છે. આપ હિરાતમાં પૈદા થયા. ત્યાંથી કંદહાર આવ્યા. શૈખ ઝૈનુદ્દીન ખ્વાનીથી ઈલ્મ હાસિલ કર્યો. અકબરના શાસનકાળમાં હિન્દુસ્તાન આવ્યા. લાહોર નજીક મલિકપૂરમાં નિવાસ કર્યો. ૮૬ વર્ષની ઉંમરે ઈન્તેકાલ થયો.

## ૨૪ સૈયદ અમીન

આપના નામે પત્ર નં. ૨૮૮ છે. વધુ વિગત મળી નથી.

## ૨૫ મીરઝા અલી જાન

આપના નામે પત્ર નં. ૮૯ છે. વધુ વિગત મળી નથી.

## ૨૬ ખ્વાજા મુહમ્મદ અશરફ કાબુલી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખાસ લોકો પૈકી

હતા. હઝરતે આપને 'ફનાએ અતમ'ની ખુશખબર આપી અને આપે બાતિની સુલૂકની તકમીલ કરીને ખિલાફત મેળવી.

## ૨૭ મુલ્લા અહમદ બર્કી (રહ.)

'બર્ક' કાબુલ અને કંદહારના દરમિયાન એક શહેરનું નામ છે. આપ એ શહેરના જૈયદ ઉલમા પૈકી હતા. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના કેટલાક મકતૂબાત શરીફ આપને વાંચવા મળ્યા જેનાથી હઝરતના કમાલાતે બાતિનીનો અંદાજો લગાવ્યો અને આંતરિક જઝબાએ સરહિંદ શરીફ હાજર થવા માટે મજબૂર કર્યા. એટલે હઝરતની ખિદમતમાં હાજર થઈને હઝરતની ઈનાયતથી સરફરાઝ થયા. અને માત્ર એક જ અઠવાડિયામાં કમાલના દરજ્જે પહોંચી ગયા અને ખિલાફત મેળવીને વતન જવાની પરવાનગી મેળવી. આપ પોતાના પ્રદેશના 'કુતુબે મદાર' હતા. હઝરતે પત્ર નં. ૨૭૫માં આપને કુતુબિયતની બશારત ફરમાવેલી છે.

હીજરી ૧૦૨૬માં આપની વફાત થઈ. આપના ભાઈ શૈખ ઉસ્માન જ્યારે સરહિંદ શરીફ હઝરતની ખિદમતમાં હાજર થયા અને આપની વફાતની ખબર સાંભળી તો શૈખ ઉસ્માન બેઈખ્તિયાર થઈને ખૂબ રડવા અને વિલાપ કરવા લાગ્યા અને જમીન પર તડપવા લાગ્યા. લોકોએ તેમને રોકવા કર્યા પરંતુ હઝરતે ફરમાવ્યું :

'એમને રોકશો નહિ. શૈખ અહમદની વફાત પર આસમાન અને જમીન રડે છે. એમનો ભાઈ રડે છે તો એને શા માટે રોકો છો!'

કેટલાક લોકોને આ વાતથી નવાઈ લાગી તો હઝરતે ફરમાવ્યું :

'શૈખ (અહમદ) એવા વલી હતા કે ન લોકોએ એમને ઓળખ્યા અને ન શૈખે પોતાને વલી જાણ્યા.'

## ૨૮ સૈયદ અહમદ બજવાદી (રહ.)

સૈયદ અહમદ બિન ઈલ્યાસ હુસૈની બજવાદી (બજવાદા સરહિંદ નજીક છે.) ઈલ્મે શરીઅત અને તરીકતના જામેઅ હતા. શૈખ અલ્લાહદાદ લાહોરી અને પોતાના વાલિદથી દર્સી કિતાબો પઢી. હી સ. ૧૦૦૧માં શિક્ષણ પૂર્ણ કરીને દર્સ-તદરીસ (અધ્યયન-અધ્યાપન) અને ઈરશાદ અને તલકીનમાં મશગૂલ થયા. આપને અફઘાનોમાં ઘણી મકબૂલિયત પ્રાપ્ત થઈ. જહાંગીરે આપને આદાબ છોડવાના ગુનામાં ત્રણ વરસ સુધી ગ્વાલિયરના કિલ્લામાં કેદ રાખ્યા. છેવટે ખાન જહાન લોદીની સિફારીશથી મુક્તિ મળી. તેઓ તેમને પોતાની સાથે દક્ષિણ ભારતમાં લઈ ગયા. કેટલોક સમય બુર્હાનપુરમાં રહ્યા. હી. સ. ૧૦૨૭માં આગ્રા ગયા.

## ૨૯ સૈયદ અહમદ કાદરી

આપ જહાંગીર બાદશાહના શાસન કાળમાં 'સદારતે કુલ' (ગવર્નર જનરલ)ના હોદ્દા પર નિયુક્ત હતા.

## ૩૦ મુલ્લા ઐયૂબ મુહતસિબ

આપના નામે પત્ર નં. ૨૪૩ છે. વધુ વિગત મળી નથી.

## ૩૧ શૈખ ઈદ્રીસ સામાની

આપના નામે પત્ર નં. ૨૫૩ છે. વધુ વિગત મળી નથી.

## ૩૨ મીર્ઝા ઈરજ

આપ મિર્ઝા અબ્દુર્રહીમ ખાન ખાનાનના પુત્ર છે. સિંધના વિજય વખતે પિતા સાથે યુદ્ધમાં શરીક હતા. થઠ્ઠાના હાકિમ હાજી બૈગની પુત્રી જોડે શાદી થઈ. જહાંગીરે આપને 'શાહ નવાઝ ખાન'નો ખિતાબ આપ્યો.

## ૩૩ ખ્વાજા ઉબૈદુલ્લાહ ઉર્ફે ખ્વાજા કલાં (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મોટા પુત્ર છે.

૧, રબીઉલ અવ્વલ, હી. સ. ૧૦૧૦ મુતાબિક ૧૩, નવેમ્બર, ૧૬૦૧ ઈ. સ. માં અસર વખતે પૈદા થયા. હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ આપનું નામ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (રહ.)ના નામ પર પાડ્યું.

આપ તથા આપના નાના ભાઈ ખ્વાજા અબ્દુલ્લાહ ઉર્ફે ખ્વાજા ખુર્દ બંને જ્યારે નાના ધાવણા બાળકો હતા ત્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પાસે તવજ્જોહ અપાવી જેની અસર તે જ વેળા જાહેર થઈ.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ઈન્તેકાલ વખતે આપની ઉમર માત્ર બે વરસ અને ચાર માસ હતી. એટલે ખ્વાજા હિસામુદ્દીન (રહ.)એ આપની પરવરીશ કરી.

ઉચ્ચ તાલીમ અને તર્બિયત હાસિલ થયા બાદ આપને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં મોકલવામાં આવ્યા જ્યાં આપે તરીકએ નકશબંદીયહમાં કમાલ હાસિલ કરીને ખિલાફત મેળવી.

આપની એક સાહબઝાદીની શાદી હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના સૌથી નાના પુત્ર હઝરત શાહ મુહમ્મદ યહયા (રહ.)થી થઈ. આપ જાહેરી અને બાતિની બંને ઉલૂમના આલિમ હતા. આપે કિતાબો પણ ઘણી લખેલી છે.

૧૮, જમાદીલ ઉલા, હી. સ. ૧૦૭૩માં આપનો ઈન્તેકાલ થયો. આપની કબ્ર શરીફ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની કબર નજીક, દિલ્હીમાં છે.

### ૩૪ શૈખ કબીર

મોટે ભાગે કબીર બિન શૈખ મુનવ્વર લાહોરી તરફ નિર્દેશ છે. આપે ફૈઝી સાથે નિકટનો સંપર્ક સાધીને અકબરના દરબારમાં સ્થાન મેળવ્યું હતું.

## ૩૫ મુલ્લા મુહમ્મદ કુલીજ ખાન (રહ.)

તુર્કી ભાષામાં સિંહને 'કુલીજ' કહે છે. આપ 'કુલીજ ખાન અંદજાની' ના નામે જાણીતા હતા. હી. સ. ૯૮૦, ઈ. સ. ૧૫૭૨માં અકબર બાદશાહે સુરતનો કિલ્લો જીતીને કુલીજ ખાનને દેખરેખ માટે સોંપી દીધો. કેટલાંક વર્ષો પછી ગુજરાતના હાકિમ બનાવ્યા. તે પછી પોતાના વઝીર બનાવ્યા. જુદા જુદા સમયે લાહોર, કાબૂલ, આગ્રા, માળવા અને પંજાબનો વહીવટ પણ એમને સોંપવામાં આવ્યો હતો.

જહાંગીરના શાસન કાળમાં પ્રથમ ગુજરાતના અને તે પછી પંજાબ તેમ જ કાબુલના હાકિમ બનાવવામાં આવ્યા. મા'કૂલ અને મનકૂલના માહિર હતા. દર્સ અને ઈફાદહમાં (અધ્યાપન-અધ્યયનમાં) મશગૂલ રહેતા હતા. જ્યારે લાહોરમાં હતા ત્યારે દરરોજ એક દારુલ ઉલૂમમાં જઈને ફિકહ, હદીસ શરીફ અને તફસીરનો દર્સ આપતા હતા. મતલબ કે શસ્ત્ર અને શાસ્ત્ર બંનેમાં નિપુણ હતા.

એંસી કરતાં વધારે વરસની ઉંમરે જહાંગીરના સમયમાં હી. સ. ૧૦૨૩માં વફાત થઈ.

આપના મોટા ભાગના પુત્રોએ 'અમીર'નું પદ પ્રાપ્ત કર્યું. આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના બિરાદરે નિસ્બતી (સાળા) હતા.

## ૩૬ કુલીચલ્લાહ ખાન

આપ મુહમ્મદ કુલીજ ખાનના પુત્ર છે અને જહાંગીરી દૌરના અમીર હતા.

## ૩૭ મુસ્તફન કસ્બાના કાઝી

આપના નામે પત્ર નં. ૧૪૦ છે પરંતુ ચોક્કસ કઈ વ્યક્તિ છે એની માહિતી મળતી નથી.

## ૩૮ મુલ્લા કાસિમ અલી બદખ્શી (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બૈઅત હતા પરંતુ હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ એમની તર્બિયત હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને હવાલે કરી હતી. આપ ઘણા વર્ષો સુધી ખાનકાહે મુજદ્દિદીમાં રહ્યા અને ફૈઝ હાસિલ કરતા રહ્યા. ખુદ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ આપની રૂહાની તરક્કી વિશે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને લખેલા પત્ર નં. ૧૧માં આ પ્રમાણે ફરમાવેલું છે :

> 'એવું જણાય છે કે મૌલાના કાસિમ અલીને "મકામે તકમીલ"થી હિસ્સો હાસિલ છે.'

## ૩૯ કૌચક બૈગ હિસારી

આપના નામે પત્ર નં. ૨૦૧ છે. વધુ વિગત મળી નથી.

## ૪૦ હાજી ખિઝર ખાન અફગાન (રહ.)

આપનો જન્મ સરહિંદ શરીફ નજીક બેહલૂલ કસ્બામાં થયો હતો. આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના વાલિદ માજિદની સુહબતથી પણ મુશર્રફ થયા હતા.

યુવાનીમાં આપે ખૂબ પ્રવાસ કર્યો. હિજાઝ, અરબ અને બૈતુલ મુકદ્દસની ઝિયારત પણ કરી. અસંખ્ય મશાઈખ અને ફકીરોની ખિદમતમાં હાજર થયા પરંતુ કયાંય સંતોષ ન થયો. આખરે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં આપના દિલને આરામ અને સુકૂન પ્રાપ્ત થયા. અને ઉચ્ચ મકામોથી મુશર્રફ થયા. હઝરતે આપને ખિલાફત પણ આપી.

આપ ખુશ ઈલ્હાની સાથે અઝાન આપતા હતા. જ્યાં સુધી આપ હઝરતની ખિદમતમાં રહ્યા ત્યાં સુધી બીજો કોઈ અઝાન આપી શકતો ન હતો. મોટે ભાગે આપ આખી રાત રુદન અને

અશ્રુવહનમાં વિતાવી દેતા હતા. આપના મર્તબા વિશે હઝરત ફરમાવે છે કે :

'મેં એક દિવસે ઈબ્લીસ (શૈતાન)ને જોયો. મેં તેને પૂછ્યું કે મારા દોસ્તોમાં એવો કોણ છે જેના પર તું ખૂબ જ ઓછો કાબૂ મેળવી શકે છે?

તેણે કહ્યું : 'હાજી ખિઝર.'

આપ હઝરતના આશિક અને શયદા હતા. હઝરતના ઈન્તેકાલની ખબર સાંભળી તો તરત જ બેહોશ થઈને ઢળી પડયા. અને તે પછી ઘણી ટૂંક મુદ્દતમાં આપનો પણ ઈન્તેકાલ થયો.

## ૪૧ ખિઝર ખાન લોદી

આપના નામે પત્ર નં. ૯૪ છે. વધુ વિગત મળી નથી.

## ૪૨ ગુલામ મુહમ્મદ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હકીકી ભાઈ છે. વધુ વિગત મળી નથી.

## ૪૩ જા'ફર બૈગ નિહાની (રહ.)

આપ મિર્ઝા બદીઉઝ્ઝમાનના સાહબઝાદહ હતા. તીવ્ર બુદ્ધિશાળી અને બાકમાલ ઈન્સાન હતા. હી. સ. ૯૮૫ માં ઈરાકથી હિંદુસ્તાન આવ્યા. અકબર બાદશાહે 'દ્વિ-હઝારી'નો હોદ્દો અને 'આસિફ-ખાન'નો ખિતાબ આપ્યો. જહાંગીરના જમાનામાં 'પાંચ-હજારી' નો હોદ્દો આપવામાં આવ્યો. હી. સ. ૧૦૨૧માં બાલાઘાટ નામના સ્થળે અવસાન થયું.

## ૪૪ જબ્બારી ખાન (રહ.)

જબ્બારી ખાન યા જબ્બારી બૈગ નામના એક શખ્સ છે. જેઓ મજનૂન ખાન તાકશાલના સાહબ ઝાદહ અને હઝરત

મીર્ઝા મઝહરે જાનેજાનાન (રહ.)ના પૂર્વજો પૈકી હતા. મજનૂન ખાનના ઈન્તેકાલ પછી જબ્બારી ખાન સરદાર બન્યા. એમના ચાચા બાબા ખાન પણ સરદારીના કાર્યો સંભાળતા હતા.

મકતૂબાત શરીફથી અનુમાન થાય છે કે જબ્બારી ખાન કોઈક મોટા હોદ્દા ઉપર હતા ત્યારે જ તો હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ લખ્યું છે કે :

> 'તમારી પાસે મોકલાવેલ વ્યક્તિ (મિયાં શેખ મુસ્તફા)ની સિફારીશ સદરેઆ'ઝમ સમક્ષ ઘણી સારી રીતે કરશો.'

### ૪૫ જમાલુદ્દીન (રહ.)

મોટે ભાગે અલ્લામા જમાલુદ્દીન તલવી લાહોરી તરફ નિર્દેશ છે જેઓ મશહૂર મુદર્રીસ (અધ્યાપક) હતા. એમના સમકાલિનોમાં એમની સમકક્ષ બીજો કોઈ મુદર્રીસ ન હતો. કુરઆન મજીદના હાફિઝ હતા. દૂર દૂરથી લોકો આપની પાસે જ્ઞાન સંપાદન કરવા માટે આવતા હતા.. તમામ વિદ્યાઓના નિષ્ણાત હતા. ફૈઝીએ પણ આપથી લાભ ઉઠાવ્યો હતો.

### ૪૬ ખ્વાજા જમાલુદ્દીન હુસૈન બદખ્શી કોલાબી (રહ.)

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા તેમ જ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના પીરભાઈ, હઝરત ખ્વાજા મિર્ઝા હિસામુદ્દીન અહમદ ઉર્ફે હઝરત ખ્વાજા અબરાર (રહ.)ના સાહબ. ઝાદહ, હઝરત ખ્વાજા જમાલુદ્દીન હુસૈન બદખ્શી કોલાબી છે.

હઝરત ખ્વાજા હિસામુદ્દીન (રહ.)એ આપને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં મોકલ્યા હતા. અને આપે હઝરતથી તર્બિયત હાસિલ કરી હતી.

### ૪૭ ખ્વાજા જહાન (રહ.)

આપનું મૂળ નામ દોસ્ત મુહમ્મદ છે. આપનો લકબ ખ્વાજા

જહાન હતો. કાબુલના રહેવાશી હતા. બાદશાહ જહાંગીરે આપની સાહબઝાદી જોડે શાદી કરી ત્યારે આપને ઉચ્ચ હોદ્દો અને 'ખ્વાજા જહાન'ના ખિતાબથી નવાઝવામાં આવ્યા.

પોતાના હોદ્દાની ફરજો ખૂબ જ પ્રમાણિકતાથી અદા કરતા હતા. ખૂબ જ મુત્તકી અને પરહેઝગાર હતા. ફજરની નમાઝ બાદ આપની મજલિસમાં મૌલાના રૂમ (રહ.)ની મશનવી શરીફ પઢવામાં આવતી હતી. હી. સ. ૧૦૨૯ માં વફાત થઈ.

### ૪૮ શૈખ ઝકરીયા (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના સસરા શૈખ સુલતાનના ભાઈ છે.

### ૪૯ શૈખ તાજુદ્દીન ઉર્ફે શૈખ આગાહ મિયાં (રહ.)

આપ સંભલ (જિ. મુરાદાબાદ)માં પેદા થયા. વિદ્યા પ્રાપ્તિ પછી શૈખે તરીકતની તલાશમાં વિવિધ શહેરોમાં પહોંચ્યા.

અજમેર શરીફમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ની રૂહાનિયતથી ચિશ્તીયહ તરીકાની તલકીન હાસિલ કરી.

તે પછી નાગોરમાં શૈખ હમીદુદ્દીન (રહ.)ની રૂહાનિયતથી ફૈઝ હાસિલ કર્યો.

તે પછી ગઢમકતીસર (જિ. મેરઠ)ના શૈખ અલ્લાહ બખ્શ શત્તારીની ખિદમતમાં રહીને તરીકએ ઈશ્કિયહ, કાદિરીયહ, ચિશ્તીયહ અને મદારિયહની ઈજાઝત હાસિલ કરી.

તે પછી આપને શૈખ નજમુદ્દીન કુબ્રા (રહ.)ની રૂહાનિયતથી તરીકએ કુબ્રવિયહની ઈજાઝત હાસિલ થઈ.

તે પછી આપે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં રહીને નકશબંદી તરીકાની ખિલાફત હાસિલ કરી.

મોટે ભાગે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના સૌથી પ્રથમ ખલીફા આપ જ છે.

આપે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં લગભગ ૧૦ વરસ વિતાવ્યા.

હઝરત ખ્વાજા (રહ.)ના ઈન્તેકાલથી આપને એવો તીવ્ર આઘાત લાગ્યો કે આપ પ્રવાસમાં નીકળી પડ્યા. બસરા પહોંચ્યા તો ત્યાંનો હાકિમ પણ આપથી બૈઅત થયો. પછી મક્કા મુકર્રમામાં વસવાટ કર્યો. ત્યાં અસંખ્ય ઉલમા, મશાઈખ અને અન્ય લોકોએ આપથી ફૈઝ પ્રાપ્ત કર્યો.

આપે કેટલીક કિતાબો પણ લખેલી છે.

૯૯ વર્ષની ઉમરે ૧૮, જમાદીલ ઉખા, હી. સ. ૧૦૫૦ માં વફાત થઈ અને મક્કાના પહાડ કૈકઆનની તળેટીમાં દફન થયા.

### ૫૦ મુહમ્મદ તાલિબ

આપના નામે પત્ર નં. ૨૩૭ છે. વધુ વિગત મળી નથી.

### ૫૧ મુલ્લા તાહિર બદખ્શી (રહ.)

આપ બદખ્શાંના રહેવાશી હતા અને ફોજમાં નોકરી કરતા હતા. એક વેળા ખ્વાબમાં હુઝૂર (સલ.) તેમ જ હ. અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની ઝિયારત થઈ. હુઝૂર (સલ.)એ આપને ફકીરી ધારણ કરવાનો આદેશ આપ્યો અને હઝરત સિદ્દીક (રદિ.)એ આપને ખિર્કહ પહેરાવ્યો.

આપ નોકરી છોડી ચાલી નીકળ્યા અને હિંદુસ્તાન આવી હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી બૈઅત થયા. આપના પોતાના ઈરશાદ પ્રમાણે બે મહિનામાં તો આપના અહવાલ એ કક્ષાએ પહોંચી ગયા કે આપને પ્રત્યેક પળે હુઝૂર (સલ.)ની ઝિયારત થતી હતી અને એક પળ માટે પણ ગાયબ થતા ન હતા. આ અહવાલ લગભગ બેથી ત્રણ માસ રહ્યા.

કમાલાત હાસિલ થઈ ગયા બાદ હઝરતે આપને ખિલાફત

આપી જોનપુર રવાના કર્યા. જોનપુરમાં જ હીજરી ૧૦૪૭માં ઈન્તેકાલ થયો અને ત્યાં જ દફન થયા.

## ૫૨ મુલ્લા મુહમ્મદ તાહિર લાહોરી (રહ.)

આપ પણ હઝરતના મહાન ખલીફાઓ પૈકીના એક હતા. હઝરતે આપને નકશબંદી, કાદરી અને ચિશ્તી એમ ત્રણે સિલસિલાની ઈજાઝત ઈનાયત ફરમાવીને લાહોર રવાના કર્યા હતા. ત્યાં બેશુમાર લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો.

આપ પોતાના પ્રદેશના 'કુતુબ' હતા. આપ મહાન આલિમ પણ હતા. હઝરતના સાહબજાદાઓને આપે તાલીમ આપી હતી.

છાપન વર્ષની ઉંમરે, ૨૦ મુહર્રમ, હીજરી ૧૦૪૦માં લાહોરમાં આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ દફન થયા.

## ૫૩ મુલ્લા દાઉદ (રહ.)

આપ પણ હઝરતના ખલીફા હતા. વધુ વિગત મળી નથી.

## ૫૪ મીર્ઝા દારાબ ખાન

આપ મીર્ઝા અબ્દુર્રહીમ ખાન ખાનાનના પુત્ર, ખૂબ જ લાયક અને અનેક ખૂબીઓથી આભૂષિત હતા. જહાંગીરે આપને 'એક હઝારી'નો હોદ્દો આપીને વરાડ અને અહમદનગરના સુબાના હાકિમ બનાવ્યા. પરંતુ શાહજાદા શાહજહાને જે બગાવત કરી હતી તેમાં મીર્ઝા દારાબ ખાનનો પણ હાથ હોવાની શંકા પરથી, જહાંગીરના હુકમથી, હી. સ. ૧૦૩૪માં મહાબત ખાને આપને કતલ કરી નાંખ્યા. એ વખતે આપની ઉંમર માત્ર ૩૯ વર્ષની હતી.

## ૫૫ શૈખ દુર્વેશ

આપ પણ સલતનતના અમીર હોય એવું જણાય છે કારણ કે આપના નામે જે ત્રણ પત્રો છે તેમાં કોઈ ન કોઈ માટે સિફારીશ કરવામાં આવેલી છે.

## ૫૬ શૈખ નિઝામુદ્દીન થાનેસરી (રહ.)

શૈખ નિઝામુદ્દીન ફારૂકી ઈબ્ને શૈખ અબ્દુરશકુર ફારૂકી (રહ.) સિલસિલએ ઈમ્દાદીયહ, સાબિરીયહ, ચિશ્તીયહના અકાબીરે તરીકત પૈકી હતા. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) જોડે આપને ઘણા સારા સંબંધો હતા.

આપ હઝરત શૈખ જલાલુદ્દીન થાનેસરી (રહ.)ના ભત્રીજા, જમાઈ, મુરીદ અને ખલીફા હતા. શાહઝાદા ખુર્રમની સહાય કરવાના કારણે બાદશાહ જહાંગીર આપથી નારાઝ થયા હતા એટલે આપે બલ્ખમાં વસવાટ કર્યો હતો.

હઝરત શૈખ અબૂ સઈદ ગંગોહી (રહ.) આપના જ ખલીફા હતા. એ ઉપરાંત અનેક આલિમો અને મશાઈખે પણ આપથી ફૈઝ હાસિલ કર્યો. આપે ઘણી કિતાબો પણ લખેલી છે.

૮, રજબ, હી. સ. ૧૦૨૪માં વફાત થઈ. મઝારે મુબારક બલ્ખમાં છે.

## ૫૭ સૈયદ નિઝામ (રહ.)

મોટે ભાગે સૈયદ નિઝામ મુર્તુઝા ખાન તરફ નિર્દેશ છે. આપ મીરાન સદ્ર જહાન હુસૈની નિહાનીના નાના પુત્ર હતા. પિતાએ આપને ઘણી સરસ તાલીમ અને તર્બિયત આપી.

વિદ્યા પ્રાપ્તિ પછી શાહી નોકરીમાં ઘણા ઊંચા સ્થાને પહોંચ્યા. મહાબત ખાને આપને 'મુર્તુઝાખાન'નો ખિતાબ આપીને ઠલમૂ અને બસાનના મોરચે રવાના કર્યા જેને આપે જીતી લીધા. તે પછી એ જ ઈલાકામાં ઈઝઝતની જિંદગી વિતાવી.

## ૫૮ મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી, કશ્મી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના અગ્રેસર ખલીફાઓ

પૈકીના એક છે. મકતૂબાત શરીફના પ્રથમ ભાગમાં ૧૬ જેટલા પત્રો આપના નામે છે.

આપનો જન્મ સમરકંદમાં હી. સ. ૯૯૭માં થયો હતો. બચપનથી જ આપમાં દુર્વેશીના લક્ષણો દેખાતાં હતા. ઘણા બુઝુર્ગોથી ફૈઝ હાસિલ કર્યા બાદ છેવટે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં દિલ્હી આવ્યા અને નકશબંદી સિલસિલામાં દાખલ થયા.

હઝરત ખ્વાજા (રહ.)એ જ્યારે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને ખિલાફત આપી ત્યારે પોતાના તમામ મુરીદોને પણ આપના હવાલે કર્યા. મીર મુહમ્મદ નુઅમાન (રહ.)ને પણ હઝરતની ખિદમતમાં રહેવાનો હુકમ ફરમાવ્યો. આપ ઘણો લાંબો સમય સરહિંદ શરીફમાં હઝરતની ખિદમતમાં રહ્યા. હઝરતે આપને ખિલાફત આપીને બુર્હાનપુર મોકલ્યા. ઘણો સમય ત્યાં રહ્યા બાદ આગ્રા ગયા. ત્યાં જ ૧૮ સફરૂલ મુઝફ્ફર, હી. સ. ૧૦૫૮માં વફાત થઈ.

## ૫૯ શૈખ નૂર મુહમ્મદ પટની (રહ.)

આપ પણ હઝરતના અગ્રેસર ખલીફાઓ પૈકી એક છે. હઝરતથી બૈઅત થયા બાદ ખૂબ જ ટૂંક મુદ્દતમાં ઘણી વિસ્મયકારક બાતિની તરક્કી કરી.

તે વેળા હઝરતે પોતાના પીર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ને લખેલા પત્ર નં. ૧૧ માં શૈખ નૂર મુહમ્મદની તરક્કીઓનો વિસ્તૃત ઉલ્લેખ કરેલો છે.

ખિલાફત આપ્યા બાદ હઝરતે આપને પટના રવાના કર્યા. ત્યાં ઘણાં લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો.

## ૬૦ મિર્ઝા ફતહુલ્લાહ ખાન હકીમ શીરાઝી (રહ.)

આપ શીરાઝના વતની હતા. અકબર બાદશાહના ઝમાનામાં

હિન્દુસ્તાન આવ્યા. આપને ઈન્આમો અને ઈકરામોથી નવાઝવામાં આવ્યા. કેટલોક સમય હિન્દુસ્તાનમાં રહીને પોતાના વતન પાછા ચાલી ગયા અને શીરાઝમાં જ વફાત થઈ.

ક્લામુલ્લાહની તફસીર પણ લખી હતી. મુફતી અબ્દુસ્સલામ લાહોરીના ઉસ્તાદ હતા.

## ૬૧ નવાબ શૈખ ફરીદ મુર્તઝા ખાન બુખારી, દહેલ્વી (રહ.)

હઝરતના મકતૂબાત શરીફના પ્રથમ ભાગમાં સૌથી વધારે, પત્રો આપના નામે છે! આપનો નસબ ૨૭ પેઢીએ હુઝૂર (સલ.) સુધી પહોંચે છે.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખાનકાહનો ઘણો ખરો ખર્ચ આપ જ ચૂકવતા હતા. અકબર બાદશાહના દરબારમાં 'મીર બખ્શીગીરી'નો હોદ્દો ધરાવતા હતા.

જહાંગીર બાદશાહ થયો તો તેણે આપને 'સાહબે સૈફો કલમ' (તલવાર અને કલમના ધણી)નો ખિતાબ આપ્યો. ઉપરાંત 'મુર્તઝા ખાન'નો લકબ આપ્યો અને પ્રથમ ગુજરાતના અને તે પછી પંજાબના હાકિમ બનાવ્યા.

એમના દરવાજેથી કોઈ માંગનારો ખાલી હાથે પાછો ફરતો ન હતો. એમના દસ્તરખાન પર દરરોજ પંદરસો માણસો ભોજન કરતા હતા.

ગુજરાતમાં કેટલીયે ઈમારતો એમની યાદગાર છે. અમદાવાદમાં શૈખ વજીહુદ્દીન અલવી ગુજરાતી (રહ.)ના મકબરા નજીક આવેલી જામેઅ મસ્જિદ આપની જ યાદગાર છે.

દિલ્હી નજીક 'ફરીદાબાદ' શહેર એમનું જ વસાવેલું છે.

હી. સ. ૧૦૨૫માં વફાત થઈ. દિલ્હીમાં મનસૂરના મકબરા નજીક, ચિરાગ દેહલીના રસ્તે, આપનો મઝાર છે.

### ૬૨ શૈખ ફરીદ રાનહોની

આપના નામે પત્ર નં. ૨૮૯ છે. વધુ વિગત મળી નથી.

### ૬૩ મૌલાના ફૈઝુલ્લાહ પાનીપતી

આપના નામે પત્ર નં. ૩૦૮ છે. વધુ વિગત મળી નથી.

### ૬૪ મૌલાના બદરુદ્દીન સરહિંદી (રહ.)

આપ પણ હઝરતના અગ્રેસર ખલીફાઓ પૈકી એક છે. બલકે હઝરત આપને પોતાના અયાલ (કુટુંબીજન) તરીકે ગણતા હતા. હઝરતથી બૈઅત થયા ત્યારે આપની ઉમર માત્ર ૧૫ વર્ષની હતી. આપે લગભગ ૧૭ વર્ષ સુધી હઝરતની ખિદમતે મુબારકમાં રહીને ફૈઝ હાસિલ કર્યો.

એક દિવસે એક જ રાતમાં હુઝૂર (સલ.)એ ચાર વખત પોતાની ઝિયારતથી આપને મુશર્રફ ફરમાવ્યા હતા.

નકશબંદી બુઝુર્ગોના હાલાત વિશે આપે બે દળદાર ગ્રંથોમાં લખેલી કિતાબ 'હઝરાતુલ કુદ્સ' ખૂબ જ સુવિખ્યાત છે. એ ઉપરાંત પણ આપે બીજી અનેક કિતાબો લખેલી છે.

### ૬૫ મિર્ઝા બદીઉઝ્ઝમા (રહ.)

આપ મુલ્લા દૌલતદારના સાહબઝાદા અને શૈખ શિહાબુદ્દીન સુહરવર્દી (રહ.)ની ઓલાદમાંથી હતા. મુલ્લાએ તસવ્વુફમાં પોતાના ચાચા શૈખ નજીબુદ્દીન સુહરવર્દી (રહ.)થી ફૈઝ હાસિલ કર્યો હતો. મિર્ઝાની એક પુત્રીના લગ્ન ઈરાદતખાન મીર ઈસ્હાક શાહજહાંનીની સાથે થયા હતા.

### ૬૬ શૈખ બદીઉદ્દીન સહારનપુરી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના અગ્રેસર ખલીફા છે. ખિલાફત મેળવ્યા બાદ આપ પોતાના વતન સહારન-

પુર તશરીફ લઈ ગયા અને તાલિબાને મા'રિફતની ઈસ્લાહ તેમ જ તર્ગીયતમાં મશગૂલ થયા.

તે પછી હઝરતના હુકમથી આપે આગ્રામાં પણ કેટલોક વખત વસવાટ કર્યો હતો. પચાસ વર્ષની ઉંમરે કુરઆન શરીફ હિફ્ઝ કર્યું.

હીજરી ૧૦૪૨માં પોતાના વતન સહારનપુરમાં ઈન્તેકાલ થયો.

## ૬૭ હાફિઝ શેખ બહાઉદ્દીન સરહિંદી (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ભત્રીજા છે. હઝરતના ઈન્તેકાલ બાદ આપે જ હઝરતને ગુસલ આપ્યું હતું.

## ૬૮ બહાદુર ખાન (રહ.)

આપનું મૂળ નામ અબ્દુલગની હતું. તુરાનના બુઝુર્ગઝાદહ છે. અબ્દુલ મોમિન ખાનના જમાનામાં મસ્હદના હુકમરાન (શાસક) રહ્યા. અબ્દુલ મોમિનના ઈન્તેકાલ બાદ હિન્દુસ્તાન આવ્યા. અકબરે યોગ્ય હોદ્દો આપ્યો. જહાંગીરે 'ત્રણ હઝારી'નો હોદ્દો અને 'બહાદુર ખાન'નો ખિતાબ આપ્યો.

## ૬૯ સૈયદ બાકિર અલી સારંગપૂરી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા હતા. વધુ વિગત મળી નથી.

## ૭૦ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના પીરો મુરશિદ છે. આપનું મૂળ નામ રઝીયુદ્દીન મુહમ્મદ બાકી છે પરંતુ 'હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ' અથવા 'હઝરત ખ્વાજા બેરંગ'ના નામે મશહૂર છે.

આપનો જન્મ હી. સ. ૯૭૧ મુતાબિક ઈ. સ. ૧૫૬૩માં કાબુલમાં થયો હતો. માત્ર આઠ વર્ષની ઉંમરમાં તો કુરઆન

મજીદ હિફ્ઝ કરી લીધું. ત્રીસ વર્ષની ઉંમરમાં તો કમાલે ઈલ્મી હાસિલ કરીને અહલે ઈલ્મમાં શોહરત હાસિલ કરી લીધી.

જોકે વિવિધ બુઝુર્ગોના ફૈઝથી આપ તસવ્વુફ અને રૂહાનિયતના ઉચ્ચ દરજ્જાઓ સુધી પહોંચી ગયા હતા છતાં હઝરત ખ્વાજા અમકંગી (રહ.)ની ખિદમતમાં હાજર થઈને બૈઅત થયા અને હઝરત ખ્વાજા અમકંગી (રહ.)એ માત્ર ત્રણ દિવસમાં આપને મંઝિલે મકસૂદ સુધી પહોંચાડીને ખિલાફતનો ખિર્કહ અતા ફરમાવ્યો અને હિંદુસ્તાન જવા માટે હુકમ ફરમાવ્યો.

આપે હિંદુસ્તાન આવી પ્રથમ લાહોરમાં અને તે પછી દિલ્હીમાં મુકામ કર્યો. જોકે આપ દિલ્હી આવ્યા બાદ માત્ર પાંચ-છ વર્ષ હયાત રહ્યા પરંતુ એ ટૂંકા ગાળામાં પણ હઝારો ઈન્સાનો આપથી ફૈઝયાબ થયા.

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) જેવા મહાન બુઝુર્ગ જેમના મુરીદ અને ખલીફા હોય તેમની મહાનતાનો કોઈ શું અંદાઝો લગાવી શકે? આપની માત્ર એક જ તવજ્જોહથી એક ભઠિયારાના શરીર, રૂપ, રંગ અને ફૂર્ક વિલાયત સુધ્ધાં હઝરત ખ્વાજા (રહ.)ના સમાન થઈ ગયા હતા!

હી. સ. ૧૦૧૨માં માત્ર ૪૦ વર્ષની યુવાન વયે આપનો ઈન્તેકાલ થયો. મઝારે મુબારક દિલ્હીમાં છે.

મકતૂબાત શરીફના પ્રથમ ભાગમાં હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ આપના નામે લખેલા વીસ પત્રો છે.

### ૭૧ મનસૂર અરબ

આપના નામે બે પત્રો નં. ૧૮૫ અને નં. ૧૯૬ છે. વધુ વિગત મળી નથી.

### ૭૨ મહમૂદ પહેલવાન

આપના નામે ત્રણ પત્રો નં. ૮૭, ૮૮ અને ૧૯૭ છે. વધુ વિગત મળી નથી.

## ૭૩ સૈયદ મહમૂદ (રહ.)

મોટે ભાગે સૈયદ મહમૂદ બારહા તરફ નિર્દેશ હોવાનું જણાય છે. આપ સાદાતે બારહાથી છે. સંભલ વતન હતું. શુજાઅત અને સખાવતમાં મશહૂર હતા. અકબરે 'પાંચ હઝારી'ના હોદ્દાથી નવાઝયા.

એક વખતે કોઈએ મઝાકમાં આપથી કહ્યું કે આપ સાદાત હોવાનું જણાતું નથી. આપ એ જ વખતે, મલંગ અને ફકીરો ધૂણી માટે જે આગ સળગાવે છે તેમાં જઈને ઊભા થઈ ગયા. અને ફરમાવ્યું,

> 'જો હું સૈયદ હોઉં તો આગ મને કંઈ કરી શકશે નહિ; નહિતર મને સળગાવી દેશે. એ સિવાય મારી પાસે હસબ-નસબની બીજી કોઈ દલીલ નથી'.

આપ લગભગ એક કલાક તે આગમાં ઊભા રહ્યા. લોકોએ ઘણી વિનવણી કરી ત્યારે બહાર તશરીફ લાવ્યા. આપે પગમાં મખમલના જોડા પહેરેલા હતા તેની રૂંવાટી સુદ્ધાંને આંચ આવી નહિ!

## ૭૪ હાફિઝ મહમૂદ લાહોરી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા છે. હઝરતે આપને મકામે વિલાયતના ઉચ્ચ દરજ્જાઓની ખુશ ખબરી આપી હતી.

## ૭૫ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ત્રીજા ફરઝંદ છે. આપનો જન્મ ૧૧, શવ્વાલ, હી. સ. ૧૦૦૭ માં થયો. આપમાં બાળપણથી જ બુઝુર્ગીની નિશાનીઓ દેખાતી હતી. રમઝાન મુબારકમાં આપ દિવસે કદાપી દૂધ પીતા ન હતા. આપના વિશે ખુદ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) ફરમાવે છે કે:

'મારા ફરઝંદ મુહમ્મદ માસૂમ વિશે શું લખું! તે પોતે આ દૌલત યાને વિલાયતે ખાસ્સા મુહમ્મદિયહ ચલા સાહિબિહા અસ્સલાતો વત્તહિય્યહની ઈસ્તેઅદાદ ધરાવે છે.'

વળી ફરમાવે છે કે :

'એની ઉચ્ચ ઈસ્તેઅદાદનો તકાઝો હતો કે ત્રણ જ વર્ષની ઉમરમાં એણે જામેઈય્યતે ઈસ્તેઅદાદ અને હકીકતે તજલ્લીયે ઝાત અને તૌહિદમાં ઉચ્ચારણો કરવા માંડયા અને કહેવા લાગ્યા કે :

'હું આસ્માન છું,

હું જમીન છું,

હું ફલાણો છું...

હું ફલાણો છું!,

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ આપને 'કુતુબ' અને 'કૈયૂમ' હોવાની બશારત પણ આપી હતી.

આપે માત્ર ત્રણ માસની ટૂંકી મુદ્દતમાં કુરઆન શરીફ હિફ્ઝ કરી લીધું હતું અને માત્ર ૧૬ વર્ષની ઉમરમાં તો ઈલ્મે જાહિરમાં કામિલ થઈ ગયા હતા.

હી. સ. ૧૦૩૪માં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના વિસાલ બાદ જ્યારે આપ માત્ર ૨૭ વર્ષની વયે ઈરશાદ અને કૈયૂમિય્યતની મસ્નદ પર બિરાજમાન થયા ત્યારે તે દિવસે પચાસ હઝાર વ્યક્તિએ આપથી બૈઅત કરી જેમાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના લગભગ બે હઝાર ખલીફાઓ પણ શામેલ હતા. કહેવાય છે કે આપના નવ લાખ મુરીદો અને સાત હઝાર ખલીફાઓ હતા!

બાદશાહ શાહજહાંન, બાદશાહ ઔરંગઝેબ આલમગીર અને એમની બહેન રોશન આરા તેમ જ શાહી ખાનદાનના ઘણા લોકો આપથી બૈઅત હતા. આપે હજ્જ પણ કરી હતી અને દરબારે

ખુદા તેમ જ દરબારે હબીબે ખુદા (સલ.)થી બેશુમાર નેઅમતો અને ફૈઝ હાસિલ કર્યા હતા.

આપને છ પુત્રો અને પાંચ પુત્રીઓ હતી. તેઓ સર્વે ઉચ્ચ મકામોથી મુશર્રફ હતા.

૯, રબીઉલ અવ્વલ, હી. સ. ૧૦૭૯માં આપનો ઈન્તેકાલ થયો. વફાતથી પહેલાં આપે કિતાબ અને સુન્નતના પાબંદ રહેવાની વસીયત ફરમાવી. આપ આખરી સમયમાં સુરએ યાસીન શરીફ તિલાવત ફરમાવી રહ્યા હતા કે એકાએક આપે

'અસ્સલામો અલૈક યા નબીયલ્લાહ'

ફરમાવ્યું અને વાસિલ બ હક થઈ ગયા. ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલૈહિ રાજેઉન.

આપનો મઝારે મુબારક સરહિંદ શરીફ, પંજાબ, ભારતમાં છે. આપના મકતૂબાત શરીફના પણ ત્રણ દળદાર ગ્રંથો છે. જેવી રીતે હુઝૂર (સલ.)ની હદીસોમાં કુરઆન શરીફના મર્મોનું વિવરણ મળે છે તેવી રીતે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના મકતૂબાત શરીફની બારીક અને સૂક્ષ્મ બાબતોનું વિવરણ આપના મકતૂબાત શરીફમાં મળે છે.

**૭૬ મુલ્લા મુહમ્મદ માસૂમ કાબુલી**

આપ હકીમી (વૈદક) શાસ્ત્રના નિષ્ણાત હતા. હઝરતના સાહબઝાદા ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) આપથી વૈદક શાસ્ત્ર શીખ્યા હતા. હી. સ. ૧૦૨૬માં ઈન્તેકાલ થયો.

**૭૭ ખ્વાજા મુકીમ**

આપના નામે એક પત્ર નં. ૧૨૮ છે. વધુ વિગત મળી નથી.

**૭૮ મુલ્લા મુઝફ્ફર**

આપના નામે એક પત્ર નં. ૧૦૨ છે. વધુ વિગત મળી નથી.

### ૭૯ મિર્ઝા મુઝફ્ફર ખાન

આપના નામે એક પત્ર નં. ૧૭૮ છે. વધુ વિગત મળી નથી.

### ૮૦ શૈખ મુઝઝમ્મિલ (રહ.)

આપ હઝરતના ખાસ ખાદિમ અને ખલીફા હતા. હઝરતની તર્બિયતથી આપને જે મર્તબો હાસિલ થયો હતો તેનો ઉલ્લેખ હઝરતે પોતાના પત્ર નં. ૧૧ અને ૮૭માં કરેલો છે.

હઝરતની હયાતીમાં જ હી. સ. ૧૦૨૬માં આપનો ઈન્તેકાલ થયો. તે વખતે હઝરત સફરમાં હતા. આપની વફાતની ખબરથી હઝરતને ઘણો સદમો થયો અને આપના માટે ફાતિહા તેમ જ દુઆ ફરમાવી.

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)એ હઝરતને લખ્યું કે:

> 'હઝરત સલામત, આજે હફતાની રાતે, ૨૬, રબીઉસ્સાની-ના રોજ મિયાં શૈખ મુઝઝમ્મિલ આ દુનિયાથી વિદાય થયા, અને ખૂબ થયા. તે ટોપી, જે આપે ખુસૂસિયતની સાથે, તબર્રુકન, બંદહને (મને) ઈનાયત ફરમાવી હતી, તે દફન વેળા તેમના માથે પહેરાવી દીધી. એક પળ પછી જોયું કે આપની નિસ્બતે ખાસ્સહ આલીયહ તેમનામાં પ્રગટ થઈ અને એ અઝીઝ પર સંપૂર્ણપણે અને તે પછી તમામ કબરને એ નિસબતે ઘેરી લીધી. બલકે એની આસ-પાસની જગાને પણ નૂરથી માલામાલ કરી દીધી!'
>
> ('મકતૂબાતે માસૂમિયહ' ભાગ-૧, પત્ર નં. ૩)

### ૮૧ શૈખ મુહમ્મદ ઐરી (રહ.)

આપ પણ હઝરતના ખલીફા હતા. હઝારો લોકો આપથી ફૈઅત થયા. આપ પોતાના સમયના મશહૂર બુઝુર્ગ હતા.

### ૮૨ શૈખ મુહમ્મદ મક્કી (રહ.)

આપ હઝરતના ખલીફા અને હાજી કારી મૂસા લાહોરીના

પુત્ર હતા. વધુ વિગત મળી નથી.

## ૮૩ મુલ્લા મુહમ્મદ લાહોરી (રહ.)

આપ લાહોરના મહાન આલિમ અને સાહબે કમાલ ઉસ્તાદો પૈકી છે. આપનું ખાનદાન ઈલ્મ અને ફઝલનું મર્કઝ હતું. મુફતીના હોદ્દા પર રહ્યા.

સહીહ બુખારી શરીફ અને મિશ્કાત શરીફનો જ્યારે પણ ખત્મ થતો ત્યારે ખૂબ જ પુરતકલ્લુફ મેહફિલ ગોઠવતા હતા.

ખૂબ મોટી ઉંમર થઈ હતી. આપની તમામ ઔલાદ ઈલ્મ અને કમાલમાં પિતાનો નમૂનો હતી.

## ૮૪ મૌલાના હાજી મુહમ્મદ ફુરકતી (રહ.)

આપ જાહેરી રીતે સિપાહી હતા પરંતુ બાતિનમાં હઝરતની ખાનકાહના મોટા લોકો પૈકી હતા.

## ૮૫ સૈયદ મુહિબ્બુલ્લાહ માણેકપૂરી (રહ.)

આપનો જન્મ હી.સ. ૯૯૬માં સદરપૂરમાં થયો હતો. લાહોર પહોંચીને આપે મુલ્લા અબ્દુસ્સલામ લાહોરીથી ઈલ્મ હાસિલ કર્યો. શાહજહાનના વઝીર નવાબ સા'દુલ્લાહ ખાન આપના સહાધ્યાયી હતા.

જાહેરી ઈલ્મમાં પરિપૂર્ણ થઈ ગયા બાદ પ્રથમ આપે કુદવતુલ મશાઈખ શેખ મુહમ્મદ ફઝલુલ્લાહ બુર્હાનપુરી (રહ.)ની ખિદમતમાં રહીને ખિલાફત હાસિલ કરી.

તે પછી કેટલોક સમય હઝરત મીર મુહમ્મદ નુઅમાન બદખ્શી (રહ.)ની ખિદમતમાં રહ્યા.

તે પછી હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં લાંબો સમય રહી ખિલાફત હાસિલ કરી. હઝરતે ખિલાફત આપ્યા બાદ આપને માણેકપૂર રવાના કર્યા. ત્યાં ઘણો લાંબો

સમય રહ્યા બાદ હઝરતે આપને ઈલાહાબાદ જઈ વસવાટ કરવાની પરવાનગી આપી.

૧૯, રજબ, હી. સ. ૧૦૫૮માં ઈલાહાબાદમાં ઈન્તેકાલ થયો. અને ત્યાં જ આપનો મઝારે મુબારક છે.

## ૮૬ મૌલાના મુહિબ્બ અલી (રહ.)

મૌલાના મુહિબ અલી બિન સદરુદ્દીન થટવી સિંધી, ફકીહ અને શાયર હતા. આપના દાદા અલી સુલતાન બાબર જોડે હિન્દુસ્તાન આવ્યા અને શહીદ થઈ ગયા. વાલિદે હુમાયું સાથે હિન્દુસ્તાનનો પ્રવાસ કર્યો અને થઠ્ઠામાં વસવાટ કર્યો.

આપનો જન્મ થઠ્ઠામાં થયો. વાલિદનો સાયો બાળપણમાં જ ઊઠી ગયો. આપે ખૂબ જ મહેનતથી ઈલ્મ હાસિલ કર્યો. જ્યારે અબ્દુર્રહીમ ખાન ખાનાને સિંધ ફતેહ કર્યું તો આપ તેમની જોડે આગ્રા ચાલ્યા ગયા. કેટલોક સમય પછી બુર્હાનપુર જઈને એકાંતવાસ કર્યો. તે વખતે આપની ઉમર ત્રીસ વર્ષની હતી. પછી મુહમ્મદ બિન ફઝલુલ્લાહ બુર્હાનપુરીથી તરીકતની તકમીલ કરી.

તે પછી હજ્જ માટે ચાલ્યા ગયા. હજ્જથી બુર્હાનપુર પાછા આવ્યા તો શાહજહાન પોતાની સાથે દિલ્હી લઈ આવ્યા. અને બાકીની જિંદગી શાહજહાંનની મુસાહિબતમાં વિતાવી. હી. સ. ૧૦૪૦ પછી ઈન્તેકાલ થયો.

## ૮૭ મીર મોમિન બલ્ખી

આપના નામે એક પત્ર નં. ૧૫૧ છે. વધુ વિગત મળી નથી.

## ૮૮ શૈખ મુહમ્મદ મૌદૂદ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના હકીકી ભાઈ હતા. વધુ વિગત મળી નથી.

## ૮૯ મૌલાના યાર મુહમ્મદ (કદીમ) બદખ્શી તાલકાની (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના પુરાણા ખાદિમ અને ખલીફા છે. આપને કદીમ (સિનીયર) એટલા માટે કહેવામાં આવે છે કે આપના પછી એક બીજા યાર મુહમ્મદ પણ હઝરતની ખિદમતમાં હાજર થયા છે જેમણે મકતૂબાત શરીફના આ પ્રથમ ભાગનું સંપાદન કરેલું છે.

બુઝુર્ગોને નકશબંદિયહની કેટલીક ખુસૂસિયતો આપની પેશાનીથી જાહેર થતી હતી. ખુશ સીરતીની સાથે ખુબસૂરત પણ હતા. 'ઝુબ્દતુલ મકામાત'ના કર્તા મૌલાના હાસિમ કશ્મી (રહ.) ફરમાવે છે કે મૌલાનાએ એક દિવસે મને ફરમાવ્યું કે:

> 'હું મારી ખુબસૂરતી અને આ લાંબી દાઢીનો ઘણો આભારી છું કારણ કે જ્યારે પણ હું બજાર વગેરે સ્થળોએથી પસાર થાઉં છું ત્યારે મને જોઈને લોકો રસૂલુલ્લાહ (સલ.) પર દુરૂદ પઢવા લાગે છે!'

આપે હજ્જ પણ કરી હતી. હી. સ. ૧૦૪૬માં આપ હિજાઝે મુકદ્દસથી પાછા આવ્યા અને કેટલોક સમય પછી અકબરાબાદ તશરીફ લઈ ગયા અને ત્યાં જ આપનો વિસાલ થયો.

## ૯૦ મૌલાના યાર મુહમ્મદ (જદીદ) બદખ્શી તાલકાની (રહ.)

આપ સાહબે ઈલ્મ અને ઈર્ફાન હતા. આપે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)થી કેટલીક કિતાબો પઢી, અને લાંબો સમય આપની ખિદમતમાં રહીને બાતિની સુલૂકની તકમીલ કરીને ખિલાફત અને ઈજાઝતથી મુશર્રફ થયા. હઝરતના મકતૂબાત શરીફનો પ્રથમ ભાગ, જેનું તારીખી નામ 'દુર્રુલ મઅરિફત' છે તેનું હી. સ. ૧૦૨૫માં, હઝરતની હયાતીમાં આપે જ સંપાદન કર્યું.

## ૯૧ શૈખ યૂસુફ બર્કી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા છે.

પ્રથમ આપ પોતાના વતનના એક દુરવેશથી બૈઅત થયા હતા. પરંતુ આપે ખ્વાબમાં જોયું કે કેટલાયે ઓલિયા અલ્લાહ હઝરતની પ્રશંસા કરે છે અને આપને આપની ખિદમતમાં જવા માટે પ્રોત્સાહન આપે છે.

એટલે આપે હઝરતની જોડે પત્ર-વ્યવહાર કર્યો અને ત્યાર બાદ હઝરતની મુબારક ખિદમતમાં હાજર થઈ ફેઝ હાસિલ કર્યો તેમ જ ખિલાફત પણ પ્રાપ્ત કરી.

ખિલાફત પ્રાપ્ત કર્યા બાદ હઝરતે આપને જાલંધર (પૂર્વ પંજાબ) રવાના કર્યા. ત્યાં અસંખ્ય લોકોએ આપથી ફેઝ હાસિલ કર્યો. હી. સ. ૧૦૩૪માં ત્યાં જ આપનો ઈન્તેકાલ થયો. મઝારે મુબારક પણ ત્યાં જ છે.

## ૯૨ શૈખ મુહમ્મદ યૂસુફ

આપના નામે એક પત્ર નં. ૫૭ છે. વધુ વિગત મળી નથી.

## ૯૩ હાજી મુહમ્મદ યૂસુફ મુઅઝ્ઝિન, કશ્મીરી

આપના નામે બે પત્રો નં. ૨૯૫ અને ૩૦૩ છે. વધુ વિગત મળી નથી.

## ૯૪ લાલહ બૈગ

આપ અકબર બાદશાહના પુત્ર સુલતાન મુરાદના બખ્શી (લશ્કરનો પગાર ચૂકવનાર અધિકારી) હતા. બિહારના હાકિમ (ગવર્નર) પણ રહ્યા હતા. આપે 'સમરાતુલ કુદસ મિન શજરાતુલ ઉન્સ'ના નામથી સૂફિયોના જીવન વૃત્તાંતોને લગતી કિતાબ લખી હતી.

'મુઆસિરુલ ઉમ્રા' ભાગ-૨, પાન-૩૮૬ માં ઉપર પ્રમાણે વિગત મળે છે જ્યારે 'તારીખે મુહમ્મદી' કલમી, રઝા લાયબ્રેરી, રામપૂરમાં હી. સ. ૧૦૧૬ હેઠળ એમના વિશે આ પ્રમાણે લખ્યું છે :

'બાઝ બહાદુર' અને 'જહાંગીર કુલી ખાન' એમના ખિતાબ

હતા. જહાંગીરના અગ્રગણ્ય અમીર હતા. હી. સ. ૧૦૧૬ માં બંગાળમાં ઈન્તેકાલ થયો.

### ૯૫ મુલ્લા શકીબી અસ્ફહાની

આપ અબ્દુર્રહીમ ખાન ખાનાનના ઘરથી સંબંધ ધરાવતા હતા. થટ્ટાની ફતેહ વખતે પણ ખાન ખાનાનની જોડે હતા. સરસ શાયર હોવાના કારણે આપે થટ્ટાની ફતેહની ખૂશીમાં એક મસ્નવી લખી જેના પુરસ્કાર રૂપે ખાન ખાનાને એક હજાર અશરફી ઈનામ આપી. તે પછી જહાંગીરે આપને દિલ્હીની સદારત પર નીમ્યા. આખરે હી. સ. ૧૦૨૨માં દિલ્હીમાં ઈન્તેકાલ થયો 'શકીબી રફ્ત' આપની તારીખે વફાત છે.

### ૯૬ મુલ્લા શમ્સુદ્દીન

આપ હુસૈની સાદાત હતા. કેટલોયે સમય સુધી સંસારથી વૈરાગ્ય ધારણ કરીને, પ્રવાસ કરતાં રહ્યા. જહાંગીરના ઈન્તેકાલ પછી શાહજહાનની સેવા સ્વીકારી અને ત્રણ હઝારી પાયદળ તથા ત્રણ હઝાર સવારના સેનાપતિના હોદ્દા પર નીમાયા. ૧૯, રમઝાન હી. સ. ૧૦૬૭માં વફાત થઈ.

### ૯૭ શરીફ ખાન

આપ ખ્વાજા અબ્દુસ્સમદ શીરીં કલમના પુત્ર છે. જહાંગીરના સહાધ્યાયી, મિત્ર અને સાથી હતા. જહાંગીર જ્યારે બાદશાહ થયો ત્યારે એમનો પ્રભાવ ખૂબ વધી ગયો અને જહાંગીરે એમને 'પંજ હઝારી'નો હોદ્દો અને 'અમીરુલ ઉમ્રા'ના ખિતાબથી નવાઝયો. આખિર ઉમરમાં દક્ષિણમાં મોકલી આપ્યા. ત્યાં જ એમનો ઈન્તેકાલ થયો.

### ૯૮ મુહમ્મદ શરીફ

મોટે ભાગે મોઅતમદ ખાન બખ્શી તરફ નિર્દેશ છે. આપનું મૂળ નામ મુહમ્મદ શરીફ હતું અને 'મોઅતમદ ખાન' ખિતાબ

હતો. કેટલાયે વર્ષો સુધી બખ્શી—ફોજનો પગાર ચૂકવનાર અધિકારી—તરીકે રહ્યા. કોઈ સમય એવો નથી વિત્યો કે કોઈ ન કોઈ ઉચ્ચ હોદ્દા પર નીમાયેલા ન હોય.

જ્યારે જહાંગીર પહેલી વખત કાશ્મીર જતો હતો આપે એમના માટે માર્ગમાં તમામ વ્યવસ્થા કરી જેના કારણે બાદ-શાહની નઝરે કરમ આપના ઉપર ઓર વધારે થઈ ગઈ.

આપને ઇતિહાસથી બેહદ લગાવ હતો અને દુનિયાના ઇતિ-હાસની અનેક કિતાબો ભેગી કરી હતી. શાહ જહાનના સમયમાં ઈન્તેકાલ થયો.

## ૯૯ ખ્વાજા શર્ફુદ્દીન હુસૈન બદખ્શી

આપ હઝરત ખ્વાજા અહરાર (રહ.)ની ઔલાદમાંથી છે. અકબરી દૌરમાં અમીરના મરતબા સુધી પહોંચ્યા પરંતુ તે પછી અકબરના ઈલ્હાદના કારણે તેનાથી ખિલાફ થઈ ગયા. આખરે ગિરફતાર કરી લેવામાં આવ્યા. કેટલોક સમય કેદમાં રાખીને પછી છોડી મૂકવામાં આવ્યા.

## ૧૦૦ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના બીજા ફરજંદ છે. આપનો જન્મ શવ્વાલ હી. સ. ૧૦૦૫માં થયો. આપમાં બાળ-પણથી જ બુઝુર્ગીની નિશાનીઓ દેખાતી હતી. હઝરતનો ઈરશાદ છે કે:

> 'મુહમ્મદ સઈદ ચાર-પાંચ વર્ષના હતા ત્યારે બીમાર થઈ ગયા. બીમારીની હાલતમાં આપથી પૂછવામાં આવ્યું કે, 'બેટા, શું જોઈએ છે?'

તો બેઈખ્તિયાર આપની ઝબાનથી નીકળ્યું કે:

'હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) સાહબને ચાહું છું.'

મેં એમના આ શબ્દો હઝરત ખ્વાજા (રહ.)ને લખી મોકલ્યા તો હઝરત ખ્વાજાએ જવાબ આપ્યો કે :

> 'તમારા મુહમ્મદ સઈદે અમારી નિસ્બત પરોક્ષ રીતે (ગાઈબાનહ તૌર પર) ઉપાડી લીધી.'

વિદ્યાર્થી અવસ્થામાં જ હઝરતની તવજ્જોહથી આપ નક્શબંદી નિસ્બતથી મુશર્રફ થયા અને 'ખાઝિનુર્રહમત'નો લકબ મેળવ્યો. સત્તર-અઢાર વર્ષની ઉંમરમાં તો જાહેરી ઈલ્મમાં પરિપૂર્ણ થઈને મા'કૂલ અને મનકૂલની મુશ્કેલ કિતાબો પઢાવવા લાગ્યા. અને કેટલીક અતિ મુશ્કેલ કિતાબોની સમજૂતી અને વિવરણ પણ લખ્યા.

એક દિવસે હઝરતે ફરમાવ્યું કે :

> 'મારા પર મેદાને કિયામત અને મારા મુરીદોનું પુલસિરાત પરથી પસાર થવું મકશૂફ થયું. મુહમ્મદ સઈદ અમારા સૌમાં આગળ આગળ જતા હતા અને કિતાબે આમાલ જમણા હાથમાં લીધી હતી. પછી અમે સૌ બહિશ્ત (જન્નત)માં દાખલ થઈ ગયા.'

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ અંતિમ બીમારીમાં નમાઝની ઈમામત હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ના હવાલે કરી હતી.

'ઝુબ્દતુલ મકામાત'ના કર્તા મૌલાના હાશિમ કશ્મી (રહ.) ફરમાવે છે કે,

> 'એક વેળા હઝરતે મને ખાનગીમાં ફરમાવ્યું કે,
>
> 'ઉંમરનો કોઈ ભરોસો નથી. હવે જવાના દિવસો નજીક જણાય છે. હું ચાહું છું કે મુહમ્મદ સઈદ મારો જાનશીન થાય.'

હી. સ. ૧૦૬૭માં આપ પોતાના ભાઈઓ અને સગાંસ્નેહીઓ સંગાથે હજ્જે બૈતુલ્લાહ અને ઝિયારતે રોઝએ રસૂલુલ્લાહ (સલ.)થી મુશર્રફ થયા અને ત્યાં ઉચ્ચ મકામોથી સરફરાઝ થયા.

શહેનશાહ ઔરંગઝેબ આલમગીર (રહ.)એ દિલ્હી તશરીફ લાવવા માટે આપને વિનંતી કરી. હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ આપની વિનંતીને માન આપી દિલ્હી તશરીફ લઈ ગયા અને ઘણા દિવસ ત્યાં રહ્યા.

કેટલોક સમય પછી આપ ત્યાં બીમાર પડયા અને વતન પાછા આવતા હતા ત્યારે માર્ગમાં ૨૭, જમાદીલ ઉખ્રા, હી. સ. ૧૦૭૦માં આપનો ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહિ...

આપનો જનાઝો સરહિંદ શરીફ લાવવામાં આવ્યો અને આપના નાના ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)એ નમાઝે જનાઝા પઢાવી અને ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)ના ગુંબદમાં દફન કરવામાં આવ્યા.

આપને આઠ પુત્રો અને પાંચ પુત્રીઓ હતી. આપે લખેલી અનેક કિતાબો પૈકી આપના એકસો મકતૂબાત શરીફ (પત્રો)નો એક સંગ્રહ પણ છે.

## ૧૦૧ સદરે જહાન

મુફતી સદરે જહાન પહાનવી બિન અબ્દુલ મુકતદિરે શૈખ અબ્દુન્નબીની ખિદમતમાં ઈલ્મ હાસિલ કર્યો. કેટલાક દિવસો મુમાલિકે મહરૂસહના મુફતી રહ્યા પછી તૂરાનના પ્રવાસે ગયા. ત્યાંથી પાછા ફરીને ઉચ્ચ હોદ્દા પર નીમાયા.

અકબરના જમાનામાં 'બે હઝારી'નો હોદ્દો મળ્યો અને જહાંગીરના જમાનામાં 'ચાર-હઝારી' નો હોદ્દો પ્રાપ્ત કર્યો. કનોજ એમને જાગીર તરીકે આપવામાં આવ્યું. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) કરતાં ઉંમરમાં લગભગ ૭૦ વરસ મોટા હતા.

હીજરી ૧૦૨૭માં એકસોવીસ વરસની ઉંમરે કનોજ નજીક, પહાન નામના ગામમાં ઈન્તેકાલ થયો.

## ૧૦૨ શૈખ સદરુદ્દીન હકીમ

મસીહુઝઝમાન મીર્ઝા સદરુદ્દીન બિન ફખ્રુદ્દીન શીરાઝીએ હિકમતમાં શોહરત મેળવી. અકબરી દૌરમાં હિન્દુસ્તાન આવ્યા અને જહાંગીરના જમાનામાં તમામ તબીબો અને હકીમોમાં અનોખા થયા. શાહજહાંની દૌરમાં ઓર તરક્કી કરી. હી. સ. ૧૦૬૧માં ઈન્તેકાલ થયો.

## ૧૦૩ મુલ્લા સફર અહમદ રૂમી (રહ.)

આપ સહીહુન્નસબ સૈયદ હતા અને મુલ્કે રૂમના મહાન મશાઈખ પૈકી હતા. જ્યારે મદીના મુનવ્વરા ઝિયારત માટે હાજર થયા ત્યારે હુઝૂર (સલ.)એ આપને હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં સરહિંદ શરીફ જવાની સૂચના આપી જેથી આપ હિન્દુસ્તાન તરફ રવાના થયા.

હી. સ. ૧૦૧૨માં જ્યારે લાહોર પહોંચ્યા તો શુભ સંજોગે હઝરત પણ તે વખતે લાહોરમાં જ તશરીફ લાવેલ હતા જેથી ત્યાં જ આપથી બૈઅત થયા અને સુલૂકની બાતિની તકમીલ પછી આપને ખિલાફતથી નવાઝવામાં આવ્યા.

તે પછી હઝરતે પોતાના ત્રીજા પુત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની શાદી મુલ્લા સફર અહમદ રૂમી (રહ.)ની નેક પુત્રી જોડે કરી જેથી આપ હઝરતના વેવાઈ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના સસરા થયા.

હી. સ. ૧૦૪૦ માં સરહિંદ શરીફમાં આપનો ઈન્તેકાલ થયો.

## ૧૦૪ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના સૌથી મોટા પુત્ર છે. આપનો જન્મ હી. સ. ૧૦૦૦ માં થયો. બાળપણથી જ આપમાં બુઝુર્ગીની નિશાનીઓ સ્પષ્ટ દેખાતી હતી.

હઝરત ફરમાવે છે કે,

'મારા વાલિદ સાહબ (રહ.) ફરમાવ્યા કરતા હતા કે :

"તમારો આ પુત્ર મને હકાઈક અને મઆરિફની એવી એવી અજબ વાતો પૂછે છે કે એનો જવાબ આપવો મુશ્કેલ પડે છે!"

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) હી. સ. ૧૦૦૮ માં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થયા તો મુહમ્મદ સાદિક પણ સાથે હતા. માત્ર આઠ વર્ષની ઉંમરે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બૈઅત થઈને આપની નિસબતથી મુશર્રફ થઈ ગયા.

એક દુર્વેશ સુલૂકની તકમીલ કરીને, શૈખે કામિલની ખિલાફત હાસિલ કરીને, હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં હાજર થયા અને પોતાના હાલાત બયાન કર્યા અને કહ્યું કે,

> 'આપની પાસે આથી વધારે હોય તો હું આપથી ફૈઝ હાસિલ કરું.'

એના જવાબમાં હઝરત ખ્વાજા સાહબ (રહ.)એ મુહમ્મદ સાદિક (રહ.)ને બોલાવ્યા અને એમના અહવાલ પૂછવા માંડ્યા તો આઠ વર્ષના એ બાળકે પોતાના જે હાલાત બયાન કર્યા તે પેલા પચાસ વર્ષના શૈખ કરતાં ક્યાંયે વધારે હતા જેને સાંભળીને તે દુરવેશ શરમાઈ ગયા અને હઝરત ખ્વાજા (રહ.)થી બૈઅત થયા'

બાળપણથી જ અલ્લાહ તઆલાએ આપને 'કશ્ફે કુલૂબ (દિલનાં હાલાત જોવા અને જાણવા)ની તેમ જ 'કશ્ફે કુબૂર' (કબરના હાલાત જોવા અને જાણવા)ની શક્તિ આપી હતી. બાતિની તરક્કી ઉપરાંત જાહેરી ઈલ્મમાં પણ આપ માત્ર ૧૮ વર્ષની ઉંમરમાં પરિપૂર્ણ થઈને મુશ્કેલ કિતાબો પઢાવવા લાગ્યા.

માત્ર ૨૧ વર્ષની ઉંમરે તો હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)એ આપને ખિલાફત અતા ફરમાવી. અને માત્ર ૨૪ વર્ષની

ભરયુવાન વયે પ્લેગની બિમારીથી, હી. સ. ૧૦૨૫માં, ૯મી રબીઉલ અવ્વલના દિવસે આપનો ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહિ...

આપનો મઝારે મુબારક સરહિંદ શરીફમાં, હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના મઝારે મુબારકની પાસે છે.

## ૧૦૫ મૌલાના મુહમ્મદ સાદિક કશ્મીરી (રહ.)

મૌલાના મુહમ્મદ સાદિક કશ્મીરી ઈબ્ને કમાલુદ્દીન હનફી પોતાના કાળના મહાન આલિમ હતા. ફકીર મુહમ્મદ દહેલવીએ આપનો ઉલ્લેખ 'હદાઈકુલ હનફિયહ' નામની પોતાની કિતાબમાં કરેલો છે.

જહાંગીરે આપને પોતાના દરબારમાં બોલાવ્યા અને મુલ્લા હબીબુલ્લાહ શીઆ જોડે મુનાઝિરો કરાવ્યો. આપે તેની આગળ એવી સબળ અને સચોટ દલીલો રજુ કરી કે તે જવાબ આપી શક્યો નહિ.

આપનો ઈન્તેકાલ કાશ્મીરમાં થયો.

## ૧૦૬ શૈખ મુહમ્મદ સાદિક કાબુલી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખાસ ખાદિમ અને ખલીફા છે. હઝરતની આપ પર એટલી ભારે કૃપા હતી કે આપને હઝરતના કુટુંબીજન તેમ જ રાઝદાર સમજવામાં આવતા હતા. ખિલાફત મેળવ્યા બાદ આપે લાહોરમાં નિવાસ કર્યો અને અસંખ્ય લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો.

હી. સ. ૧૦૧૮માં આપનો ઈન્તેકાલ થયો.

## ૧૦૭ મીર સાલેહ નેશાપૂરી

આપના નામે બે પત્રો નં. ૧૨૫ અને ૧૨૬ છે. વધુ વિગત મળી નથી.

### ૧૦૮ મુલ્લા મુહમ્મદ સાલેહ બદખ્શી કોલાબી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખાદિમ અને ખલીફા છે. સ્વભાવે ખૂબ જ ખામોશ હતા. હઝરતને કેટલીયે વાર આપની તારીફ કરતા લોકોએ સાંભળ્યા હતા.

આપે હઝરતના સાહબઝાદાઓની ફરમાઈશ પર એક કિતાબ લખી હતી જેમાં હઝરતના દિવસ-રાતના તમામ મા'મૂલાતને જમા કર્યા હતા.

હી. સ. ૧૦૩૮માં આપનો ઈન્તેકાલ થયો.

### ૧૦૯ સિકંદર ખાન લોદી

આપના નામે બે પત્રો નં. ૮૨ અને ૯૩ છે. વધુ વિગત મળી નથી.

### ૧૧૦ મુલ્લા મુહમ્મદ સિદ્દીક કશ્મી બદખ્શી (રહ.)

આપ બદખ્શાં ઈલાકાના 'કશ્મ'ના રહેવાશી હતા. યુવાનવયે હિન્દુસ્તાન આવ્યા. શએર અને શાયરીમાં નિષ્ણાત હતા. તખલ્લુસ 'હિદાયત' હતું. અબ્દુર્રહીમ ખાન ખાનાનની સુહબત મેળવી. તે પછી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બૈઅત થઈને નકશબંદી સિલસિલામાં દાખલ થયા અને ફૈઝ હાસિલ કર્યો.

હઝરત ખ્વાજા સાહબ (રહ.)ના ઈન્તેકાલ પછી હઝરત મુજદ્દિદ અલ્ફે સાની (રહ.)ની ખિદમતમાં હાજર થઈને વિલાયતના ઉચ્ચ મકામો હાસિલ કર્યા જેનો ઉલ્લેખ હઝરતે પોતે પત્ર નં. ૨૪૧માં કરેલો છે. હઝરતે આપને ખિલાફતથી પણ નવાઝ્યા.

હી. સ. ૧૦૩૨માં આપે હરમૈન શરીફયનની ઝિયારત પણ કરી. હી. સ. ૧૦૫૧માં દિલ્હીમાં આપનો ઈન્તેકાલ થયો. હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મકબરામાં દફન કરવામાં આવ્યા.

### ૧૧૧ શૈખ સૂફી (રહ.)

આપનું નામ મુહમ્મદ હતું. સારા શાએર અને સૂફી હતા.

અબ્દુર્રહીમ ખાન ખાનાને પોતાના કુતુબખાનાના વ્યવસ્થાપક અને પોતાના સલાહકાર બનાવ્યા. પછી ગોશાનશીન (એકાંતવાસી) થઈ ગયા. હી. સ. ૧૦૩૨માં ઈન્તેકાલ થયો.

### ૧૧૨ સૂફી કુર્બાન (રહ.)

આપ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા, સાહબે હાલ અને ઝૌક તેમ જ સુન્નતે નબવી (સ.)ના ખૂબ જ પાબંદ હતા.

### ૧૧૩ શૈખ હમીદ સંભલી (રહ.)

આપ કુરઆને કરીમની તફસીર બયાન કરવાની હેસિયતથી અલ્લામએ ઝમાન અને અજોડ વ્યક્તિ તરીકે મશહૂર હતા.

### ૧૧૪ શૈખ હમીદ બંગાલી (રહ.)

આપ પણ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખાસ ખાદિમ અને ખલીફા છે.

શરૂઆતમાં આપ હઝરતના સખત વિરોધી હતા. એક વખતે આગ્રામાં હઝરત જોડે આપની પ્રથમ મુલાકાત થઈ. પહેલી જ મુલાકાતમાં હઝરતની નિગાહે ખાસ અને તવજ્જોહે બાતિનીની બરકતથી આપનો વિરોધ એઅતિકાદમાં ફેરવાઈ ગયો અને હઝરતથી બૈઅત થઈને પગપાળા આગ્રાથી સરહિંદ શરીફ ગયા.

સરહિંદ શરીફમાં બે વરસ હઝરતની ખિદમતમાં રહીને સુલૂકની મંઝિલો તય કરી અને ખિલાફત મેળવી પોતાના વતન મંગલકોટ, જિલ્લા બરદ્વાન, બંગાલ પાછા ફર્યા. હઝારો લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો.

હી. સ. ૧૦૫૦માં આપનો ઈન્તેકાલ આપના વતનમાં જ થયો. આપનો મઝારે મુબારક પણ ત્યાં જ છે.

### ૧૧૫ હરે રામ (હિન્દુ)

તેઓ એક હિન્દુ સજ્જન હતા અને ફકીરો તેમ જ અલ્લાહવાળાઓથી મુહબ્બત અને અકીદત ધરાવતા હતા.

એમણે હઝરતને ભાવનાસભર બે પત્રો લખ્યા હતા જેના જવાબમાં હઝરતે એમને આ પત્ર લખેલો છે. વધુ વિગત મળી નથી.

## ૧૧૬ મુલ્લા હસન કશ્મીરી (રહ.)

શૈખ હસન કશ્મીરી, બાદમાં દહેલ્વી ફઝલ અને બુઝુર્ગીમાં મશહૂર હતા. તરીકતની તકમીલ શૈખ નજમ ચાય સહનવી (રહ.)થી કરી. તે પછી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની સુહબત ઇખ્તિયાર કરીને ફૈઝ હાસિલ કર્યો.

હકાઈક અને મઆરિફમાં મુમતાઝ હતા. હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ને સર્વ પ્રથમ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં લઈ જનાર આપ જ છે.

હી. સ. ૧૦૫૧માં આપનો ઈન્તેકાલ થયો.

## ૧૧૭ શૈખ હસન બર્કી (રહ.)

આપ મૌલાના અહમદબર્કી (રહ.)ના શાગિર્દ હતા. હઝરતની ખિદમતમાં હાજર થઈ બૈઅત થયા અને ફૈઝ હાસિલ કરી પોતાના વતન પાછા ફર્યા અને મૌલાના અહમદ બર્કીની ખિદમતમાં રહ્યા.

એક વખતે હઝરતે મૌલાના અહમદને પત્રમાં લખ્યું કે :

'જો તમારું પ્રવાસે જવાનું થાય તો એઓ (શૈખ હસન) તમારા કાએમ મુકામ છે.'

સંજોગ વસાત્ એ પત્ર પહોંચવાના થોડા દિવસ પછી મૌલાના અહમદ આખિરતના પ્રવાસે ઉપડી ગયા. ઈન્ના લિલ્લાહિ... અને શૈખ હસન આપની જગાએ નિયુક્ત થયા.

અસંખ્ય લોકોએ આપથી ફૈઝ હાસિલ કર્યો. આપનો મઝારે મુબારક આપના વતન ઉસ્માનપુરમાં છે.

## ૧૧૮ મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી બદખ્શી (રહ.)

આપે પ્રથમ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના ખલીફા હઝરત મીર મુહમ્મદ નુઅમાન (રહ.)થી ઝિક્ર અને મુરાકિબાની તા'લિમ હાસિલ કરી.

હઝરત મીર મુહમ્મદ નુઅમાન (રહ.)એ પોતાની પુત્રીની શાદી પણ આપથી કરાવી. ત્યાર પછી હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર થયા. અને હઝરતની વફાત સુધી લગભગ બે વરસ સુધી ઘરે હોય કે સફરમાં સાથે રહ્યા. અને હઝરતથી ફૈઝ હાસિલ કરતા રહ્યા.

હઝરતે આપને ખિલાફત પણ આપી.

હઝરતના મકતૂબાત શરીફના ત્રીજા ભાગનું આપે જ સંપાદન કરેલું છે. વળી 'જુબ્દતુલ મકામાત' અને 'દીવાને હાશિમ' આપની યાદગાર કૃતિઓ છે.

રજબ ૧૦૫૪ હીજરીમાં વફાત થઈ. મઝારે મુબારક બુરહાનપુરમાં છે.

## ૧૧૯ મિર્ઝા હિસામુદ્દીન અહમદ (રહ.)

આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના ખલીફા હતા. એટલે હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.)ના પીરભાઈ થતા હતા.

આપ પ્રથમ અકબર બાદશાહના દરબારમાં અમીર હતા અને અબૂલ ફઝલની બહેન જોડે નિકાહ થયા હતા પરંતુ પાછળથી આપે 'અમીર'ના પદનો ત્યાગ કરી હઝરત ખ્વાજા (રહ.)ની ખિદમતમાં રહી અલ્લાહની યાદમાં જીવન વિતાવ્યું.

આપ દરરોજ કુરઆન શરીફના પંદર પારહ પઢતા હતા.

હઝરત ખ્વાજા (રહ.)ના ઈન્તેકાલ બાદ એમના બંને સાહબઝાદાઓની તર્બિયત આપે જ કરી.

માહે સફર હીજરી ૧૦૪૨ માં વફાત થઈ. મઝારે મુબારક દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ના મઝારે મુબારકની નજીક છે. આપ 'ખ્વાજા અબરાર'ના નામે મશહૂર હતા.

## ૧૨૦ સૈયદ હુસૈન માણેકપૂરી (રહ.)

આપના નામે એક પત્ર નં. ૨૨૧ છે. વધુ વિગત મળી નથી.

## ૧૨૧ મુલ્લા હુસૈની (રહ.)

મોટે ભાગે મૌલાના હુસૈન નાનબાઈ તરફ નિર્દેશ હોવાનું જણાય છે. આપ કાશ્મીરમાં પૈદા થયા અને શૈખ મુહમ્મદ કાદરી પાસે તા'લિમે તરીકત હાસિલ કરી. પછી દિલ્હી આવ્યા અને અબ્દુરશહીદ અહરારીની સુહબત અપનાવી.

તે પછી કેટલોક સમય સુધી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં રહ્યા. પછી કાશ્મીર ચાલ્યા ગયા અને આખી જિંદગી ઈબાદતમાં વિતાવી.

હી. સ. ૧૦૫૦ માં ઈન્તેકાલ થયો.



**સૂચના :**

જે કિતાબોના આધારે આ હાલાત મેં લખ્યા છે તેની યાદી પાછળ આપી છે.

**—અબ્દુલકાદિર ફાતીવાલા**



# આધાર ગ્રંથો

૧ 'અનવારે મા'સૂમિય્યહ'
લેખક : મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.)

૨ 'અહસનુત્તકવીમ'
લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)

૩ 'ખ્વાજા બાકી બિલ્લાહ ઔર સાહબઝાદગાન વ ખુલ્ફા'
લેખક : મૌલાના નસીમ અહમદ ફરીદી, અમરોહી

૪ 'તજલ્લિયાતે રબ્બાની' ભાગ-૧, ૨
લેખક : મૌલાના નસીમ અહમદ ફરીદી, અમરોહી

૫ 'તઝકિરએ ઈમામે રબ્બાની મુજદ્દિદ અલ્ફેસાની' (રહ.)
સંપાદક : મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની

૬ 'હઝરત મુજદ્દિદ અલ્ફેસાની' (રહ.)
લેખક : મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.)

૭ 'હઝરાતુલ કુદ્દસ' ભાગ-૨
લેખક : હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી (રહ.)
(ખલીફએ હઝરત મુજદ્દિદ અલ્ફેસાની રહ.)



# હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી(રહ.)ની આ કિતાબો આપે વસાવી ?

## મેઅયારુસ્સુલૂક

સાલિકો માટે બેહતરીન માર્ગદર્શિકા (ગાઈડ)

મૂલ્ય : ગુજરાતી રૂ. ૪૦, ટ.ખ. રૂ. ૨-૫૦+રૂ. ૪-૫૦ રજિ.ના અલગ

મૂલ્ય : ઉર્દૂ રૂ. ૬૦ ટ.ખ. રૂ. ૨-૫૦+રૂ. ૪-૫૦ રજિ.ના અલગ

## અહસનુત્તકવીમ

અનેક ગૂઢ સવાલોના સરળ જવાબો આપતી કિતાબ

મૂલ્ય : ઉર્દૂ રૂ. ૧૫, ટ.ખ. રૂ. ૧+રૂ. ૪-૫૦ રજિ.ના અલગ

(ગુજરાતીમાં હવે સ્ટોકમાં નથી.)

## કુતૂહલ હર્મૈન

દરબારે ખુદા અને હબીબે ખુદા (સલ.)માં લેખક પર થયેલી ઈનાયતો અને નવાઝિશોનું અદ્દભુત વર્ણન

મૂલ્ય : ગુજરાતી રૂ. ૭, ટ. ખ. રૂ. ૧-૦+રૂ. ૪-૫૦ રજિ.ના અલગ

જો આ કિતાબો આપે વસાવી ન હોય, તો ઉતાવળ કરો, નહિતર ગાડી ચૂકી જશો.

## 'જમેઅ‍ા હિદાયત'ની કિતાબોના વેચાણ કેન્દ્રો

૧ 'અંજુમને હિદાયત' C/o 'સત્કાર કાપડ કેન્દ્ર'
ઝાંપા બજાર, પો. ઓ.ની સામે, સુરત ૩૯૫ ૦૦૩

૨ 'અત્તરિસ્થાન', ભાગાતળાવ, સુરત

૩ 'ઈસ્લામી કુતુબખાના', ચોક બજાર, જામે મસ્જિદ, સુરત

૪ 'કલીમ બુક ડેપો,' ખાસ બજાર, અમદાવાદ

૫ 'કાલુપુર ન્યુઝ પેપર સ્ટોલ,' કાલુપુર, અમદાવાદ

૬ 'તાજ બુક ડેપો,' મહંમદ અલી રોડ, મુંબઈ-૩

૭ 'કોસ્મો ગુડઝ ટ્રાન્સપોર્ટ કું.' [ફોન : ૮૫૫૦ ૨૯૪]
૭૩, મેમનવાડા, મીનારા મસ્જિદની પાછળની ગલી, મુંબઈ-૩

૮ ગુલામનબી કાતીવાલા C/o 'સંગમકલા વર્કસ'
વેનુભુવન, પેટ્રોલ પંપ પાસે, લેમિંગ્ટન ક્રોસ રોડ,
ગ્રાંટરોડ, મુંબઈ-૭ ફોન : ૩૭૦ ૩૦૯

૯ મા. ઈબ્રાહીમભાઈ કુટવાલા, જલાલપુર રોડ, નવસારી

૧૦ 'ડીલાઈટ પરફ્યુમ સેન્ટર'
ટાવર-દુધિયા તળાવ લીંક રોડ, નવસારી

૧૧ 'રાજ પરફ્યુમરી સ્ટોર્સ,' ગાંધી પ્રતિમા સામે, વલસાડ

૧૨ 'અમીન ટ્રાવેલ સર્વિસ,' સુપ્રીમ હોટલ સામે, વલસાડ

૧૩ Mr M. M. Ghari, 149, Mere Road
LEICESTER, U. K. LE 55 GQ

□

આ ઉપરાંત આપના ગામના પુસ્તક વેચનારને પૂછો. કિતાબો ટપાલ મારફતે અથવા આંગડિયા મારફતે મંગાવવા માટે તેમ જ વેપારી પૂછપરછ માટે માત્ર નં. ૧માં લખેલા સરનામે જ પત્ર વ્યવહાર કરવો.

□